કારણે અપ્રાપ્ય બનેલાં પઢિયારનાં સ્વર્ગનાં પુસ્તકોમાંથી દોહન કરીને એક ગ્રંથ છપાવવો" એમ ઠરાવ અંક ૨૦ તા. ૨૧-૧૨-૩૯ થી ઠરાવ્યું.

આ દોહનનું કામ સ્વર્ગસ્થે પોતે જ શરૂ કરેલું. કારણ કે પુસ્તકાલય પ્રવૃત્તિની શરૂઆતમાં જે કેટલાંક પુસ્તકોનો પ્રચાર એમણે ઉમંગપૂર્વક કરેલો તેમાં આ 'સ્વર્ગનાં' પુસ્તકો પણ અગ્રગણ્ય હતાં. સ્વર્ગનાં પુસ્તકોએ સદ્‌ગતના દિલ ઉપર ખૂબ અસર કરેલી. તેમાંનાં અનેક દૃષ્ટાંતો વાતચીત દરમ્યાન એ આપતા. એ પુસ્તકો એમને એટલાં બધાં ગમતાં કે હજી પણ તેમનો પ્રચાર થાય તો સારૂં એમ એ ઇચ્છતા હતા. એટલે એ પુસ્તકોની એક પછી એક નવી આવૃત્તિઓ પોતે કઢાવવાનો વિચાર પણ કરેલો. પરંતુ તત્સંબંધી મિત્રો સાથેની વાતચીતમાં એમની પોતાની યોજના મુજબ સઘળા ગ્રંથોનું પ્રકાશનકાર્ય તેમના જીવનકાળ દરમિયાન પાર નહિ પાડી શકાય એવી તેમની ખાતરી થતાં તેમણે 'દોહન'નો વિચાર પસંદ કરેલો. અને સદરહુ પુસ્તકોના અસલ પ્રકાશક અમદાવાદની એ સુપ્રસિદ્ધ સંસ્થા 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના સંચાલક ભિક્ષુ* શ્રી અખંડાનંદજીની પરવાનગી મળશે જ એવી શ્રદ્ધાપૂર્વક દોહન માટેનું કામ મિત્રોની મદદથી શરૂ કરી દીધેલું. પણ તે પછી અલ્પ સમયમાં જ તેમનું અણધાર્યું અવસાન થવાથી તે કામ મુલતવી રહેલું. સ્વર્ગસ્થે સ્વહસ્તે આદરેલું પણ તેમના અણચિંતવ્યા અવસાનને કારણે અધૂરૂં રહેવા પામેલું એ કાર્ય પૂરૂં કરાવી તેને જ સ્વર્ગસ્થ-નિમિત્ત શરૂ થતી સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રકટ કરવાનો યોગાનુયોગ હશે એની કોને ખબર હતી?

સ્વર્ગસ્થનો પુણ્યાત્મા રાજ્ય પુસ્તકાલય મંડળના આ નિર્ણયથી

---

* હવે સ્વર્ગસ્થઃ તા. ૨-૧-૪૨ ને શુક્રવારે એમનું અવસાન થયું છે.

સંતુષ્ટ થશે એવી શ્રદ્ધાથી જ મંડળની કારોબારીએ ઉપરોક્ત ઠરાવ કરવાનું ઉચિત ગણ્યું છે. પુસ્તકના સંપાદનનું કાર્ય, દોહનની યોજના નક્કી કરવાની વિચારણામાં ભાગ લેનાર મંડળના સહમંત્રી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીને સોંપાતાં તે તેમણે સહર્ષ સ્વીકારી લીધેલું. શ્રીયુત ચોકસીએ એ કાર્ય કેવી રીતે પાર પાડ્યું છે તેનો ખ્યાલ તેમના ' નિવેદન 'માંથી મળી રહેશે.

' સ્વ. મો. ન. અમીન ' સ્મારક ફંડ તથા ગ્રંથમાળાની યોજના બાબત જણાવવાનું કે:—

સને ૧૯૪૧ ના જુલાઇ માસની આખર સુધીમાં આ સ્મારક ફંડ ખાતે રૂ. ૪૨૬૧–૬–૦ ભેગા થયા છે ને બીજા થોડાક વધુ થવાનો સંભવ છે. તેમાંથી નક્કી થયેલી ગ્રંથમાળાની યોજનાનુસાર રૂ. ૧૫૦૦ પુસ્તકપ્રસિદ્ધિના કામ માટે ચાલુ થાપણ તરીકે રાખી બાકીની રકમનું ટ્રસ્ટડીડ કરી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરાને સોંપી દેવામાં આવ્યું છે, અને પુ. સ. સ. મંડળ લિ. ની કારોબારીએ તા. ૧૧–૧૧–૪૧ ના રોજ મળેલી સભામાં ઠરાવ અંક ૨૨ થી તે ટ્રસ્ટ સ્વીકાર્યું છે.

ગ્રંથમાળાની સ્વીકારાયલી યોજનાનો જાહેરે જાણવા જેવો જરૂરી સાર નીચે પ્રમાણે છે—

( ૧ ) દર વર્ષે સ્વ. શ્રી મોતીભાઈ અમીનની પુણ્યતિથિએ રાજ્ય પુ. મંડળે નીમેલી ૩ સભ્યોની પુસ્તકપસંદગી સમિતિએ પસંદ કરેલા અને પેટાસમિતિએ બહાલી આપેલા શિષ્ટ પુસ્તકનું પ્રકાશન થતું રહેશે, અને તે અગાઉથી નોંધાયલાં ગ્રાહકોને લગભગ પડતર કિંમતે પૂરું પડાશે.

( ૨ ) માળા માટે જીવનચરિત્ર, ધર્મ, નીતિ, વિજ્ઞાન, પ્રવાસ,

શિક્ષણ, ગ્રામોન્નતિ, વ્યાયામ અને સાહિત્ય જેવા લોકોપકારક વિષયોનાં ઉત્તમ પુસ્તકો બનતા સુધી ફરતાફરતી વિષયના પ્રસિદ્ધ કરાશે.

( ૩ ) પુસ્તકસમિતિએ ભલામણ કરેલા વા પેટાસમિતિએ પસંદ કરેલા સુમગ્ર ગ્રંથનો લોકભોગ્ય અનુવાદ સિદ્ધહસ્ત અનુવાદક પાસે તૈયાર કરાવાશે, અગર તો જાહેરાત દ્વારા લેખકો પાસેથી તેવા અનુવાદ કિંવા મૌલિક લખાણ મેળવી લેવાશે.

( ૪ ) પસંદ થયેના પુસ્તકના લેખક યા અનુવાદકને યોગ્ય પુરસ્કાર વા મહેનતાણું આપવાની વ્યવસ્થા રહેશે.

( ૫ ) પ્રસિદ્ધ થતા પુસ્તકોની જોડણી ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોષને અનુસરશે.

( ૬ ) એક કરતાં વધુ પુસ્તકોનાં લખાણ આવ્યે તેમાંથી યોગ્ય વિષયનાં ઉત્તમ પુસ્તકોની ભલામણ પુસ્તકપસંદગી સમિતિ કરશે ને તેમાંથી કયું પહેલું છપાવવું તેનો નિર્ણય ગ્રંથમાળાના સંચાલન માટે નીમાયેલી પેટાસમિતિ કરશે.

( ૭ ) બીજા નંબરે પસંદ થયેલાં લખાણ, લેખકની સંમતિ હશે તો બીજા વર્ષોએ છાપવા માટે રાખી શકાશે. પસંદગી ન પામેલા લખાણ જે તે લેખકને પાછાં અપાશે.

( ૮ ) રૂ. ૨)ની અનામત રકમ, પુસ્તક બહાર પડતાં પહેલાં જે સંસ્થાની વા વ્યક્તિની, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. પાસે જમા આવી હશે તે બધા અગાઉથી નોંધાયલાં ગ્રાહક ગણાશે, અને તેમને ગ્રાહક માટે ઠરાવેલી કિંમતે, તેમને પોતાને ખર્ચે રજી-સ્ટર્ડ બુક પોસ્ટથી પુસ્તક મોકલી આપવાની વ્યવસ્થા રહેશે. કોઇની મારફત, રૂબરૂ વા પુ. સ. મ. મંડળ તરફથી મેળવવાનાં બીજાં પુસ્તકોના પારસલ ભેગું પણ પુસ્તક મંગાવી શકાશે.

(૯) નવા વર્ષે ગ્રાહક તરીકે ચાલુ રહેવા સારૂ ગ્રાહકે પ્રસિદ્ધ થતા પુસ્તકને રોકડેથી વા વી. પી. થી મંગાવી લેવું જોઇશે, અગર તો પછી દરેક વર્ષે અનામત રૂ. ૨) માં પડતો ખૂટકો પૂરો કરતાં રહેવું જોઇશે.

(૧૦) ચાલુ થાપણ તથા ટ્રસ્ટના વહીવટ ઉપરાંત પેટા સમિતિએ બહાલ કરી મોકલેલા પુસ્તકને ઠરેલા કદમાં સુશોભિત રીતે છપાવીને બહાર પાડવાનું તથા ગ્રાહકોને પૂરા પાડવાનું કામ પુ. સ. સ. મંડળ કરશે.

ગ્રંથમાળાની ઉપરોક્ત યોજના ધ્યાનમાં લઈ સ્વ. મોતીભાઇ સાહેબને ચહાનાર ને વખાણનાર વડોદરા રાજ્યની તેમજ ગુજરાત બૃહદ્ ગુજરાતની જાહેર સંસ્થાઓ તેમજ વ્યક્તિઓ ગ્રંથમાળાના ગ્રાહક તરીકે પોતાનાં નામ નોંધાવી દધને સ્વર્ગસ્થ પ્રત્યે પોતાનો આદરભાવ વ્યક્ત કરશે એવી આશા રાખવામાં આવે છે.

સદ્ગત શ્રી મોતીભાઇ અમીનના જીવન તથા કાર્યનો ખ્યાલ મેળવવા માટે કિશોરચરિત્રમાળાના જાણીતા લેખક શ્રીયુત રસુલભાઇ વહોરાની રસપ્રદ કલમે લખાયલું '**મૂગા લોકસેવક મોતીભાઇ અમીન**' એ નામનું નાનકડું પુસ્તક, તેમજ આણંદથી કામ કરતી ગુજરાત બૃહદ્ ગુજરાતની 'મો. ન. અમીન સ્મારક સમિતિ' તરફથી છપાતો સ્વર્ગસ્થનો મોટો ચરિત્રગ્રંથ વાંચવાની ભલામણ કરીએ છીએ. તેવીજ રીતે સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારનું જીવનચરિત્ર જાણવા માટે કિશોરચરિત્રમાળા ગુચ્છ ૨ જાનું પુષ્પ ૧૨ મું વાંચવાની ભલામણ કરીએ છીએ.

અંતે, ગ્રંથસંપાદનને લગતી તમામ તથા મુદ્રણકામ અંગે મુફરીડીંગની કામગીરી, કોઇ પણ જાતના બદલા વગર ફુરસદના સમયના ભોગે પણ, બજાવવા બદલ શ્રીયુત ચોકસીનો, પ્રાથમિક

ચૂંટણીમાં સહાયભૂત થનારા તેમના મિત્રોનો, યોગ્ય સલાહ સૂચના આપવા બદલ તથા ચોરવાડથી પુસ્તકો મંગાવી આપવા બદલ શ્રીયુત ગોકળદાસ દા. રાયચુરાનો, શ્રી ચોરવાડ મિત્ર મંડળ પુસ્તકાલયના મંત્રી મહાશયનો, સસ્તા સાહિત્યનાં પ્રકાશનોમાંથી દોહન કરવાની પરવાનગી, માગતાં બરાબર, આપવા બદલ સ્વર્ગસ્થના પરમમિત્ર ભિક્ષુ શ્રી અખંડાનંદજીનો, તથા પુસ્તકાલય ખાતાના મુખ્ય વ મદદનીશ વ્યવસ્થાપકો તરફથી વખતોવખત મળેલી સલાહ ને સહાનુભૂતિ બદલ તેઓનો, તેમજ પુસ્તકનું વસ્તુ નજર તળે કાઢી જઇ પ્રસ્તાવના લખી આપવા બદલ શ્રીયુત રમણલાલ વ. દેસાઇનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

અલકાપુરી,
વડોદરા.
તા. ૧-૨-૪૨

ગોવિંદભાઇ હા. દેસાઈ
અધ્યક્ષ
વડોદરા રાજ્ય પુ. મંડળ

# નિવેદન

'સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળા'ના પ્રથમ પુષ્પ તરીકે તેમણે પોતે આરંભેલું 'સ્વર્ગોનું દોહન'નું કામ પૂરું કરાવીને પ્રગટ કરવાનું હતું, ને તેના સંપાદનકાર્યની જવાબદારી મને સોંપાઇ તે મેં સ્વીકારી લેવાની મારી ફરજ ગણી.

આ કાર્ય માટે પ્રથમ તો વડોદરા ફરતા પુસ્તકાલય શાખામાંથી સ્વર્ગમાળાનાં ૧૨ પુસ્તકો અને ૨ શ્રીયુત ગોકળદાસ રાયચુરા મારફતે ચોરવાડ મિત્રમંડળ પુસ્તકાલયમાંથી મેળવી કુલ ૧૪ પુસ્તકોમાંથી લેખોની પ્રાથમિક ચૂંટણી માટે શ્રીયુત ભાઇ વલ્લભભાઇ મૂ. પટેલ, શ્રીયુત ભાઇ રસૂલભાઇ ન. વહોરા, શ્રીયુત ભાઇ મણિલાલ પ્ર. વ્યાસ વગેરે મિત્રોની સહાય લેવામાં આવી. સદર મિત્રો તરફથી પસંદ થઇ આવેલા લેખો વા પ્રસંગો પુનઃ દૃષ્ટિ તળે કાઢી જવા ઉપરાંત પુસ્તકોમાંના બીજા લેખો પણ જાતે વાંચી જઇને

તેમાંથી પ્રસ્તુત પુસ્તક માટે એકંદરે ૧૨૪ લેખોની છેવટની ચૂંટણી કરી છે. આ છેવટની ચૂંટણીનું કામ ધાર્યા કરતાં વિશેષ મુશ્કેલ જણાયું છે. કારણ કે મળી આવેલાં બધાં જ પુસ્તકોની વસ્તુસામગ્રી અને તેમાંથી મિત્રોએ ચૂંટી કાઢેલા પ્રસંગોની સામગ્રી ખાસ ઉપકારક વાચન પૂરૂં પાડે તેવી હતી. છતા મંડળની કારોબારીના બીજા એક ઠરાવ મુજબ પુસ્તકનું કદ બહુ મોટું થવા દેવાનું નહોતું તેમ કિંમત પણ માફકસર રાખવાની હતી, તેથી છેવટની ચૂંટણીમાં સર્વ કોમ અને સર્વ ધર્માનુયાયીઓને સરખી રીતે પ્રેરણાદાયી થઇ પડે તેવાં જ લખાણો વા પ્રસંગો, વાનગીરૂપે, તારવી કાઢવાનું ધોરણ સ્વીકાર્યું છે. તારવી કાઢેલી સામગ્રી પુસ્તકપસંદગી સમિતિએ તેમજ પેટાસમિતિએ બહાલ રાખેલી છે.

આનો અર્થ એવો તો કોઇએ જ સમજવાનો નથી કે સ્વર્ગનાં પુસ્તકોમાંની બીજી સામગ્રી ખાસ વાંચવા જેવી નથી. ઊલટપક્ષે જ્યાં પ્રાપ્ય હોય ત્યાં તો પઢિયારનું બધું જ સાહિત્ય એકવાર અવશ્ય વાંચી જવાની ખાસ ભલામણ કરવામાં આવે છે, અને તેમાંય 'સ્ત્રીઓનું સ્વર્ગ' અને 'સ્વર્ગની સુંદરીઓ' એ બે પુસ્તકો વાંચવાની બેનોને તો ખાસ ભલામણ છે. અને હવે તો એ એકવાર અપ્રાપ્ય થઇ પડેલાં પૈકીનાં ઘણાંખરાં પુસ્તકોની નવી આવૃત્તિઓ તેના મૂળ પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી બહાર પણ પડી ચૂકી છે. એટલે આ '**દોહન**' વાંચતાં **જેમને આખાં** પુસ્તકો વાંચવાની પ્રેરણા થાય, તેઓ તે સહેલાઇથી મેળવી શકે તેમ છે.

પ્રસ્તુત પુસ્તકમાં સંગ્રહાયેલાં લખાણો સ્વ. પઢિયારજીના સ્વર્ગસાહિત્યના જુદાં જુદાં પુસ્તકોમાંથી સંચિત થયેલાં હોવાથી તેમને વિષયવાર એક સાથે ગોઠવવાનું યોગ્ય ગણ્યું છે. વિષયોના સદર નીચે પ્રમાણે પાડવામાં આવ્યા છેઃ—

(૧) ધર્મ અને ધર્માચરણ
(૨) ભક્તિસાધન અને ભક્તજન
(૩) મનોનિગ્રહ અને આંતરશુદ્ધિ
(૪) દાન, દયા અને પરમાર્થ
(૫) સુખદુઃખની સમજ
(૬) ગુણગ્રાહકતા
(૭) સત્સંગ અને સદ્‌ગુરુ મહિમા
(૮) દેવમંદિરો અને પૂજારીઓ
(૯) તહેવારોમાં નવો જોસ લાવો
(૧૦) નિયમ અને વ્રતપાલન
(૧૧) પાપ અને પાપીઓ
(૧૨) મિથ્યાભિમાન
(૧૩) સ્ત્રી-પુરુષોએ જાણવા જેવું
(૧૪) પ્રકીર્ણ બોધ

ઉપરોક્ત વિષયોના સદર નીચે અનુક્રમણિકામાં જણાવ્યા પ્રમાણે કુલ ૧૨૪ લેખો યા પ્રસંગો જે ૧૪ પુસ્તકોમાંથી લેવામાં આવ્યા છે તેમનાં નામ તથા પુસ્તકવાર લેખસંખ્યા નીચે પ્રમાણે છે—

(૧) સ્વર્ગનું વિમાન (સં. '૬૪) ૨૬
(૨) સ્વર્ગની સડક (સં. '૭૦) ૧૩
(૩) સ્વર્ગનાં રત્નો (સં. '૬૮) ૧૨
(૪) સાચું સ્વર્ગ (સં. '૬૩) ૧૨
(૫) સ્વર્ગની કુંચી (ઇ. સ. '૧૨) ૯
(૬) સ્ત્રીઓનું સ્વર્ગ (ઇ.સ. '૦૭) ૮
(૭) સ્વર્ગનો આનંદ (?) ૮
(૮) સ્વર્ગનો ખજાનો (સં. '૬૯) ૭
(૯) સ્વર્ગનો પ્રકાશ (સં. '૮૧) ૬
(૧૦) સ્વર્ગની સુંદરીઓ (સં. '૬૮) ૬
(૧૧) સ્વર્ગની સીડી (સં. '૬૬) ૫
(૧૨) સંસારમાં સ્વર્ગ (સં. '૬૫) ૫
(૧૩) સ્વર્ગનું અમૃત (?) ૪
(૧૪) સ્વર્ગની જીંદગી (સં. '૭૮) ૩

તદુપરાંત ચોરવાડથી મળી આવેલાં નં. ૭ અને ૧૩ નાં પુસ્તકો સાથે **અંત્યજસ્તોત્ર** નામની પુસ્તિકા પણ મળેલી. તે સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારના વિચારો, હરિજનોના સળગતા પ્રશ્ન પરત્વે કેવા હતા, તે જણાવનારી સામગ્રી ધરાવતી હોવાથી તેને પણ પરિશિષ્ટ રૂપે આ સંગ્રહમાં સ્થાન આપવાનું યોગ્ય ગણ્યું છે.

જે તે પ્રસંગ કયા પુસ્તકમાંથી લેવામાં આવ્યો છે તેનો ઉલ્લેખ જે તે પ્રસંગ વા લખાણના મથાળા નીચે કૌંસમાં ઝીણા ટાઇપમાં કરવામાં આવ્યો છે, અને એ પુસ્તકની પ્રસિદ્ધિસાલ ઉપરના ફકરામાં

પુસ્તકના નામની સાથે કૌંસમાં જણાવેલી છે. એટલે પ્રસંગ વા પૃષ્ઠનો જે અંક જે તે લેખના મથાળા નીચે પુસ્તકના નામ સાથે અપાયો છે તે અમને મળેલી આવૃત્તિમાંનો સમજવાનો છે.

ગ્રંથમાળાનાં પુસ્તકોની જોડણી શ્રી ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોષને અનુસરીને રાખવાનું ઠર્યું હોવાથી અસલ પુસ્તકોમાં જ્યાં જોડણીની અશુદ્ધિ હતી તે સુધારવાની તેમજ જ્યાં લેખોનાં મથાળાં વધુ પ્રમાણમાં લંબાઇ ગયેલાં હતાં, ત્યાં યોગ્ય ફેરફાર કરી ટુંકાવી નાખવાની છૂટ લેવાઇ છે. બાકી તો વિચારોની ગોઠવણ ને રજુઆત તેમજ ભાષાશૈલી સ્વ. પઢિયારજીની જેમની તેમ કાયમ રખાઇ છે.

પુસ્તકના નામકરણ બાબતમાં ખુલાસો કરવાનું યોગ્ય ગણું છું. સ્વર્ગ તો સામાન્ય રીતે એક જ હોવાની માન્યતા છે. એટલે ' સ્વર્ગનું દોહન ' એવું નામ રાખ્યું હોત તો પણ ચાલત. છતાં અત્રે, પઢિયારનાં ' સ્વર્ગ ' નામ ધરાવતાં અનેક પુસ્તકો લખાયેલાં હોવાથી અને એ પુસ્તકોમાંથી વાનગીરૂપે દોહન કરવામાં આવેલું હોવાથી, પુસ્તકના નામકરણમાં અવતરણ ચિહ્નોથી મર્યાદિત બહુ-વચનીય પ્રયોગ સ્વીકારવાનું સ્વર્ગસ્થે પોતે જ નક્કી કર્યું હતું.

સંપાદનકાર્યની જવાબદારી સ્વીકારતી વખતે, આ કામ જલદીથી પૂરૂં કરી શકાશે એવી આશા મેં રાખેલી. પણ બધી જ સારી સામગ્રીમાંથી કઇ રાખવી ને કઇ કાઢી નાખવી તે નક્કી કર-વાની મુશ્કેલી, અણધારી શારીરિક તેમ જ કૌટુંબિક ઉપાધિઓ, ચાલુ વ્યવસાયો અંગે સમયનો અભાવ, તેમજ વહીવટી ગૂંચોને કારણે ધાર્યા કરતાં વધુ વિલંબ થઇ ગયો છે તે બદલ દરગુજર ચાહી, સ્વર્ગસ્થ ' મોતીભાઇ સાહેબ 'નો આત્મા આ પ્રકાશનથી સંતુષ્ટ થાઓ એવી ભાવના સાથે વિરમું છું.

**ના. નં. ચોકસી.**

# પ્રસ્તાવના

શ્રી મોતીભાઈ અમીન અને શ્રી અમૃતલાલ પઢિયાર એ બન્ને ગુજરાતના માનીતા નામ ગુજરાતના ઘડતરમાં એ બન્નેનો યશભર્યો ફાળો કાળ તેમને ભૂલાવી દે એ સંભવિત છે? સ્મરણની જગાએ ઝંખના રાખ્યા વગર ઇતિહાસ ઘડનાર કેટલાય મૂક સેવકોના પાયા ઉપર કાળનું ઘડતર ઘડાય છે એ કોઈને અજાણી વાત તો ન જ કહેવાય એવા એ બન્ને વર્તમાન ગુજરાતના સેવકો સ્મરણ, કીર્તિ, યાદીના બેપરવા એ ફકીરો

એમનું સ્મરણ સચવાય એ આપણી કાળજીનો વિષય ગણાય, તેમની કાળજીનો નહીં તેમના જીવનમાંથી આપણે હજી પ્રેરણા લેવી છે, તેમના બોધમાંથી આપણે સંદેશ મેળવવો છે, અને તેમણે ઉપજાવેલા ઉર્મિ–આંદોલનો ઉપર આપણે હજી ઝૂલવું છે એટલે તેમની સ્મૃતિ આપણે સાચવી રાખવી એ જ આપણું કર્તવ્ય

પોતાની મર્યાદા સ્વીકારી લેઈ સંકુચિત ક્ષેત્રનું કાર્ય કરવામાં સંતોષ માની રહેલા સદ્ગત શ્રી. મોતીભાઈ અમીને કેટલી વિશાળ અસર ઉપજાવી છે તેનો ખ્યાલ એ નમ્ર વિવેકી સજ્જનને ન જ

હોય–નહોતો જ હજી તેમનો આત્મા–તેમનો દેહ પણ–જાણે જીવતો જાગતો આપણી વચ્ચે ફરતો હોય એમ લાગ્યા જ કરે છે એમના સ્મારક તરીકે આ ગ્રંથ પ્રગટ થાય છે એ બહુ સૂચક છે શ્રી અમૃતલાલ પઢિયારના સ્વર્ગોનું દોહન કરી તેનો રસાસ્વાદ વાચનરસિક ગુજરાતીઓને ચખાડવાની યોજના તેમની પોતાની જ હતી. એમની એ યોજના આ રીતે આજ પાર પડે છે એમા સ્વર્ગસ્થ મોતીભાઈ પ્રત્યેનો આપણો સદ્ભાવ અને તેમને અનુસરવાની આપણી તત્પરતા દેખાઈ જ આવે છે

શ્રી અમૃતલાલની સ્વર્ગ શ્રેણીના પુસ્તકોએ વીસમી સદીના શરૂઆતના બે દસકાના ગુજરાત ઉપર ભારે અસર ઉપજાવી હતી એ સહુએ કબૂલ કરવુ જ પડશે સાહિત્ય, શુદ્ધ સાહિત્ય, કલાત્મક સાહિત્યની વાતો કરતી વખતે આપણે ભૂલી જઈએ છીએ કે લોકો ઉપર અસર ઉપજાવતુ એક સાચુ સાહિત્ય વિવેચકોની પરવા કર્યા વગર જનતાને સ્પર્શતુ ચાલ્યુ આવે છે શ્રી અમૃતલાલ પઢિયારને સાહિત્યકારોમા સ્થાન મળ્યુ છે કે નહીં તેની મને ખબર નથી પરંતુ ઘણાય સાહિત્યકારોના ગ્રંથો નહી વચાયા હશે એના કરતા પઢિયારના ગ્રંથો વધારે પ્રમાણમા વચાયા છે એ સાહિત્યમા ઉદ્દેશ હતો જ મનના ખાતર કલાની વિશુદ્ધિ વિવેચનને એમા કદાચ ન જણાય. પરંતુ જીવનવિશુદ્ધિનો એમા આગ્રહ હતો જ, અને તે પણ માનવજીવનના આધારરૂપ નારીજીવનને અનુલક્ષીને આગ્રહ રખાયો હતો અસર ઉપજાવતા સાહિત્યમા અમૃતલાલના ગ્રંથો જરૂર આવી જાય

એ ગ્રંથોની સખ્યા મોટી છે વખત જવા સાથે આપણે આગળ ને આગળ જ વધીએ છીએ એમ માનનાર નવયુગને કદાચ બધા જ ગ્રંથો જોવાની ફુરસદ ન મળે

શ્રી. પઢિયારનાં સ્વર્ગોના નમૂના તેમને માટે બહુ સૂચક થઇ પડશે. એમાંથી વધારે રસ જાગૃત થાય અને શ્રી. પઢિયારનાં સ્વર્ગો તરફ પાછું લક્ષ વધારે દોરાય એ પણ સંભવિત છે.

અને શ્રી. પઢિયાર પ્રત્યે સદ્‌ભાવ ધરાવતા વાચકસમૂહને આ પુસ્તકમાંથી પઢિયારના ગ્રંથોનો અર્ક મળશે, કારણુ આ દોહનમાં ગોઠવેલી લેખયોજના લેખકના હૃદયને, ઉદ્દેશને અને શૈલીને બહુ જ સારી રીતે વ્યક્ત કરે છે.

સાથે સાથે આ ગ્રંથ શ્રી. મોતીભાઇ સાહેબનું સ્મારક બની રહે છે, એ પણ યોગ્ય જ છે. શ્રી. મોતીભાઇ સાહેબ સરખા આદર્શ શિક્ષક, સુધારક, સમાજસેવક અને સાહિત્યસેવકનું નામ એક આદર્શવાદી લેખકના 'સ્વર્ગ' સાથે સંકળાય એ જ ઇચ્છવાયોગ્ય છે. પુસ્તકાલયો દ્વારા શ્રી. મોતીભાઇએ સાધેલી ગુજરાતની સાહિત્યસેવા એ શ્રી. મોતીભાઇનાં અનેક સેવાકાર્યોમાંનું એક મહત્ત્વનું કાર્ય ગણાય; અને શ્રી. મોતીભાઇને શ્રી. પઢિયારનાં સ્વર્ગોનું દોહન અર્પી પુસ્તકાલય મંડળે બન્ને પ્રાતઃસ્મરણીય પુરૂષોને સાચી સ્મરણાંજલિ આપી છે.

આ પુસ્તકને અને આવા કાર્યક્રમને હું સફળતા ઇચ્છું છું.

તા. ૧-૧-૪૨ રમણલાલ વ. દેસાઇ

# અનુક્રમણિકા

## ૨. ભક્તિસાધન અને ભક્તજન

## ૩. મનોનિગ્રહ અને આંતરશુદ્ધિ



## ૪. દાન, દયા અને પરમાર્થ

## ૫. સુખ દુઃખની સમજ

## ૬. ગુણગ્રાહકતા



## ૭. સત્સંગ અને સદ્‌ગુરુમહિમા

## ૮. દેવમંદિરો અને પૂજારીઓ



## ૯. તહેવારોમાં નવો જોસ લાવો



## ૧૦. નિયમ અને વ્રતપાલન

## ૧૧. પાપ અને પાપીઓ



## ૧૨. મિથ્યાભિમાન



## ૧૩. સ્ત્રી-પુરુષે જાણવા જેવું

## ૧૪. પ્રકીર્ણ બોધ

## પરિશિષ્ટ

## ૧ : અસલના વખતમાં ચાર આશ્રમ હતા તેના હેતુઓ

[ 'સ્વર્ગની કુંચી ' નં. ૯૩ ]

ત્રિકાળદર્શી મુનિઓએ પ્રજાના કલ્યાણ સામું જોઇને અસલના વખતમાં ચાર વર્ણ અને ચાર આશ્રમ બાંધ્યા હતા. આજે આપણામાં હજારો જુદી જુદી નાતો થઇ ગઇ છે, અને સેંકડો જાતના પથો, સેંકડો જાતના સાધુઓ, તથા સેંકડો જાતનાં હુંબગો ઊભાં થઇ ગયાં છે, એટલે એ અસલના વખતના વર્ણ તથા આશ્રમની ખૂબી આપણે સમજતા નથી. પણ પંડિતો કહે છે કે, જેમ સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર છે તેમ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યાસ છે. છોકરાંઓને નિશાળોમાં પ્રથમ સરવાળા શીખવવામાં આવે છે, કારણ કે મેળવવું તેનું નામ સરવાળા છે. જેમકે, બે ને ત્રણ પાંચ, પાંચ ને પાંચ દશ: એવી રીતે ઘણી રકમોને ભેળી કરીને સાથે મેળવવી તેનું નામ સરવાળા છે. તેમ જ બ્રહ્મચર્ય અવસ્થામાં પણ જ્ઞાન મેળવી શકાય છે, ઘણી જાતની જુદી જુદી વિદ્યાઓ ભણી શકાય છે, અને આગળ

જતાં દુનિયાદારીમાં જે ઘરસંસાર ચલાવવો હોય છે તેનાં મૂળતત્ત્વો જાણી લેવાં, તથા ઈશ્વર ઉપરનો વિશ્વાસ અને જગત ઉપરનો પ્રેમ શીખી લેવો એ બ્રહ્મચર્ય અવસ્થાનું કામ છે. માટે સરવાળાની સાથે ઋષિઓ બ્રહ્મચર્યની સરખામણી કરે છે.

સરવાળા શીખ્યા પછી બાળકોને બાદબાકી શીખવવામાં આવે છે. બાદબાકીમાં બધું ઓછું કરવાનું હોય છે; જેમકે આપણી પાસે સો રૂપિયા હોય તેમાંથી પચાસ કોઈને આપી દઈએ તો બાકી પચાસ રહે, તે પચાસમાંથી દસ બીજા કામે લઈએ તો બાકી ચાલીસ રહે. આવી રીતે મૂળ રકમમાંથી ઓછા કરતા જવું તેનું નામ બાદબાકી છે. ઋષિઓ ગૃહસ્થાશ્રમને બાદબાકી કહે છે, કારણ કે બ્રહ્મચર્ય અવસ્થામાં જે લાભ મેળવેલો હોય છે, તેનાં ફળ ગૃહસ્થાશ્રમમાં આપવાં પડે છે. એ વયે સ્ત્રીનો હક સ્ત્રીને આપવો પડે છે, બચ્ચાંઓનો હક બચ્ચાંઓને આપવો પડે છે, માબાપોનો હક માબાપોને આપવો પડે છે, દેશનો હક દેશને આપવો પડે છે, રાજ્યનો હક રાજ્યને આપવો પડે છે, બંધુઓનો હક બંધુઓને આપવો પડે છે, અને પ્રભુનો હક ધર્મ નિમિત્તે માનપૂર્વક પ્રભુને આપવો પડે છે. આવી રીતે સરવાળામાં એટલે કે બ્રહ્મચર્ય અવસ્થામાં જે મેળવેલું હોય તે આ બાદબાકીમાં એટલે કે ગૃહસ્થાશ્રમમાં બાદ કરવું પડે છે. માટે ગૃહસ્થાશ્રમને જ્ઞાનીઓ બાદબાકી કહે છે.

એ પછી ગુણાકાર છે. વાનપ્રસ્થ અવસ્થા એટલે કે રીટાયર થયેલા શેઠિયાઓ, પેનશન ખાનારા અમલદારો, ઘરસંસારની ઉપાધિ છોડી ભગવત્ સેવામાં લાગી ગયેલા હરિજનો તથા

પોતાના સુખમા પૂળો મૂકી જગતની સેવામા લાગી ગયેલા મહાત્માઓઃ આવા લોકોને અસલના વખતમા વાનપ્રસ્થ કહેતા હતા, અને તેમની ગુણાકાર સાથે સરખામણી કરતા હતા. કારણ કે, જેમ ગુણાકારમાં એકનું બહુગણું થઇ જાય છે, તેમ આવી અવસ્થાવાળાઓ પણ પોતાના જ્ઞાનથી, પોતાના ગુણથી, પોતાના અનુભવથી, ને પોતાના લાગવગથી જગતનુ બહુ હિત કરી શકે છે, કારણ કે, પોતાના અંગત સ્વાર્થનો તેઓએ ભોગ આપેલો હોય છે એટલે પરમાર્થ અર્થે કરેલા તેઓના કામ ગુણાકાર જેવા છે, એટલે કે એકનાં બહુગણા થઈ જાય છે, કારણ કે તેઓ મહાજનો છે, એટલે બીજા સાધારણ લોકો તેઓએ ચલાવેલા માર્ગ ઉપર ચાલે છે તેથી, તથા તેઓનો અનુભવ અને તેઓની મહેનતનો લોકોને મફત લાભ મળવાથી દેશની ઉન્નતિ થાય છે માટે એવા પરોપકારી સજ્જનોની ગુણાકાર સાથે સરખામણી થતી હતી

આ પછી છેવટનો ચોથો આશ્રમ જે સન્યાસ તેની ભાગાકાર સાથે સરખામણી કરતા હતા ગુણાકારની સ્થિતિમા જે એકનું બહુગણું થયું હોય તેના જેટલા બને એટલા ભાગ પાડી નાખવા અને છેવટે શૂન્ય બાકી રહેવા દેવી એ સન્યાસ ધર્મનું કામ છે પોતાને માટે માત્ર શૂન્ય એટલે બ્રહ્મ ગણી પોતાની પાસે જે કાંઇ હોય તે સર્વ પોતાના બધુઓને ભાગ પાડીને વહેચી આપવું ને પોતે તદ્દન નિર્વિકારી થઈ ઇશ્વરમય થઈ જવુ એનું નામ સન્યાસ છે, અને તે ભાગાકાર છે

જે સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર જાણે

છે તે ઘણી જાતના હિસાબો બહુ ચોક્કસપણે કરી શકે છે. તેના હિસાબમાં પછી ભૂલ રહેતી નથી; તેમ જ જે બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ ને સંન્યાસ આશ્રમ ભોગવે છે તેઓનું ઇશ્વરી જ્ઞાન પણ સારૂં થઈ જાય છે. એટલે તેઓને મોક્ષ સુલભ થઈ જાય છે. માટે ભાઇઓ ! આજના વખતમાં કદાચ સંન્યાસ ધર્મ તમારાથી ન પાળી શકાય તો રહ્યું, પણ બ્રહ્મચર્ય અને વાનપ્રસ્થ માટે તો જરૂર ધ્યાન રાખજો. ગૃહસ્થપણા માટે તો કહેવાનું નથી, કારણ કે એ તો તમને ગમે જ છે; પણ જે નથી ગમતું તે બ્રહ્મચર્ય; કારણ કે, બાળપણામાં સરવાળા શીખવાની માથાકૂટ બહુ જબરી છે. બાદબાકી તો જલદી આવડી જાય છે એટલે એમાં શું કહેવું ? પણ ગુણાકાર જરા કઠણ છે. ઘરડા થયા છતાં પણ ભાડૂતી ઘરનો મોહ મૂકી શકતા નથી એ મુશ્કેલી બહુ મોટી છે. માટે પાછલી અવસ્થા ભગવદ્ ઇચ્છાને આધીન થઈને શાંતિથી ગાળી શકાય એવું થવા માટે હમણાંથી જ ઇશ્વરી રસ્તામાં મચ્યા રહો ! ઇશ્વરી જ્ઞાનમાં મચ્યા રહો !

---

## ૨ : લાયકાત મેળવ્યા વિના ઈશ્વરી જ્ઞાન મળતું નથી.

[ 'સ્વર્ગનો પ્રકાશ ' નં. ૧૦ ]

આપણાં શાસ્ત્રોની અંદર અધિકાર ઉપર બહુ ભાર મૂકેલો છે અને વારંવાર ઠેકાણે ઠેકાણે કહેલું છે કે, અધિકાર મેળવ્યા વિના જ્ઞાન મળતું નથી અને કદી અધિકાર વિના જ્ઞાન મળે તો તે જ્ઞાનને જીરવી શકાતું નથી. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે:—

એક વખત એક ગૃહસ્થની એવી ઇચ્છા થઇ કે આશ્રમમાં જે સાધુસંત આવે છે તે બધાઓને આજે તો દૂધ આપવું. તેથી તેમણે દૂધના હાંડા મંગાવ્યા અને કહ્યું કે જે સાધુઓને જેટલું જોઇએ તેટલું દૂધ લઇ જવું; પણ તેમાં શરત એટલી કે દૂધ આપવા માટે અમારી પાસે વાસણ નથી; માટે જેની પાસે જેવડાં વાસણ હોય તે તેમણે ભરી જવાં. એ પછી તપાસ કરતાં ઘણાએ બાવાઓની પાસે વાસણો નહોતાં. તેથી વાસણ વિના મફત મળતું દૂધ પણ તેઓ લઇ શકયા નહિ અને જેની પાસે લોટા, પ્યાલા, ટોપ, થાળી વગેરે કંઇક પણ વાસણો હતાં તે બાવાઓ તેમનાં વાસણ પ્રમાણે દૂધ લઇ ગયા.

આ દાખલો આપીને સંત એમ સમજાવતા કે એ સંતને

ત્યાં જેમ દૂધ મળતું હતું, પણ જેની પાસે પાત્ર ન હોય તે માણસ દૂધ લઇ શકતાં નહિ, તેમ જ ઘણા સંતોને ત્યાં જ્ઞાન મળે છે, ઘણા પંડિતોને ત્યાં જ્ઞાન મળે છે, ઘણા ફિલસુફોને ત્યાં જ્ઞાન મળે છે, ઘણી સભાઓમાં જ્ઞાન મળે છે અને જગતની દરેક વસ્તુ તથા દરેક બનાવ જ્ઞાન આપવા તૈયાર છે પણ અધિકાર ન હોય ત્યાં સુધી ખરૂં જ્ઞાન મળી શકતું નથી; માટે ઇશ્વરી જ્ઞાન મેળવવા સારૂ અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.

બંધુઓ ! અધિકાર વિના જ્ઞાન મળી શકતું નથી અને જ્ઞાન વિના ઇશ્વરી આનંદના લહાવા લઇ શકાતા નથી; માટે જ્ઞાન મેળવવું જોઇએ અને જ્ઞાન મેળવવા સારૂ પ્રથમ અધિકાર મેળવવો જોઇએ તથા અધિકાર મેળવતાં પહેલાં એ વાત જાણવી જોઇએ કે અધિકાર એટલે શું ?

અધિકાર એટલે શું એના જવાબમાં સંતો કહે છે કે હું કોણ છું, આ જગતમાં મારૂં શું કામ છે, ઇશ્વરની સાથે મારો શો સંબંધ છે, આ જગતનાં જીવોની સાથે મારો શો સંબંધ છે, હું કયાંથી આવ્યો છું, મરી ગયા પછી હું કયાં જઇશ અને આખી દુનિયાના દરેક ધર્મના અને દરેક કાળના મહાત્માઓ છેવટની કઈ વસ્તુને શોધી રહ્યા છે, એ બધી બાબતો જાણવાની ને સમજવાની ઇચ્છા થવી તેનું નામ અધિકાર છે. જગતની જે જે વસ્તુઓમાં પ્રથમ બહુ જ મોહ લાગતો હોય તે વસ્તુઓ પણ જ્યારે ફીકી લાગવા માંડે અને કાંઇક વધારે ઊંચા તત્ત્વો જાણવાની જિજ્ઞાસા થાય તેનું નામ અધિકાર છે. પોતાના આત્માનું કલ્યાણ થાય એવી જાતના

વિચારો કરવામાં આવે તથા એવી જાતના ઉપાયો કરવામાં આવે એનું નામ અધિકાર છે. પોતાના બંધુઓની ખાતર તથા પરમ કૃપાળુ પરમાત્માની ખાતર પોતાના સ્વાર્થનો ભોગ આપતાં આવડે તેનું નામ અધિકાર છે. પ્રથમ ધર્મની જે જે બાબતો સમજાતી ન હોય તેવી બાબતો જ્યારે સમજાવા લાગે અને તેમાં જ્યારે રસ પડવા લાગે ત્યારે જાણવું કે હવે અધિકાર પ્રાપ્ત થતો જાય છે. જ્યારે શાસ્ત્રના સિદ્ધાંતો ઉપર, મહાત્માઓનાં વચનો ઉપર તથા અનંત બ્રહ્માંડના નાથની ઉપર વિશ્વાસ આવતો જાય ત્યારે જાણવું કે હવે અધિકાર મળતો જાય છે; જ્યારે તપ કરવું ગમે, જ્યારે પ્રભુનું ધ્યાન ધરવું ગમે અને જ્યારે પ્રેમમાં તરબોળ રહેવું ગમે ત્યારે જાણવું કે હવે અધિકાર પ્રાપ્ત થયો છે; અને જ્યારે દરેક પ્રસંગમાંથી પ્રભુનો ઉપકાર મનાયા કરે, અને જ્યારે દરેક કામ પ્રભુને અર્પણ થયા કરે, જ્યારે પ્રભુની ઈચ્છા પ્રમાણે જ વર્તાયા કરે અને જ્યારે સર્વત્ર પ્રભુ દેખાયા કરે ત્યારે જાણવું કે હવે ઊંચામાં ઊંચો અધિકાર પ્રાપ્ત થયો છે. આવી રીતના અધિકારો પ્રાપ્ત થતા જાય તેમ તેમ સત્ય જ્ઞાન મળતું જાય છે અને તે જ્ઞાન હૃદયમાં ઠરતું જાય છે; પણ જ્યાં સુધી આવી જાતના અધિકાર મળેલા ન હોય ત્યાં સુધી સાચું જ્ઞાન મળી શકતું નથી અને સાચા જ્ઞાન વિના અખંડિત ઈશ્વરી આનંદ ભોગવી શકાતો નથી. માટે જો ધર્મનાં ઊંડાં રહસ્યો જાણવાં હોય અને પ્રભુનાં મહાન સિદ્ધાંતો અંતઃકરણમાં ઉતારી તેના આનંદના અનુભવ લેવા હોય તો પ્રથમ આવી જાતના અધિકાર મેળવો, આવી જાતના અધિકાર મેળવો!

# ૩ : અંતરના ચોકીદારો રાખતાં શીખો

[ 'સ્વર્ગની સડક' નં. ૧૪૭ ]

એક મોટા શેઠિયાને ત્યાં બહુ મોટો ઠાઠમાઠ હતો. ઘણીએ ગાડીઓ, ઘણાએ ઘોડાઓ, ઘણુંએ ઝવેરાત, ઘણુંએ ફર્નીચર અને અતિશય મોજશોખની વસ્તુઓ હતી. એ બધું જોઇને એક સંતે તે શેઠિયાને કહ્યું કે, શેઠ ! તમારો ઠાઠમાઠ તો બહુ જ જબરો છે; પણ આજનો વખત ખરાબ છે, માટે આ બધો ઠાઠમાઠ જાળવી રાખવા સારૂ અને તેમાંથી કંઇ ચોરાઇ ન જાય તે સારૂ ચોકીદાર રાખો છો કે નહિ ?

ત્યારે શેઠે કહ્યું કે, ઓહો ! આજના વખતમાં ચોકીદાર વિના ચાલે કે ? ઘણાએ રામોશીઓ રાખવા પડે છે, અને બહારગામ જઇએ ત્યારે તો સરકારી પોલીસની પણ મદદ લેવી પડે છે. ચોકીદારો રાખ્યા વિના જોખમ કેમ સાચવી શકાય ? જો ચોકીદાર ન હોય તો તો ધોળે દિવસે લૂંટાઇ જઇએ, એમાં શક શું ? માટે ચોકીદાર તો જોઇએ જ. આટલો બધો માલ રાખીએ અને ચોકીદાર ન રાખીએ એવી ભૂલ કાંઇ કરીએ ? પણ હે મહારાજ ! એમ કેમ પૂછવું પડયું ?

એ સાંભળીને તે મહારાજે કહ્યું કે, શેઠ ! એ તો તમે બહારના માલના રક્ષણ માટે બહારના ચોકીદારની વાત કરી; પણ હું તો તમને અંતરના ચોકીદારની વાત પૂછું છું. એ

ચોકીદાર તે ધર્મ છે. જો ધર્મરૂપી ચોકીદાર ન હોય તો આપણા અંતરમાં રહેલી ઘણીએક ઊંચી ઊંચી વસ્તુઓ ચોરાઈ જાય છે. જેમકે, ધર્મના ચોકીદાર વિના ઉત્તમ પ્રકારની નીતિ ચોરાઈ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના હૃદયની શાંતિ ચોરાઈ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના જ્ઞાન ને ભક્તિ જેવી અમૂલ્ય વસ્તુઓ ચોરાઈ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના ભ્રાતૃભાવ અને ભલમનસાઈ ચોરાઈ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના દયા, ક્ષમા અને પરોપકાર ચોરાઈ જાય છે, અને ધર્મરૂપી ચોકીદાર વિના અંતરમાં રહેલું સ્વર્ગ ચોરાઈ જાય છે. પણ જો ધર્મરૂપી ચોકીદાર અંતરમાં હોય તો આ બધી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ ચોરાઈ જતી અટકે છે. અને યાદ રાખજો કે આ બધી અમૂલ્ય વસ્તુઓ જેમ જિંદગીને સુધારનારી છે, તેમ તે બધી અલૌકિક વસ્તુઓ જિંદગીમાં રસ પૂરનારી છે, એ બધી દૈવી સંપત્તિવાળી વસ્તુઓ મોક્ષધામમા લઈ જનારી છે, અને એ બધી પ્રભુની વહાલી વસ્તુઓ પ્રભુનો મેળાપ કરાવી આપનારી છે. એવી અલૌકિક વસ્તુઓ ધર્મરૂપી ચોકીદાર વિના તમારા અંતરમાંથી ન ચોરાઈ જાય તેની ખાસ સંભાળ રાખજો. કારણ કે, શેઠજી ! યાદ રાખજો કે બહારની મોજશોખની વસ્તુઓ જેટલી કામમાં આવશે તે કરતાં અંતરની દૈવી વસ્તુઓ કરોડોગણી વધારે ઉપયોગી છે. માટે જેમ બહારની વસ્તુઓને સાચવવા માટે ચોકીદાર રાખો છો, તેમ અંતરની વસ્તુઓને સાચવવા માટે ખાસ ચાહીને ધર્મરૂપી ચોકીદાર રાખજો, ધર્મરૂપી ચોકીદાર રાખજો !

---

# ૪ : ધર્મની કૂંચી : દીનતા

[ 'સ્વર્ગની સીડી ' ભા. ૧ પૃ. ૫ ]

જુદા જુદા દેશમા જુદા જુદા મહાત્માઓ જુદી જુદી બાબતોને ધર્મની કૂંચીઓ તરીકે ગણાવે છે. જેમકે, કોઇ સત્યને ધર્મની કૂંચી કહે છે, કોઇ અહિંસાને ધર્મની કૂંચી કહે છે, કોઇ યોગને ધર્મની કૂંચી કહે છે, કોઇ જ્ઞાનને ધર્મની કૂંચી કહે છે, કોઈ ભાવનાને ધર્મની કૂંચી કહે છે, કોઇ વર્ણાશ્રમના ધર્મ તથા કર્મકાંડને ધર્મની કૂંચી કહે છે અને કોઇ ત્યાગને ધર્મની કૂંચી કહે છે. આવી રીતે પોતાની આજુબાજુના સંજોગો તથા દેશ–કાળ પ્રમાણે જુદા જુદા મહાત્માઓએ જુદી જુદી વાતો કહેલી છે, અને એ બધું સૌસૌના અધિકાર પ્રમાણે યોગ્ય વખતે યોગ્ય જ છે માટે હું કાંઇ ધર્મની નવી કૂંચી શોધવાનો દાવો કરતો નથી, પણ શ્રીકૃષ્ણ ભગવાને મહાભાગ્યશાળી અર્જુનને ધર્મની જે કૂંચી બતાવેલી છે તે જ કૂંચી હું તમોને કહું છું, અને તે એ જ કે—

મહાભારતના યુદ્ધ વખતે અર્જુનને જયારે મોહ થયો, કર્તવ્યનું ભાન ન રહ્યું, સારૂં શું ને ખોટું શું એની સમજણ

ન પડી, અને ગ્લાનિ, ભય, વૈરાગ્ય તથા દયા વગેરે લાગણીઓના પંચભેળ ખીચડાથી એ જ્યારે બહુ જ મૂંઝાવા લાગ્યો ત્યારે તેણે શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું કે—

## ધર્મનું પહેલું લક્ષણ

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

અ૦ ૨ શ્લો૦ ૭.

હે પ્રભુ ! હું મોહમાં પડેલો છું ને બગડેલા સ્વભાવનો છું, સ્વાર્થી પ્રકૃતિનો છું અને અત્યારે મૂંઝાઈ ગયેલો છું; તેથી મારો ધર્મ શું છે એની મને ખબર નથી. માટે મારું કલ્યાણ થાય એવી ચોખ્ખી વાત નક્કી કરીને મને કહો; કારણ કે હું તમારો શિષ્ય છું અને તમારે શરણે આવેલો છું, માંટે મને સત્ય રસ્તો બતાવવાની કૃપા કરો.

આવી રીતની પ્રથમ જીવમાં ખરેખરી દીનતા આવવી જોઈએ. એ ધર્મનું પહેલું લક્ષણ છે. કારણ કે દીનતા ન આવે ત્યાં સુધી મનમાં અભિમાન રહે છે અને જ્યાં સુધી અભિમાન રહે ત્યાં સુધી સત્ય ધર્મ દૂરનો દૂર રહે છે. ધર્મને તથા અભિમાનને કદી પણ બનતું નથી, અને ખરેખરી દીનતા વિના પૂરેપૂરું અભિમાન કદી પણ દૂર થઈ શકતું નથી. માટે અભિમાનને દૂર કરવા સારૂ પ્રથમ આપણામાં સાચી દીનતા લાવવાની જરૂર છે. દીનતા એ ધર્મની પહેલી ચાવી છે. માટે જે બહુ ભાગ્યશાળી હરિજનો હોય તેમને જ એ ચાવી

મળી શકે છે, બાકી તો બધા ઉપલકપણામાં ને પોલમપોલમાં જ રહી જાય છે. કારણ અભિમાન એવી બળવાન વસ્તુ છે કે ઘણાં માણસો તેને બહુ સહેલાઇથી છોડી શકતાં નથી, એટલું જ નહીં પણ શુદ્ધ અંતઃકરણની દીનતા વિના બીજા ઘણી જાતના ઉપાયોથી પણ એ છૂટી શકતું નથી, અને એને છોડીએ ત્યારે જ આરો આવી શકે તેમ છે. માટે એને છોડવું જ જોઇએ; પણ ખરેખરી દીનતા વિનાં બીજા કોઇપણ ઉપાયથી એ છૂટી શકતું નથી, પણ દીનતાથી જ છૂટી શકે છે. માટે દીનતા એ આપણા પવિત્ર ધર્મનું પહેલું લક્ષણ છે.

## મહાત્માઓની દીનતા

ભાઇઓ! યાદ રાખજો કે દીનતા એ બહુ મોટી વસ્તુ છે. તેથી જ આપણામાં કહેવત છે કે "જે નમ્યો તે ઇશ્વરને ગમ્યો." માટે જગતના મહાત્માઓ અતિશય નમ્રતા રાખતા હતા અને રાખે છે, એટલું જ નહીં પણ નમ્રતા વિષેના સંતોના જો ખરેખરા વિચારો જાણીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહીં. તે માટે એક દાખલો છે કે, એક મહાત્મા હતા તે ઘણા જ સારા, બહુ જ ભક્તિમાન, ઊંચા જ્ઞાનવાળા ને પવિત્ર આચરણવાળા હતા તે મહાત્માની પાસે એક જીજ્ઞાસુ ગયો અને તેનાં વખાણ કરવા લાગ્યો. ત્યારે એ મહાત્માએ કહ્યું કે ભાઇ, હું તે શું હિસાબમાં? હું તો માત્ર એક સોયની અર્ણી જેટલો છું. મારા કરતાં તો બીજા ઘણાએ મોટા મહાત્માઓ આ દુનિયામાં છે. એ સાંભળીને તે જીજ્ઞાસુ બહુ અજબ થયો. કારણ કે તેને એમ લાગ્યું કે

ઓહો ! આવા મોટા મહાત્મા આટલી બધી દીનતાવાળા છે કે પોતાને સોયની અણી જેટલા સમજે છે અને હું કેવો મૂર્ખ છું કે મારામાં કાંઈ માલ નથી તોપણ હું મારામાં ઘણું ડહાપણ સમજ્યા કરું છું !! એ પછી તે માણસ એક બીજા મહાત્મા પાસે ગયો અને ત્યાં આ મહાત્માનાં વખાણ કરવા લાગ્યો ને વખાણ કરતે કરતે કહ્યું કે એ બહુ જ મોટા ને ઘણા જ પરમાર્થી છે, છતાં પણ તે એમ કહેતા હતા કે હું તો માત્ર સોયની અણી જેટલો છું. તેમની એવી દીનતા જોઈને મને બહુ અજાયબી લાગી કે આટલી બધી દીનતા મોટા માણસોમાં કેમ આવી શકતી હશે ?! તેથી હું તો તેના ચરણમાં પડી ગયો અને તેમની સેવા કરવાનું મને બહુ મન થઈ ગયું. એ વાત સાંભળીને તે મહાત્મા રોઈ પડયા. તે જોઈને એ જીજ્ઞાસુએ અજબ થઈને પૂછયું કે કેમ મહારાજ ! શું થયું ? શા માટે રૂવો છો ? ત્યારે એ મહાત્માએ કહ્યું કે, ભાઈ, તેં જે સંતની વાત કરી તે સંત મારા દોસ્ત છે, તેથી મને તેની દયા આવે છે. માટે મારાથી રોવાઈ જવાય છે કે અરર ! આટલાં બધાં વરસો સુધી ભક્તિ કરી છતાં પણ તે બિચારો હજી પોતાને સોયની અણી જેટલો સમજે છે ! હું તો જાણું કે તે પોતાને કાંઈ જ નહીં સમજતો હોય અને ઈશ્વરમાં લય થઈ જવાથી પોતે પોતાને તદ્દન ભૂલી ગયો હશે. પણ તેને બદલે તે હજી પોતાને સોયની અણી જેટલો પણ સમજે છે એમ જાણીને મને દિલગીરી લાગી, તેથી મને રોવું આવી ગયું. આ વાત સાંભળીને એ જીજ્ઞાસુ વળી બહુ જ અજબ થયો.

ભાઈઓ ! યાદ રાખજો કે જ્યારે આવી દીનતા આવે

ત્યારે જ મોક્ષ થઈ શકે છે. પણ એવી દીનતા કાંઈ સહેલાઈથી આવતી નથી. એવી સાચી દીનતા તો જ્યારે જગતનું મિથ્યાપણું સમજાય, દેહનું ક્ષણભંગુરપણું સમજાય અને મહાત્માઓની સોબતમાં રહેવાય ત્યારે જ આવી શકે છે. માટે એવી સાચી દીનતા શીખવા સારૂ જેને ખરો રંગ લાગેલો હોય તેવા હરિજનોના સત્સંગમાં રહેવું જોઈએ. એટલે તેઓની દીનતા આપણને અસર કર્યા કરે છે, અને મળ્યા કરે છે, અને કદી તેઓની પાસેથી આપણે પોતે પોતાની મેળે દીનતા ન શીખી શકીએ તો તેઓ ખરેખરી રીતે સમજાવીને પણ આપણને દીનતા શીખવે છે. એને માટે એક મહાત્માનો દાખલો છે અને તે પણ ખાસ જાણવા જેવો છે, માટે આ ઠેકાણે કહું છું:

## દીનતા શીખવાનો ઉપાય

એક મહાત્મા હતા તે બહુ જ નિઃસ્પૃહી. અભેદવૃત્તિવાળા અને સમાનદૃષ્ટિવાળા હતા. તે પોતાના જ્ઞાન ધ્યાનમાં એટલા બધા મસ્ત રહેતા કે કોઈની ઝાઝી દરકાર કરતા નહીં. એ મહાત્માનાં વખાણ સાંભળીને તેને મળવા સારૂ એક મોટો શ્રીમંત ગયો. એ શ્રીમંત બહુ અભિમાની હતો અને માનપાનનો બહુ ભૂખ્યો હતો; એટલું જ નહીં પણ તે બે ચાર જાતના ખિતાબોના પૂંછડાવાળો હતો અને જ્યાં જાય ત્યાં તેને ખૂબ માનપાન મળતું. તેથી તે જાણે કે બધે ઠેકાણે એમ જ થતું હશે. પણ આ મહાત્માએ તેની કાંઈ દરકાર કરી નહીં; કારણ કે મહાત્માને તો ગરીબ ને તવંગર સૌ સરખા હતા; એટલું જ નહીં પણ જે ગરીબો ત્યાં આવે તે બહુ અદબથી,

બહુ માનથી, બહુ લાગણીથી, ને બહુ ભક્તિભાવથી આવતા હતા, અને પોતાને લીધે એ મહાત્માને જરા પણ અડચણ ન થાય તેની ખાસ કાળજી રાખતા હતા. પણ આ અભિમાની શેઠ તો ભૂં ભૂં કરતી મોટરમાં બેસીને ત્યાં આવ્યા, તેથી મોટરના અવાજથી ને તેની ગંધાતી વાસવાળા ધુમાડાથી સૌને અડચણ થઈ; એટલું જ નહીં પણ તે શેઠ સાહેબ બધાની વચ્ચે થઈને સૌની આગળ જઈને તે મહાત્માની આગળ બેઠા. તોપણ એ મહાત્માએ તેની સામું જોયું નહીં કે તેની કાંઈ દરકાર કરી નહીં. તેથી એ શેઠને એમ લાગ્યું કે આ મહાત્મા મને ઓળખતા નહીં હોય; જો ઓળખતા હોય તો મારા જેવા મોટા માણસને બહુ માન આપ્યા વિના રહે નહીં. તેથી તેણે તે મહાત્માને પૂછયું કે, મહારાજ ! તમે મને ઓળખો છો ? હું કોણ છું એ તમને ખબર છે ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, હા ભાઈ, હું તને બરોબર રીતે ઓળખું છું. એ સાંભળીને તે બડેખાં શેઠિયાને એમ લાગ્યું કે, આણે હજી મને બરાબર રીતે ઓળખ્યો નથી, જો મને ઓળખ્યો હોય તો 'તું' કહે નહીં. તેથી તેણે તે મહાત્માને કહ્યું કે, જો તમે મને ઓળખતા હો તો કહો કે હું કોણ છું ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, તારી પૂરેપૂરી ઓળખાણ આપું કે અધૂરી ? એમ કહીને તેમણે કહ્યું કે, મલિનમાં મલિન ચીજ કે જેનું જાહેરમાં નામ લેતાં પણ શરમ લાગે તેમાંથી પેદા થયેલો તે તું. હજી બીજી ઓળખાણ જોઈએ છે ? જેની તને ગ્લાનિ લાગે છે તે લોહી માંસ ને મળમૂત્રનો કોથળો ઉપાડીને હમેશાં ફરનારો તે તું. હજી વધારે ઓળખાણ જોઈએ છે ? જ્યાં ગીધડા ને કાગડાઓ

રહે છે, જે અપવિત્ર ગણાય છે અને જ્યાં ભૂતડાંઓ વસે છે એવા મસાણમાં કું'કાઈ જનારો તે તું. બોલ હવે કાંઇ વધારે ઓળખાણ જોઈએ છે ? આ ઓળખાણ સાચી કે ખોટી ? અમને બાવાઓને આ કરતાં વધારે સારી ઓળખાણ બીજી શું જોઇએ ? આ સાંભળી તે શેઠિયો ચૂપ થઇ ગયો, તેનું અભિમાન ઊતરી ગયું ને તેનામાં દીનતા આવી ગઈ.

## સાચી દીનતા ક્યારે આવે ?

આ પ્રમાણે જ્યારે આપણી નબળાઇ, જગતનું મિથ્યાપણું, આત્માનું અમરપણું ને ઇશ્વરની મોટાઇ સમજણમાં આવે છે ત્યારે જ ખરી દીનતા આવી શકે છે; એટલું જ નહિ પણ મહાત્મા અર્જુને પણ મહાભારતના યુદ્ધની વચ્ચે ઊભા રહીને જ્યારે જોયું કે ઓહો ! આટલાં બધાં માણસો અમારે સારૂ કરીને મરી જશે ? ! અરરરર ! એમાં તો મારા કાકાઓ, મામાઓ, ભાઇઓ, સાળાઓ, દીકરાઓ, દીકરાના દીકરાઓ અને ગુરુઓ વગેરે બધા સ્નેહીઓ જ છે ! તે બધા મરી જાય પછી રાજ્ય અમને શું કામનું ? અને ભોગો પણ શું કામના ? વળી કૌરવો જીતશે કે અમે જીતીશું, તે પણ અમે જાણતા નથી. આવી રીતે જ્યારે તેને વૈરાગ્ય આવ્યો, પોતાના સગાઓનું દુઃખ પ્રત્યક્ષ દેખાયું અને પોતાના મોતને પોતાની નજર સામે ઊભેલું જોયું ત્યારે તેનામાં દીનતા આવી હતી. જ્યાં સુધી જગતનું મિથ્યાપણું આવી ચોખ્ખી રીતે તેને દેખાયું નહોતું ત્યાં સુધી તેનામાં દીનતા આવી નહોતી. માટે યાદ રાખજો કે બહારના વિવેકોની દીનતાથી કાંઇ આરો

આવે તેમ નથી, પણ પોતાની નબળાઇ અને સંસારનું મિથ્યાપણું સમજ્યા પછી જે દીનતા આવે તે જ દીનતા આપણને તારી શકે છે, અને જે દીનતા આપણને તારી શકે તે દીનતાને જ અમે ધર્મની કૂંચી કહીએ છીએ; કારણ કે એવી દીનતા વિના ઇશ્વરી રસ્તામાં જીવ આગળ વધી શકતો નથી, અને જ્યાં સુધી જીવ આગળ ન વધે ત્યાં સુધી તેને જોઇએ તેવો સંતોષ થતો નથી, ને સંતોષ ન થાય ત્યાં સુધી જીવ અધૂરો ને તરફડતો જ રહે છે. માટે એ અધૂરાપણું ને તરફડાટ મટાડવા સારૂ પ્રથમ દીનતાની જરૂર છે; કારણ કે અર્જુન કહે છે કે આ દુનિયાનાં સુખો તો શું હિસાબમાં છે પણ સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ એ ત્રણે ભુવનનાં રાજ્ય મળે તોપણ મારા આત્માને સંતોષ થાય એવું કાંઇ મને દેખાતું નથી. હવે વિચાર કરો કે જે વખતે અર્જુન આમ કહે છે તે વખતે તેની પાસે કરોડો માણસોનું સૈન્ય હતું, હજારો હાથીઓ તેની સેનામાં ઝૂલતા હતા, લાખો પાણીદાર ઘોડાઓ ત્યાં હાજર હતા, હજારો રથો હતા અને સેંકડો મહારથીઓ હતા; એટલું જ નહીં પણ અર્જુન ઇંદ્રનો પુત્ર હતો અને મહાદેવ સામે લડાઇ કરી શકે તેવો હતો. છતાં પણ દીનતા વિના તેનો આરો આવ્યો નહોતો, ત્યારે આપણે તેની આગળ શું હિસાબમાં છીએ, એનો જરા વિચાર તો કરો ! માટે આ બધી બાબતોનો વિચાર કરીને આપણે દીનતા રાખતાં શીખવું જોઇએ, કારણ કે દીનતા એ ધર્મનું પહેલું લક્ષણ છે.

### ધર્મનું બીજું લક્ષણ

દીનતા પછી ઈશ્વરનું શરણ પકડવું એ ધર્મની બીજી

કૂંચી છે, કારણ કે શરણ પકડયા વિનાની દીનતા કાંઇ બહુ ઉપયોગી થઇ શકતી નથી. જેમકે, પરાધીનતાને લીધે માણસોમાં દીનતા આવે છે, દુઃખને લીધે ઘણાં માણસોમાં દીનતા આવે છે, નિરાશાને લીધે દીનતા આવે છે, બાળકપણાને લીધે તથા બહુ વૃદ્ધાવસ્થાને લીધે ઘણા માણસોમાં દીનતા આવે છે અને લાંબો મંદવાડ તથા દરિદ્રતાને લીધે પણ ઘણી વખત માણસોમાં દીનતા આવે છે; પણ એવી દીનતાથી ઇશ્વરનું શરણ પકડયા વિના કાંઈ કલ્યાણ થઇ શકતું નથી. માટે અર્જુન કહે છે કે,

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।

હે પ્રભુ ! હું તમારો શિષ્ય છું અને શરણે આવેલો છું, માટે મને સત્ય રસ્તો દેખાડવાની કૃપા કરો. આવી રીતે માત્ર એક અર્જુને જ તે શરણ પકડેલું છે એમ નથી; પણ જગતમાં જે જે ભકતો થયા છે, જે જે મહાત્માઓ થયા છે, જે જે મહાન ધર્મગુરુઓ થયા છે અને જે જે ભાવિક હરિજનો થયા છે તે સૌએ પ્રેમપૂર્વક ઇશ્વરનું શરણ પકડયાથી જ તેઓ તરી શકયા છે. માટે ઇશ્વરનું શરણ પકડવું એ ધર્મની બીજી કૂંચી છે.

## ઇશ્વરને શરણે થવું એટલે શું કરવું ?

હવે આપણે વિચાર કરવો જોઇએ કે શરણ પકડવું એટલે શું ? કારણ કે જ્યાં સુધી એનો ભેદ સમજાય નહીં ત્યાં સુધી પૂરેપૂરા બળથી સાચે સાચું શરણ પકડી શકાય નહીં.

માટે શરણુ થવું એટલે શું કરવું, તેના ભેદ સમજવા જોઇએ અને એ સમજવા માટે મહાત્માઓનાં જીવનચરિત્રો જાણવાં જોઇએ. એ જો જાણીએ તો તેમાં પ્રથમ જ અચળ વિશ્વાસનું બળ દેખાશે, એ પછી પવિત્રતા દેખાશે, એ પછી સ્વાર્થત્યાગ દેખાશે, એ પછી ભગવદ્દઇચ્છાને અર્પણ થઇ ગયેલા દેખાશે અને સર્વ ભાવથી સર્વ રીતે ઇશ્વરમાં જ તન્મય થઇ ગયેલા દેખાશે, એટલું જ નહીં પણ પોતાના ધર્મ માટે પોતાના પ્રાણ આપતાં તેઓ પાછી પાની કરશે નહીં. આવી દઢતા, આવો પ્રેમ, આવી પવિત્રતા, આવો વિશ્વાસ, આવું જ્ઞાન, આવો વૈરાગ્ય અને આવી તન્મયતા આવે ત્યારે સાચું શરણુ પકડયું ગણાય છે. જોકે આ બધું ધીરે ધીરે થાય છે, તોપણ આ શરણુ પકડયા પછી શરણુના બળથી જ થાય છે, માટે ઇશ્વરનું શરણુ પકડવુ તે ધર્મનું બીજું લક્ષણુ છે; અને યાદ રાખજો કે જ્યારે જીવમાં ખરેખરી દીનતા આવે ત્યારે જ આવી દઢતાથી શરણુ પકડી શકાય છે. માટે દીનતા એ પહેલું લક્ષણુ છે, અને ઇશ્વરને શરણુ જવું તે ધર્મનું બીજું લક્ષણુ છે.

## ધર્મનું ત્રીજું લક્ષણ

એ પછી દીનતાને લીધે શરણુ પકડયા પછી પોતાના વાંક, પોતાની ભૂલો તથા પોતાનાં પાપ પોતાની નજર આગળ ખડાં થાય છે; કારણુ કે દીનતાથી એમ લાગી જાય છે કે મારામાં કાંઇ માલ નથી, હું તો પાપી સ્વભાવવાળો છું, જડ બુદ્ધિવાળો છુ, કઠોર લાગણીઓવાળો છું, ચંચળ મનવાળો છું,

ઘણી જાતના મોહવાળો છું, અભિમાનનો ભરેલો છું તથા ક્ષણભંગુર દેહવાળો છું. આવી રીતે એક બાજુએથી પોતાની પૂરેપૂરી નબળાઇ દેખાઇ આવે છે, ત્યારે બીજી બાજુ જેનું શરણ પકડેલું છે તે ઇશ્વરની સામે જોતાં તેના અદ્ભુત ને અલૌકિક ગુણો દેખાય છે. તેની દયા, તેનો પ્રેમ, તેનો પ્રકાશ, તેનું જ્ઞાન, તેની શકિત અને તેનો મહિમા જોતાં જીવ સ્તબ્ધ થઇ જાય છે અને એમ લાગી જાય છે કે, કયાં આવી મોટાઇ અને કયાં આવી નબળાઇ ? કયાં આવી પવિત્રતા અને કયાં આવી મલિનતા ? કયાં આનું સર્વશકિતમાનપણું અને કયાં મારૂં અજ્ઞાનપણું ? કયાં એનો પ્રેમ અને કયાં મારી કઠોરતા ? અને કયાં એની કૃપા અને કયાં મારી નાલાયકી ? એ બધું જોતા તેને ખરેખરો પસ્તાવો થાય છે અને બીજો કાંઇ પણ ઉપાય નહીં દેખાવાથી તેને માફી માગવાનું મન થાય છે, તેથી તે ખુલ્લા દિલે ને સાચા ભાવે માફી માગવા મંડી પડેછે. આવી રીતે પોતાની નબળાઇ સમજીને, શરણનો વિશ્વાસ રાખીને અંતરના ઊંડાણમાંથી ઇશ્વરની માફી માંગવી એ ધર્મનું ત્રીજું પગથિયું છે.

---

## ૫ : કોઇ પણ ધર્મને ખરાબ ન કહો

[" સંસારમાં સ્વર્ગ " પૃ. ૧૩૮ ]

બાઇ, પ્રથમ હું એમ માનતી કે, મારો ધર્મ જ સૌથી સારો છે, અને બાકીના બીજા બધા ધર્મો ખોટા છે. એટલું જ નહીં પણ મારો ધર્મ પાળનાર સિવાયનાં દુનિયાનાં બધા લોકો અધર્મી જ છે, એમ હું પક્કી રીતે માનતી હતી. પણ હવે સત્ય જાણ્યા પછી મારા મનને હું પૂછું છું કે, એમ માનવાનો મને શું અધિકાર હતો ? મારો ધર્મ સારો છે એમ માનવામાં તો હું વાજબી હતી; પણ બીજા બધા ધર્મો ખોટા છે, અને બીજા બધા ધર્મો પાળનારા લોકો અધર્મી છે, એમ માનવાનો મારી પાસે શો આધાર હતો ? મેં કોઇ પણ ધર્મોનાં મૂળતત્ત્વો શ્રદ્ધાથી જોયાં નહોતાં. ત્યારે તેમ છતાં મારે તેમને શા માટે ખોટા કહેવા જોઇએ ? મેં બીજા ધર્મવાળાઓની અનીતિઓ સ્પષ્ટતાથી અનુભવી નહોતી, તેમ છતાં તેમને બધાને અધર્મી માનવાનું મને શું કારણ હતું ? કેટલાંકોની અનીતિ જાણી હોય, તોપણ તેથી સર્વ લોકો ઉપર તે કેવી રીતે લાગુ પડી શકે ? ધર્મ સંબંધી વિચારોમાં હું સહેલાઇથી

સુધરી જાઉં તેવી નહોતી, કારણ કે જે વિચાર આપણા દિલમાં બહુ વખતથી પાકી રીતે ઠસી ગયો હોય, અને જેને શાસ્ત્રોથી ટેકો મળ્યો હોય, તે વિચાર સહેલાઇથી તજી શકાતો નથી. પણ અદ્વૈતાનંદ મહારાજની કૃપાથી મારો એ ભ્રમ છૂટી ગયો છે. તેઓએ મને કહ્યું કે,

બેટી, દુનિયામાં માણસો પોતપોતાના ધર્મને ચહાય છે, ને વખાણે છે, એ ઠીક જ છે; પણ એટલેથી જ તેઓ અટકતાં નથી. તેઓ તો એમ માને છે ને એમ સમજાવે છે કે, અમારો જ ધર્મ સારો છે ને બાકી બધા દુનિયાના કુલ ધર્મો જૂઠા છે, ને તે પાળનાર બધા લોકો અધર્મી છે. બધાએ ધર્મોવાળા આમ માને છે; કારણ કે તેઓ કેવળ સત્યને જ શોધનારા નહીં પણ જે પોતાનું કરીને માનેલું છે, તેમાંના શબ્દો સાથે રમનારા છે. એટલે તેઓની સ્થિતિ દયાને પાત્ર છે. અને એ પણ ખરું છે કે, એટલાં બધાં અસત્યની અંદર તેઓ રહે છે કે, બીજાઓના ધર્મ તરફ એટલું સહનશીલપણું તેઓ બતાવી શકે જ નહીં. એટલું જ નહીં પણ બધા ધર્મોમાં તત્ત્વ છે, રહસ્ય છે, એવી વાત કોઇ પણ ધર્મના ધર્મગુરુઓ તરફથી તેમને કાને પડતી જ નથી. એટલે એવા લોકો તરફથી ધર્મ જેવી લાગણી ઉશ્કેરનારી બાબતમાં બીજાઓના ધર્મ તરફ માનથી જોવાની શી આશા રાખી શકાય ? પણ બેટી, તારે એવા લોકોની સાથે એવું જ થઇને નહીં પડવું રહેવું જોઇએ, કારણ કે તને રસ્તો મળેલો છે. બેટી, તું એમ માની શકે છે કે નહીં કે—

દરેક મનુષ્ય એક જ તત્ત્વમાંથી થયાં છે અને દરેક મનુષ્યના અંતઃકરણમાં ઇશ્વરને જાણવાની ઇચ્છા—ઇશ્વરને પામવાની શકિત રહેલી છે?

મેં કહ્યું, હા મહારાજ, એ હું માની શકું છું.

મહારાજે કહ્યું, જો બેટી, વિચારીને જવાબ દેજે. તું કહે છે કે આફ્રિકાના માણસખાઉ જંગલી લોકો, અમેરિકાના નાગા ઇન્ડિયનો, જાડા હોઠવાળા હબસીઓ, ચપટાં નાકવાળા ચીનાઓ, અને તારા ઋષિઓ, બધા એક જ મૂળતત્ત્વમાંથી ઉત્પન્ન થયા છે, ખરું કે?

મેં કહ્યું, હા મહારાજ!

મહારાજે કહ્યું, અને તે બધાં માણસોના અંતઃકરણમાં ગુપ્ત અથવા સ્પષ્ટ રીતે ઇશ્વરને જાણવાની ઇચ્છા તથા ઇશ્વરને પામવાની શકિત રહેલી છે, એમ પણ ખરું કે?

મેં કહ્યું, હા મહારાજ! વધતી ઓછી એ ઇચ્છા ને એ શકિત રહેલી છે.

મહારાજે કહ્યું, બેટી ધર્મ કયાં રહે છે?

મેં કહ્યું, મહારાજ, ધર્મ કયાં નથી રહેતો? ધર્મ તો સર્વત્ર છે.

મહારાજે કહ્યું, હું એમ પૂછું છું કે, ધર્મ અંતઃકરણમાં રહે છે કે બાહ્ય પદાર્થમાં?

મેં કહ્યું, હું તો એમ માનું છું કે ધર્મ અંતઃકરણમાં રહે છે, અને બાહ્ય ક્રિયાઓ—બાહ્ય પદાર્થો તેને સહાયતા આપનાર છે.

મહારાજે પૂછયુંઃ

## ધર્મ એટલે શું ?

મેં કહ્યુઃ—ધર્મ એટલે સદ્વર્તન, ધર્મ એટલે જિંદગી ઉત્તમ રીતે ગાળવાનો રસ્તો, ધર્મ એટલે શાસ્ત્રમાં કહેલા આચાર વિચાર પાળવા તે, ધર્મ એટલે આપણી ઉત્તમ ભાવનાઓને ખીલવવી તે, ધર્મ એટલે કર્તવ્ય, ધર્મ એટલે ઇશ્વરને જાણવા માટેની માનસિક તથા વ્યાવહારિક ક્રિયાઓ, અને ધર્મ એટલે ઉન્નતિ તરફ જવાની આપણામા રહેલી કુદરતી પ્રેરણા.

મહારાજે પૂછયુંઃ—ધર્મ શા માટે જોઇએ ?

મેં કહ્યુંઃ—મહારાજ, ધર્મથી–ધર્મ પાળવાથી આપણે આપણામાં એક જાતની ગરમી ઉત્પન્ન કરી શકીએ છીએ, કે જે ગરમી સ્વયંજ્યોતિના પ્રકાશ સાથે–ઇશ્વર સાથે આપણો સંયોગ કરાવે છે.

મહારાજે કહ્યુંઃ—બરાબર છે બેટી, પણ હવે મારે એ જાણવું જોઇએ કે, એ ગરમી ઉત્પન્ન કરવાની કુદરતી શકિત માત્ર આપણામાં જ છે, કે સર્વ દેશમાં, સર્વ કાળમાં ને સર્વ મનુષ્યમાં છે ?

મેં કહ્યુંઃ—મહારાજ, એ શકિત સર્વ દેશમાં, સર્વ કાળમાં, ને સર્વ મનુષ્યોમાં છે. પણ એ ગરમી ઉત્પન્ન કરવાનાં સર્વનાં સાધનો એક સરખાં હોતાં નથી, અને સર્વનો પુરુષાર્થ પણ એક સરખો હોતો નથી.

મહારાજે કહ્યુંઃ—એ બરોબર છે; પણ બેટી, હવે તું

સંભાળીને જવાબ દેજે હોં ! કારણ કે તું હારી ગઇ છે, અને બંધાઈ ગઇ છે. હવે મારે તને એ પૂછવાનું છે કે, એ ગરમી એક જ રસ્તે, એક જ રીતે, એક જ જાતની ક્રિયાથી ઉત્પન્ન થઈ શકે છે, કે ઘણી રીતે ઉત્પન્ન થઈ શકે છે ?

મેં કહ્યું:—મહારાજ, સત્ય ગરમી તો એક જ રીતે ઉત્પન્ન થવી જોઇએ, એને માટે ઘણા રસ્તા કેમ હોઈ શકે ?

## ધર્મની ગરમી ઉત્પન્ન કરવાની રીતો

મહારાજે કહ્યું:—બેટી, અનેક રસ્તે ગરમી ઉત્પન્ન ન થઇ શકે, એમ માનવું એ તો મતોના દુરાગ્રહ છે. તું મને સમજાવ, શા માટે જુદાં જુદાં સાધનોથી ગરમી ઉત્પન્ન ન થઇ શકે ? પ્રાચીન ઋષિઓ પોતાના મનોબળથી અગ્નિ ઉત્પન્ન કરે, એ પછીના બ્રાહ્મણો અરણી કાષ્ઠના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરે, અરબસ્તાનના લોકો ચકમકથી અગ્નિ ઉત્પન્ન કરે, ફ્રાન્સના લોકો કાચ મારફત સૂર્યનાં કિરણોથી અગ્નિ ઉત્પન્ન કરે, જર્મનીવાળા રસાયણી ગ્યાસોથી અગ્નિ ઉત્પન્ન કરે, ગ્રેટબ્રિટન લોખંડના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરે, જેપાનીસો રસાયણી બનાવટની દીવાસળીથી અગ્નિ ઉત્પન્ન કરે, મિસરના જાદુગરો ફોસફરસથી અગ્નિ ઉત્પન્ન કરે, અને સુધરેલા અમેરિકનો વીજળીથી અગ્નિ ઉત્પન્ન કરે, તો તેમાં અડચણ શું છે ? ખોટું શું છે ? વાંધો શું છે ? શું એમ ન બને ? આ ઉપરથી આપણે એટલું તો સમજી શકીએ છીએ કે, જુદાં જુદાં સાધનોથી, થોડી અથવા ઘણી મહેનતથી, અને લાંબા અથવા ટૂંકા

વખતથી પણ અંતે થોડી અથવા ઘણી ગરમી મેળવી શકીએ છીએ. જોકે તે ગરમીનાં બહારનાં રૂપ જુદાં જુદાં દેખાય છે, તોપણ તે ગરમી જ છે, અને ગરમીથી નિપજનારા પરિણામો થોડે અથવા ઘણે દરજ્જે પણ તે નિપજાવી શકે છે. આપણે એમ સમજીએ છીએ કે ગરમા સર્વત્ર ભરેલી છે; બ્રહ્માંડમાં એક અણુ મૂકવા જેટલી જગ્યા પણ ગરમી વિનાની નથી. એટલું જ નહીં પણ એમ પણ માનીએ છીએ કે, દરેક અંતઃકરણમાં ગુપ્ત અથવા સ્પષ્ટ રીતે ઇશ્વરને પામવાની ઇચ્છા તથા ઇશ્વરને પામવાની શકિત હમેશાં રહેલી છે. અને તેમ છતાં એમ કહેવું કે અમારાં સાધનોથી જ ગરમી ઉત્પન્ન થાય, અને બીજાનાં સાધનોથી નહીં એ શું દુરાગ્રહ નથી ? આપણા મતનાં સાધનોથી જ ગરમી ઉત્પન્ન થાય અને બીજા કોઇના મનનાં સાધનોથી નહી, એમ માનવાનો આપણી પાસે શો આધાર છે ? શા માટે ઈશ્વરની અનંત શકિતને, ઇશ્વરની અખંડતાને, ઇશ્વરના સર્વવ્યાપકપણાને એવી રીતે એક ટૂંકા વર્તુલમાં લાવી મૂકવાનો આપણે ગુન્હો કરવો ?

---

# ૬ : ધર્મના બહારના ઝઘડાઓને કારણુ પ્રભુને કાંઈ છોડી દેવાય નહીં

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૨૭૫ ]

જુદા જુદા ધર્મના ઝગડા તો જ્યારથી દુનિયા પેદા થઈ ત્યારથી ચાલ્યા આવે છે, અને જ્યાં સુધી દુનિયા રહેશે ત્યાં સુધી એ ઝગડા મટવાના નથી; કારણ કે વાંધો કરવાવાળાઓ શબ્દની લડાઇ કરનારા છે, બહારની ક્રિયાઓની ઉપર તેઓની લડાઇ છે. તેઓ આંતર તપાસનારા નથી, એટલે એ લડાઇ મટી શકે તેમ નથી. એક જણો એમ કહે છે કે અમારો ધર્મ સાચો છે, ને બીજા બધા ધર્મો જૂઠા છે. બીજો એમ કહે છે કે અમારો ધર્મ સૌથી જૂનો છે ને તેમાંથી જ બીજા સૌ ધર્મો નીકળેલા છે માટે તે જ ધર્મ સાચો છે ત્રીજો એમ કહે છે કે, અસલના ધર્મો રદ કરીને પ્રભુએ અમારા ગુરુને જ સાચો ધર્મ આપેલો છે. ચોથો એમ કહે છે કે બીજા બધા ધર્મ આસુરી છે, અમારા ધર્મમાં જ દૈવીપણું છે. પાંચમો એમ કહે છે કે અમારો ધર્મ જેવું ઇશ્વરનું શુદ્ધ ને ખુલ્લું સ્વરૂપ સમજાવે છે તેવું બીજા કોઈ પણ ધર્મો ઇશ્વરનું સ્વરૂપ સમજાવી શકતા નથી. છઠ્ઠો એમ

કહે છે કે અમારો ધર્મ પાળવો જેવો સહેલો છે તેવો બીજો એકે ધર્મ સહેલો નથી. સાતમો એમ કહે છે કે અમારો ધર્મ પાળવાવાળા દુનિયામાં સૌ કરતાં વધારે લોકો છે માટે અમારો જ ધર્મ સાચો છે. આઠમો એમ કહે છે કે અમારા ગુરુએ જેવા ચમત્કારો કરેલા છે તેવા દુનિયામાં બીજા કોઇએ પણ કરેલા નથી. નવમો એમ કહે છે કે, કુદરતના નિયમોને, ફિલસુફીને અને લોકોને જેવાં અમારાં શાસ્ત્રો અનુકૂળ છે તેવાં દુનિયામા બીજાં કોઇ પણ શાસ્રો નથી; અને દશમો એમ કહે છે કે, ગમે તે પણ એક જ ધર્મ સાચો હોવો જોઇએ; બધા ધર્મો કાંઇ સાચા હોઇ શકે નહીં.

આવી રીતે ઉપર ઉપરની બાબત સારૂ સગા ભાઈઓ વિના કારણ લડી મરે છે. ભલે, આપણે ભાઇઓ ભાઇઓ વચ્ચે ગમે એટલો મતભેદ હોય, પણ તેથી મારો બાપ તે તારો બાપ નથી એમ કાંઇ કહેવાય નહીં. આપણો બાપ તે જ તેનો બાપ છે, અને તેનો બાપ તે જ આપણો બાપ છે. આપણે આપણી મૂર્ખાઇને લીધે અંદર અંદર ગમે એટલી લડાઇ કરીએ, અને ધર્મને નામે એક બીજા સાથે મોટી દુશ્મનાઈ રાખી પ્રભુથી દૂર જઇએ તોપણ તેથી કાંઇ આપણો બાપ બદલાઇ જાય નહીં; અને આપણો બાપ જે આપણા બીજા ભાઇઓનો પણ બાપ છે તે કાંઇ તેમનો બાપ મટી જાય નહીં. આપણને આપણા મનની નબળાઇને લીધે આપણા બીજા ભાઈઓ એટલે બીજા દેશના અને બીજા ધર્મવાળાઓ સાથે વેર છે, પણ કાંઈ પ્રભુને તેઓની સાથે વેર નથી. આપણે જેમ પવિત્ર પ્રભુના પુત્ર છીએ,

તેમ જ તેઓ પણ પ્રભુના પુત્ર છે. માટે આપણા ધર્મના બહારના ઝઘડાઓ સારુ કરીને કાંઇ બાપને તજી દેવાય નહીં, અથવા મારો બાપ તે તારો બાપ નથી, એમ કાંઇ કહેવાય નહીં. માટે ભાઇઓ ! આપણે સૌ એક જ પવિત્ર પિતાના બાળક છીએ, અને જુદે જુદે રસ્તે સૌ એક જ પ્રભુને ભજીએ છીએ, એમ સમજી, જેમ બને તેમ એક બીજાના ધર્મની દુશ્મનાઇથી દૂર રહો !

જેમ જુદી જુદી નાની મોટી નદીઓ જુદે જુદે રસ્તે થઇને અંતે એક જ સમુદ્રમાં જાય છે, તેમ જ બધા ધર્મો તે તે વખતના દેશકાળ અને લોકસ્થિતિ પ્રમાણે બનેલા છે, અને તે બધા ધર્મોના હેતુ પ્રભુને ઓળખવા તથા પામવાનો જ છે. પ્રભુએ પણ કહેલું છે કે,

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥
અ. ૪ શ્લો. ૧૧.

અર્થ—જે માણસો જે પ્રમાણે મને ભજે છે તેઓને હું તે પ્રમાણે જ ભજું છું, એટલે કે તેઓની ભાવના પ્રમાણે જ મારું રૂપ તેમને સમજાય છે, અને તેવાં જ ફળ હું તેઓને આપું છું. હે અર્જુન ! માણસો બધી રીતે મારા માર્ગને જ અનુસરે છે.

ભાઇઓ ! આમાં મારો ધર્મ સાચો તારો ધર્મ ખોટો, એ કયાં આવ્યું ? પ્રભુની આવી ખુલ્લી આજ્ઞા છતાં વિના કારણ આપણે અંદર અંદર લડીને શામાટે વેર વધારવું

જોઇએ ? અને શામાટે પ્રભુથી વિમુખ થવું જોઇએ ? માટે આજથી ઠરાવ કરો કે પોતાના ધર્મને વળગી રહેવું, અને બીજા બધાય ધર્મો તરફ ઉદાર વૃત્તિથી જોવું; કારણ કે એથી દુનિયામાં શાંતિ રહે છે; એ પ્રભુને વહાલું છે, અને એ પ્રભુનો હુકમ છે. માટે પોતાનો ધર્મ રૂડી રીતે પાળીને બીજાઓના ધર્મ તરફ ઉદાર નજરે જુઓ.

( ઉવોર છંદ )

વસવા એક પૃથ્વી વાસ, ઊપર એક છે આકાશ;
છૂટા કેમ પડશો છેક, ઇશ્વર સર્વનો છે એક.

( ભુજંગી છંદ )

ભલે જો જુદા દેશને વાસ જૈયે, બધાએ સગા બાપનું પેટ છૈયે;
બધી બાજરી બીજ તો એક દાણો, તમે મિત્ર મારા વૃથા વાદ તાણો.
નથી સ્વર્ગ કે નર્ક જૂદાં સહૂનાં, નથી આપણાં વિશ્વ જુદાં બહૂનાં;
જુદા કયાં જશો એક ગોળો ગુંથાણો, તમે મિત્ર મારા વૃથા વાદ તાણો.

—દલપત કાવ્ય.

---

# ૭: બીજાંને શિખામણ આપવામાં નહિ, પણ તે પ્રમાણે પોતે વર્તવું એમાં જ ખૂબી છે.

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૦૨ ]

દુનિયાના પક્કા અનુભવી એક બુઢ્ઢા સાધુને કોઇએ પૂછયું કે, મહારાજ ! દુનિયામાં સૌથી સહેલું શું ? ત્યારે તે સાધુએ જવાબ દીધો કે, બીજાંને શિખામણ દેવી તે. પેલા માણસને અજાયબી લાગી કે એ કેમ બને ? શિખામણ દેવામાં તો ડહાપણની જરૂર છે. ત્યારે સાધુએ કહ્યું કે, બચ્ચા, બીજાંઓને શિખામણ દેતી વખતે સૌ ડાહ્યાં બની જાય છે આપણા ભાઇ દોસ્તોમાં કે નાત જાતમાં કોઇને ત્યાં મરણ થઇ ગયું હોય, ત્યારે તેને ત્યાં આપણે દિલાસો દેવા માટે જઇએ છીએ. એ વખતે સર્વ લોકો દિલાસાની સેંકડો વાતો સંભળાવે છે, અને ઘણી જાતના દાખલા દલીલો આપે છે. પણ જ્યારે પોતાને જ ઘેર એવો પ્રસંગ આવી પડે છે ત્યારે બીજાંઓને દિલાસો દેતી વખત પોતે બોલ્યા હોય તે પ્રમાણે

કોણ પાળી શકે છે? વ્યભિચારીઓ પણ વ્યભિચાર નહીં કરવો જોઇએ એમ કહે છે. ચોરો પણ ચોરી નહીં કરવાની બીજાઓને શિખામણ આપે છે. દારૂડિયાઓ દારૂ પીવો ખરાબ છે એમ કહેતા જાય છે ને દારૂ ઠાંસતા જાય છે. આપણે સેંકડો વખત વાતવાતમાં કહીએ છીએ કે જૂઠું બોલવું એ મહા પાપ છે, અને તોપણ આપણે પોતે કેટલી બધી વખત જૂઠું બોલીએ છીએ એનો ખ્યાલ તો કરી જુઓ! બીજાઓને શિખામણ દેવી એ બહુ સહેલી વાત છે, પણ તે પાળવી એ જ મુશ્કેલ છે. ઇશ્વરના પવિત્ર નામથી—એ નામમાં રહેલી ઈશ્વરી કૃપાથી હરિજનો ઘણી શિખામણો પાળી શકે છે, માટે જ બીજા સાધારણ લોકો કરતાં તેમનો દરજ્જો ચઢિયાતો છે. શિખામણ આપવી એ તો સહેલામાં સહેલું છે, પણ તે પાળવી એ જ મુશ્કેલી છે, ને એમા જ માણસની પરીક્ષા છે. મહાન ભક્ત તુકારામ કહે છે કે—

बोले पैसा चाले त्याची वंदावी पावलें.

અર્થ—જે માણસ બોલવા પ્રમાણે ચાલતો હોય તેની ચાંખડી પણ વંદન કરવા લાયક છે; મતલબ કે, બોલી નાંખવામાં કાંઇ મુશ્કેલી નથી પણ બોલવા પ્રમાણે પાળવું એમાં જ મુશ્કેલી છે. માટે શિખામણ હૃદયમાં ધારણ કરી તેને જીવનમાં અનુભવવાની કોશિશ કરવી એ જ ખરા ભકતનું લક્ષણ છે.

---

## ૮ : પ્રભુને રાજી કરવાના માણસોના ઉપાય તો જરા જુઓ !

[ 'સ્વર્ગનાં રત્નો' નં. ૨૮ ]

દુનિયાના દરેક ધર્મનો મુખ્ય સિદ્ધાંત એ જ હોય છે કે, આપણે પ્રભુને રાજી કરવો જોઇએ. કારણ કે જ્યારે પરમકૃપાળુ પરમાત્મા રાજી થાય ત્યારે જ જન્મ મરણના ફેરામાંથી છૂટી શકાય છે. પ્રભુ રાજી થાય ત્યારે જ જિંદગીની સાર્થકતા થાય છે, અને પ્રભુ રાજી થાય ત્યારે જ મોક્ષ મળી શકે છે. માટે પ્રભુને રાજી રાખવો એ દુનિયાના બધા ધર્મોનો મુખ્ય સિદ્ધાંત છે. તેથી પ્રભુને રાજી કરવા માટે જુદા જુદા લોકો જુદી જુદી જાતના ઉપાયો કરે છે; જેમકે—

કોઇ માણસ મૂર્તિને તુલસી ચડાવીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઈ માણસ મહાદેવને પાણી ચડાવીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ હનુમાનને તેલ ચડાવીને પોતાનાં પાપ દૂર કરવા ઇચ્છે છે. કોઇ માણસ પોતાના દેવો પાસે પશુઓની હત્યા કરીને તેને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ ભોગ ધરાવીને ભગવાનને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ ચરણામૃત

લઇને પોતાનું કલ્યાણ કરી નાખવા ઇચ્છે છે. કોઇ માણસ માળા કે કંઠી પહેરી જમને હઠાઠવા ઇચ્છે છે. કોઇ માણસ ગણપતિને દરિયામાં પધરાવીને તેને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ મુડદાંઓની કબરો પાસે ધૂપ કરીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ ધજાઓ ચડાવીને પ્રભુને ખુશી કરવા ઇચ્છે છે કોઇ માણસ કુંડ કે નદીમા નાહીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ પગે ચાલીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે કોઇ માણસ પત્રાવળીમાં જમીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ ઉપવાસ કરીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ શરીરમાં સોયા વગેરે ભોંકીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ કપડાં રંગીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ માણસ મુંડ મૂંડાવીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ રાખ ચોપડીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ ફરાળ કરીને કે એક વખત જમીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ દાઢી રાખીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ બ્રાહ્મણો જમાડીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. કોઇ દીવા બાળીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે; અને કોઈ ભાંગ ગાંજો કે દારૂ પીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે. આવી રીતે સૌ લોકો નજીવી નજીવી બહારની બાબતો પાળીને પ્રભુને રાજી કરવા ઇચ્છે છે, પણ જરા મજે તો જુઓ કે કોઇ પણ માણસ પોતાનાં આચરણો સુધારીને પ્રભુને રાજી કરવા ઇચ્છતું નથી. હવે વિચાર કરો કે ફક્ત બહારની આવી ઉપરછલ્લી વાતોથી પ્રભુ રાજી થઇ શકશે ખરો ? યાદ રાખજો કે ઉપર જણાવેલી બધી બાબતોમાં કાંઇ કાંઇ માલ હોય છતાં પણ આપણાં આચરણ સુધાર્યા વિના એકલી એવી બાબતોથી પ્રભુને

રાજી કરી શકાતો નથી. માટે જો ખરો ધર્મ પાળવો હોય અને જિંદગીની સાર્થકતા કરવી હોય તો ધર્મની બહારની ક્રિયાઓ ઉપર જેટલો ભાર મૂકો છો તે કરતાં તમારાં પોતાનાં આચરણ સુધારવા ઉપર વધારે ભાર મૂકો. એટલે બહુ જ સહેલાઇથી અને જલદીથી પ્રભુ રાજી થઇ શકશે. કારણ કે બીજાં બધાં બહારનાં સાધનો દોકડા બરાબર છે, અને પોતે પોતાનાં આચરણ સુધારવાં એ રૂપિયા બરોબર છે. માટે જો તમારી પાસે રૂપિયો હશે, તો તેમાંથી દોકડાઓ તો ઘણાએ મળી રહેશે; પણ નવાણું દોકડા ભેળા કરો તો પણ રૂપિયો થઇ શકશે નહીં. એટલે કે બીજાં ઘણાં સાધનોથી પણ આચરણો સુધારવા જેટલો ફાયદો નહીં થાય. માટે જો ખરો ધર્મ પાળવો હોય અને પ્રભુને રાજી કરવો હોય તો તમારાં આચરણો સુધારવા ઉપર ખૂબ ધ્યાન આપો ! ખૂબ ધ્યાન આપો !

---

# ૯: ધર્મ પાળ્યા વિના ધર્મની વાતો માત્ર કરવાથી કાંઇ કલ્યાણ થઈ શકતું નથી.

[ ' સ્વર્ગનાં રત્નો ' નં. ૯૩ ]

આજના વખતમાં છાપાંઓની તથા પુસ્તકોની સગવડોને લીધે દરેક માણસમાં વાચાળપણું બહુ વધી ગયું છે. તેથી જ્યાં જઇએ ત્યાં સૌને મોઢેથી ઘણી ઘણી જાતની વાતો સાંભળવામા આવે છે. જેમકે કોઇ માણસો વકીલાતનો ધંધો કરતા હોય, આખો દિવસ પ્રપંચમાં રહેતા હોય, કાયદાઓની બારીકીઓ શોધવા માટે તર્ક વિતર્કની જાળ વધારતા હોય, અને સંકલ્પ વિકલ્પની લહેરો સાથે પળે પળે આમ તેમ તણાતા હોય તેવા માણસો પણ યોગશાસ્ત્રની તથા યોગ સાધવાની વાતો કર્યા કરે છે. જે માણસો જગતના મોહમાં ડૂબી ગયેલા હોય, એક ટાકણી કે સોય સારૂ પણ મરી પડતા હોય, ખાવુંપીવું અને મોજશોખ કરવામાં જ પોતાની જિંદગી ગુમાવી દેતા હોય, બીજાઓનાં પાસેથી ધન કઢાવવા માટે તથા બીજાંઓના ઉપર પોતાની સત્તા ચલાવવા માટે અનેક જાતના યુક્તિ પ્રયુક્તિઓ કરી રહ્યા હોય, તથા બીજાઓને નીચા પાડવા અને પોતાનાં વખાણ કરાવવા માટે ઘણી જાતનાં છટકાંઓ માડી બેઠા હોય તેવા કારભારીઓ તથા ધર્મગુરુઓ અદ્વૈતની ને વેદાંતની વાતો કર્યા કરે છે, તથા "आत्मवत्सर्वभूतेषु" એ સિદ્ધાંતનો ઉપદેશ

આપ્યા કરે છે. જે માણસોને ધર્મ સાથે કાંઈ પણ લેવાદેવા ન હોય, જે માણસો જરા પણ ધર્મ પાળતાં ન હોય, જેઓ ધર્મના ઊંડા ભેદો સમજતાં ન હોય, જેનાં આચરણો સારાં ન હોય, જેનામાં શ્રદ્ધા ન હોય, ઇશ્વર સંબંધી જેના વિચારોમાં કાંઇ પણ ઢંગધડો ન હોય, અને ધર્મ સંબંધી બાબતમાં જેનો મત કાંઇ પણ કામનો ન હોય તેવા માણસો પણ ધર્મની વાતો કર્યા કરે છે, અને ધર્મનાં વ્યાખ્યાનો આપવા તૈયાર થઈ જાય છે! તેમાં જે માણસની ગાંઠેથી દોઢિયું છૂટતું ન હોય, જે માણસે પોતાની પાસે ઘણી સગવડો છતાં પોતાની આખી જિંદગીમાં કાંઇ પણ જાણવા જેવું શુભ કામ કર્યું ન હોય, જે માણસ પરમાત્માની મરજી સમજતા ન હોય, જે માણસ "હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ" એવા સાંકડા વિચારના હોય અને જે માણસોના આચરણમાં જરા પણ મોટાઇ કે ઉદારતા ન હોય તેવા માણસો, પણ પરમાર્થની મોટી મોટી વાતો કર્યા કરે છે. એટલું જ નહિ પણ જે માણસોથી કાંઇ પણ બની શકતું ન હોય, જે માણસોમાં કામ લેવાની આવડત ન હોય, જે માણસો ઘણી જાતનાં બંધનોમાં પડેલા હોય, જે માણસો દેશકાળને ન સમજતા હોય, જે માણસો જનસ્વભાવને ન સમજતા હોય, જે માણસોએ જોવાલાયક દુનિયા ન જોઇ હોય, જે માણસો પોતાના આચાર વિચારમાં ઢીલાઢબ હોય, જે માણસોમાં પોતાની અંદર માલ ન હોય પણ બીજાઓના દોર્યા દોરાતા હોય, અને જે માણસોની કાંઈ લાગવગ ન હોય તેમજ જે માણસોએ જે બાબતનો અભ્યાસ કરેલો ન હોય તેવી બાબતોમાં પણ તેઓ પોતાનો મત આપવા તૈયાર

થાય છે અને રાજકીય, સંસારી, ધર્મની, તથા હુન્નરકળાની બાબતો ઉપર તેઓ જાહેર સભામાં બોલવા ઊઠે છે, અને પોતાના પંડને, પોતાના ઘરને, પોતાના કુટુંબને, પોતાની નાતને, તથા પોતાના ગામને તો સુધારી શકતા નથી, ને દેશને તથા દુનિયાને સુધારી નાંખવાની વાતો કર્યા કરે છે. પણ આવા માણસોને એક ભકતરાજ મહારાજ કહેતા કે,—

મીઠાઇની વાતો કર્યા કરવાથી કાંઇ પેટ ભરાઇ જતું નથી. જેમકે કોઇને કહીએ કે, જલેબીનો સ્વાદ બહુ સરસ હોય છે, તેથી મગજને બહુ ફાયદો થાય છે; બાસુદી ખાવાથી શરીરમાં શકિત આવે છે; આંબાનો રસ લોહીને સુધારનાર છે, અને કેરીપૂરીની મજા કાંઇ ઓર જ છે; મોહનઠારમાં કસ્તુરી નાખી હોય ને સોનાનો વરખ મિલાવ્યો હોય તો શિયાળાના દહાડામાં બહુ ફાયદો થાય છે; જેની જઠરાગ્નિ સારી હોય તેને માટે મેસૂર પણ બહુ સારો છે; કેળાંપાક ને બદામપાક પણ મગજને બહુ સારી પુષ્ટિ આપે છે; ઘારીપૂરી તથા ખમણ-ઢોકળાંની મજા પણ કાંઇ ઓર છે; નાળિએરની ચટણી તથા દ્રાક્ષની ચટણી પણ બહુ સારી બને છે: આવી આવી વાતો ચોપડીઓ વાંચી વાંચીને કરીએ પણ એ ચીજો ખાવાનો તક ન લઇએ તો માત્ર વાતોથી કાંઇ પેટ ભરાય નહિ તેમજ ધર્મની, આત્માના કલ્યાણની, દુનિયામાં આગળ વધવાની ને ફતેહ મેળવવાની વાતો કરીએ પણ જો એ પ્રમાણે વરતીએ નહિ, તેના ખરા રસ્તા જાણીએ નહિ, એ સંબંધી આસપાસની હકીકતો જાણીએ નહિ, અને એમાં તનમનથી ધ્યાન આપીએ નહિ, તો માત્ર વાતો કર્યા કરવાથી કાંઇ બહુ ફાયદો થઇ જાય નહિ.

હવે આપણે વાતોમાં જ ન રહી જવું જોઇએ; પણ કાંઇક કામ કરી બતાવવું જોઈએ. કારણ કે હાલના વખતમાં પઢેલા પોપટની પેઠે બીજાંઓનું સાંભળીને તે પ્રમાણે બોલી નાંખવું એ તો બહુ સહેલી વાત છે. પણ જે બોલતા હોય તેમાંથી બે ચાર આના કે આનો અરધો આનો પણ પાળી બતાવવું એ મુશ્કેલ છે. માટે યાદ રાખજો કે, બોલી નાખવું એમાં જ કાંઇ ખૂબી નથી, પણ બોલ્યા પ્રમાણે કાંઇક પણ કરી બતાવવું તેમાં જ ખૂબી છે. માટે જે બોલવું તે બહુ જ વિચારીને બોલવું જોઇએ. જે બાબત ઉપર બોલવું તે બાબતનો ખાસ અભ્યાસ કરીને તથા તેમાં બહુ ઊંડા ઊતરીને બોલવું જોઇએ. જે બોલવું તે વજનવાળું થઇ પડે તથા સામેનાં બીજાં માણસો ઉપર તેની અસર થાય તેવી રીતે બોલવું જોઇએ. જે બોલવું તે બોલવાની જોખમદારી સમજીને બોલવું જોઇએ. કેમકે શબ્દો એ કાંઇ જેમ તેમ ફેંકી દેવા જેવી વસ્તુ નથી. માટે જે બોલવાથી આપણને પોતાને તથા બીજાંઓને ફાયદો થાય તેવી રીતનું બોલવું જોઇએ, અને બોલવા કરતાં પાળી બતાવવા ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ કારણ કે મીઠાઇ ખાધા વિના મીઠાઇની વાતો કરવાથી જેમ પેટ ભરાય નહિ, તેમ જ ધર્મની તથા હુન્નરકળાની ને વેપારધંધાની વાતો કરવાથી તે પ્રમાણે કરી બતાવ્યા વિના કાંઇ ફાયદો થાય નહિ ને લૂખી વાતોથી કાંઇ પ્રભુ રાજી થઇ જાય નહિ. માટે બંધુઓ! વાતોમાં જ ન રહી જાઓ, પણ જેમ બને તેમ શુભ કામો કરતાં શીખો! શુભ કામો કરતાં શીખો!

---

# ૧૦ : આપણાં આચરણો સુધાર્યા વિના ધર્મી થવાય નહિ.

[ 'સ્વર્ગની કૂંચી' નં. ૨૦૪ ]

મુંબઇમાં જ્યારે ઈ. સ. ૧૮૯૬ માં પહેલવહેલી મરકી શરૂ થઇ, ત્યારે તેના ત્રાસથી ડરીને બહુ લોકો પોતપોતાના દેશમાં ભાગી ગયા હતા. તેથી સારા સારા ગૃહસ્થોને પણ એ વખતે ભટ, ઘાટી, અને ઘોડાવાળા મેળવતાં મુશ્કેલી પડતી હતી. વધારે પગાર આપતાં છતાં પણ રસોઇયા મળી શકતા નહોતા એ વખતે કેટલીક શેઠાણીઓના કેવા ભૂરા હાલ થયા હતા એ તમને ખબર છે ? ગામ બહાર રહેવા ગયાં હોય ને જંગલમાં ઝૂંપડાં બાંધી રહ્યાં હોય ત્યાં એક તો જગ્યાનું ઠેકાણું નહિ, જે વસ્તુ જોઇએ તે મળે નહિ, અને ચાકરોની પણ મારામારી! પણ બીજો ઉપાય શું ? એકને ઠેકાણે બે પૈસા ખર્ચતાં પણ માણસ ન મળે કે વસ્તુ ન મળે, તે લાવવી ક્યાંથી ? પેટ કાંઇ કોઇને છોડે છે ? જેમ તેમ પણ ખાવાનું તો કાંઇક કરવુંજ જોઇએ. આપણા લોકોને બીજા કોઇના હાથનું

ખપે નહિ એ પણ મોટી પીડા; નહિ તો તો વળી કાંઇનો કાંઇક રસ્તો થાય.

એ વખતે લટકમટકવાળી ઘણીએ શેઠાણીઓ બિચારીઓ પંખો હલાવતી હલાવતી સગડીઓ પાસે બેસતી, અને તેમના ફાંકડા વરો પોતાના ચસ્મા ને ઘડિયાળો બાજુએ મૂકી તેમને મદદ કરવા હાથમાં પાકશાસ્ત્રની ચોપડી લઇને બેસતા હતા. ચોપડીમાં મગની દાળનાં ભજીયાં બનાવવા માટે લખ્યું હોય કે અર્ધો શેર દાળ લેવી, તેને ચાર કલાક પાણીમાં ભીંજવવી, પછી તેને ધોઇને વાટવી; ત્યાર બાદ તેમાં મીઠું તો. ૧, હીંગ વાલ ૨, ધાણાજીરાનો સંભાર તો. ૪, આંબલી તો. ૪, ગોળ તો. ૨, હળદર તો. ૦॥, કોથમીર તો. ૨, આદુ તો. ૨, મરચાં લીલાં તો ૪, નાળિયેરનું ખમણ તો. ૫, ગરમ મસાલો તો. ૧, એ સર્વે વાનાં નાંખવાં; અને એમાં ત્રણ તોલા મોણ નાંખવું; પછી તેમાં પાણી શેર ૦। નાંખી ખૂબ હલાવવું અને તેલ કડકડતું થાય ત્યારે તેમા એ દાળનાં ફૂલવડાં મૂકવાં.

શેઠ એ પ્રમાણે વાંચવા લાગ્યા અને શેઠાણી જુદા જુદા ડાબલા ખોલવા લાગ્યા. સૂકો મસાલો બધો તૈયાર હતો પણ હવે તેને જોખવો કેવી રીતે ? એ જંગલનાં ઝુંપડાંઓમાં કાંટો ને તોલાં કયાંથી કાઢવાં ? શેઠ અટકળ કરવા લાગ્યા, પણ એવી અટકળ આવડે કયાંથી ? મીઠું બે તોલાને બદલે ચાર તોલા લીધું. હીંગ બે વાલને બદલે પા તોલો લીધી. પાણી પાશેરને બદલે નવટાંક નાંખ્યું. મોણ નાંખવું ભૂલી ગયા. નાળિયેર ખમણવાની ખમણી મળી નહિ. કોથમીર મરચાંના વાંધા. અને

તેલ હજી જરાક જ ગરમ થયું હતું ત્યાં શેઠાણી કડાઇમાં ભજીયાં મૂકવા લાગ્યાં, તેથી જરા વારમાં કડાઇ ફીણથી ભરાઇ ગઇ. ભજીયાં અંદર પાકયાં છે કે કાચાં છે તે કાંઇ દેખાય નહિ હવે ફીણ કેમ મટાડવું તેની શેઠ શેઠાણીને મન મોટી પંચાતી થઇ પડી. રામો ઘાટી દૂર ઊભો ઊભો આ બધું ફારસ જોયા કરતો હતો. તેણે કહ્યું કે, શેઠ ! એ તેલમાં લીંબુ નાંખો એટલે ફીણ મટી જશે. શેઠ આમ તો મિજાજના કડક હતા; એ કાંઇ રામાની શિખામણ માને તેવા નહોતા. પણ અત્યારે કોણ જાણે કેવું ચોઘડિયું હશે કે ઝટ લઇને રામાની વાત તેમણે માની લીધી; તેથી ઊઠીને શાકભાજીના ટોપલામાંથી લીંબુ લઇ ખીસો-માંથી ચાકુ કહાડી તેનાં બે ફાડચાં કર્યાં, અને શેઠાણી કડાઇમાં મોઢું ઘાલીને ભજીયાં તપાસતાં હતાં, એટલામાં શેઠે જરા વાંકા વળીને કડાઇમાં ખૂબ લીંબુનો રસ નીચોવ્યો. આકરા થયેલા તેલમાં લીંબુનો રસ પડયો કે તુરત કડકડ અવાજ થઇને તેલના છાંટા બહાર ઊડવા લાગ્યા. પાંચ સાત છાંટા શેઠાણીના મોઢા ઉપર પણ પડયા. પછી જોઇ લો મઝા ! ભજીયાં ભજીયાંને ઠેકાણે રહ્યાં ને વચમાં નાનું સરખું હુલ્લડ થઇ પડયું. શેઠાણી તો રડમસ જેવાં થઇને આંખો ચોળતી ચોળતી ત્યાંથી ઊઠી ગઈ ને બીજા ઓરડામાં જઇ અરીસામાં પોતાનું મોઢું જોવા લાગી, અને શેઠને તથા ઘાટીને અને ભાગી ગયેલા ભટને પુષ્પાંજલિ આપવા લાગી. શેઠ એ વખતે તવા ઉપર બેઠા. થોડાં ભજીયાં ઉતાર્યાં, પણ કોની તાકાત કે ખાઇ શકાય ? અર્ધાં કાચાં ને ખારાં ઝેર જેવાં ! એ ગળે કેમ ઊતરે ?

ભાઇઓ ! જાતિ અનુભવ વિના પાકશાસ્ત્રની ચોપડીઓથી

જેમ રસોઇ સારી થાય નહિ, તેમ જ આપણાં આચરણો સુધર્યા વિના ધર્મની વાતો કરવાથી કાંઇ કલ્યાણ થાય નહિ. ડાહી ડાહી વાતો કરતાં આપણને સૌને આવડે છે પણ એમાંથી કેટલું પાળી શકીએ છીએ એનો વિચાર કરો. જ્યાં સુધી આપણે આપણી દુનિયાદારીની ફરજ બરાબર રીતે બજાવીએ નહિ, જ્યાં સુધી ધર્મના નિયમો બરાબર પાળીએ નહિ, જ્યાં સુધી અંતરમાંથી સૌ સાથે ભલાઇ રાખીએ નહિ, અને જ્યાં સુધી મહાન પ્રભુને ખાતર બની શકે તે પ્રમાણે યથાશકિત સાત્વિક ત્યાગ કરીએ નહિ, ત્યાં સુધી માત્ર ધર્મની લૂખી વાતો કરવાથી કાંઇ વળે નહિ. આપણે પોતે જાતે ભલા થયા વિના ધર્મની જે કાંઈ ઉપરછલી વાતો કરીએ તે એ શેઠ શેઠાણીનાં ભજીયાં જેવી સમજવી. એ ભજીયાંથી જેમ તેમનું પેટ ભરાયુ નહિ તેમ આપણી બહારની વાતોથી પણ આપણે કાંઇ અંતરની શાંતિ મેળવી શકીએ નહિ. માટે ભાઇઓ! પ્રભુને ખાતર આપણાં આચરણો સુધરે તેમ કરો! આપણી જિંદગી સુધરે તેમ કરો!!

---

# ૧૧ : ભલા થઇને ભગવાનની હજૂરમાં જવું એ ખૂબીની વાત છે.

[ 'સ્વર્ગની સડક' નં. ૨૧ ]

પરમકૃપાળુ પરમાત્મા અતિશય દયાળુ છે. તેથી તે તો ઘણી વખત ઘણાંએ પાપી માણસોને પણ પોતાની કૃપાના બળથી તારી દે છે. એમાં કંઇ નવાઇ નથી, કારણ કે એમ કરવું એ તો પ્રભુની પ્રભુતા છે. પણ પોતાની આખી જિંદગી સુધી પોતે ભલું રહેવું, પોતાનો ધર્મ રૂડી રીતે પાળવો અને પોતાનું ચરિત્ર ઉત્તમમાં ઉત્તમ રાખીને પ્રભુની હજૂરમાં જવું એ ખૂબી કાંઇ ઓર જ છે. એ વાત સમજાવવા માટે એક મહાત્મા કહેતા હતા કે—

"એક મોટા રાજાના દરબારમાં અનેક ઉમરાવો હતા. તે બધા ઉમરાવોની સભા થઇ હતી, ત્યારે તેમાંથી કોઇ બીજા દેશના ઉમરાવે પૂછયું કે, તમને સૌને આવો મોટો અધિકાર મળેલો છે અને શહેનશાહની દરબારમાં બેસી શકો છો, તથા આટલા બધા શોભો છો તેનું શું કારણ છે? તમારાં કયાં કામો માટે તમોને અમીરાઈ મળેલી છે, તે કહેવાની મહેરબાની કરો.

એ સાંભળીને સૌથી પહેલા બેઠેલા એક ઉમરાવે કહ્યું કે, અમારા બાપદાદાઓએ અસલના વખતમાં આ રાજ્ય મેળવતી વખત રાજાની ખાતર પોતાનાં માથાં આપ્યાં હતાં, તે નોકરી બદલ અમને ઉમરાવપદ મળેલું છે. કોઇએ કહ્યું કે, અસલના વખતમાં અમારા કુટુંબમાંથી એક ગુણુવાન બાઇનાં રાજા સાથે લગ્ન થયાં હતાં, તેથી એ સંબંધને લીધે અમને ઉમરાવપદ મળેલું છે. એ પછી ત્રીજાએ કહ્યું કે, અમારા બાપદાદા પાસે બેસુમાર દોલત હતી. એક વખતે બહુ મારે દુકાળ પડયો હતો ત્યારે લાખો માણુસોને ખોરાક પૂરો પાડીને એમણે નિભાવ્યા હતા. તે ઉદારતાના કામ માટે અમને ઉમરાવપદ મળેલું છે. ચોથાએ કહ્યું કે, એક વખત રાજા શિકાર કરવા ગયા હતા ત્યારે જંગલી જાનવરના ઝપાટામાં આવી ગયા હતા. તે વખતે મારા દાદાએ તે જાનવરને પોતાની બહાદુરીથી મારી નાંખીને રાજાનો બચાવ કર્યો હતો, તેથી અમોને અમીરાઇ મળેલી છે. પાંચમાએ કહ્યું કે, એક વખત બહુ ભયંકર લડાઇ જાગી હતી, તે વખતે અમારા બાપદાદાએ નાણાંની બહુ જ તંગીના વખતમાં કરોડો રૂપિયા રાજાને ધીર્યા હતા, તે માટે અમોને ઉમરાવપદ મળેલું છે. એ પછી છઠ્ઠા અમીરે કહ્યું કે, હમણાં થોડાં વરસો ઉપર આફ્રિકામાં જ્યારે લડાઇ થઇ ત્યારે મેં મારી બહાદુરીના બળથી મુલક જીતી આપ્યો હતો, તે સેવા માટે મને અમીરાઇ મળેલી છે. સાતમાએ કહ્યું કે, જગતમાં ઉથલપાથલ થઇ શકે અને દુનિયાને બેહદ ફાયદો થઇ શકે તેવી રસાયનશાસ્ત્રમાં મેં મોટી શોધો કરેલી છે, તેના ઇનામ તરીકે મને ઉમરાવપદ મળેલું છે. આવી રીતે જુદા જુદા અમીરોએ જુદાં જુદાં કારણો બતાવ્યાં. તે વખતે

એક અમીર બહુ જ શાન્ત થઇને તથા જરાક દિલગીર થઇને ગંભીર મોઢું રાખીને અને નીચું જોઇને બેસી રહ્યો હતો. તેને જોઇને પેલા ઉમરાવે પૂછયું કે, સાહેબ! તમે કેમ બોલતા નથી? આ બધા અમીરો બહુ ઉત્સાહમાં આવી જઇને પોતપોતાનાં પરાક્રમના વખાણ કરે છે ને તમે કેમ ચૂપ રહ્યા છો અને કેમ નીચું જોઇ રહ્યા છો? તમોને અમીરાઇ કેમ મળી, એ જરા કહો તો ખરા!

ત્યારે તે અમીરે કહ્યું કે, ભાઇ! એ બધા અમીરોએ તો કાંઇ કાંઇ પરાક્રમો કરેલાં છે, પણ મેં એવું કંઇ પણ પરાક્રમ કરેલું નથી; એટલું જ નહિ પણ મેં તો ઊલટું બહુ જ બૂરૂં કરેલું છે, અને તેમ છતાં રાજાની દયાથી જ મને અમીરાઇ મળેલી છે, એટલે હું શું બોલી શકું? એમ બન્યું કે, એક વખત રાજાજી જંગલમાં શિકાર કરવા ગયા હતા, ત્યારે રસ્તો ચૂકવાથી ઓચિંતા મારા ખેતરે આવી ચડયા. એ વખતે તેઓને દૂરથી શિકારીના પોશાકમાં જોઇને મેં ધાર્યું કે, આ કોઇ લુચ્ચો માણસ છે, અને મારી પાસે ખાવાનું માગવા આવે છે. પણ એવા લુચ્ચાઓને ખાવાનું આપવું એ કંઇ ઠીક નહિ, એમ ધારીને મેં મારા પાસે જે રોટલા હતા તે તુરત જ મારા બળદોને ખવરાવી દીધા, અને ભભલીમાં પાણી હતું તે પાણી મેં વિના કારણ ત્યાં ઢોળી નાંખ્યું. એટલામાં ત્યાં મહારાજા સાહેબ આવ્યા, ત્યારે તેમને જોઇને હું બહુ શરમાઇ ગયો. તેમણે મારી પાસે ખાવાનું તથા પાણી માગ્યાં. પણ મેં કહ્યું કે, સાહેબ, મેં તો એ બન્ને વાનાંનો હમણાં જ નાશ કર્યો છે.

ત્યારે રાજાએ કહ્યું કે, "મારી એવી ઇચ્છા હતી કે તારી પાસેથી પાણી પીવું ને રોટલી ખાવી, અને તેના બદલામાં આ ગામ તને ઈનામમાં આપવું; પણ તેં તો રોટલી જાનવરોને ફેંકી દીધી અને પાણી ઢોળી નાંખ્યું. એ માટે જો હું તને શિક્ષા કરવા ધારૂં તો તે કરી શકું તેમ છું. પણ હું તો રાજા છું, માટે મારે મારી પ્રજાને બતાવવું છે કે, જે ભૂલો કરે તેને પણ મારી ઇચ્છા હોય તો હું માફી આપી શકું છું, અને મારી હજૂરમાં બેસાડી શકું છું. એમ લોકોની ખાત્રી કરવા માટે અને મારી દયાદૃષ્ટિ બતાવવા માટે હું તને આ ગામ વંશ-પરંપરા ઇનામમાં આપું છું, અને આજથી તને મારો અમીર બનાવું છું." આ વખતે હું શું મોંઢું ઊંચું રાખી શકું ? હું તેના પગમાં પડી ગયો અને ઉપકારનાં આંસુથી તેમના પગ ધોવા લાગ્યો. એ મારી હકીકત છેઃ એટલે હું શું મોંઢું લઇને વાત કરૂં ? કારણ કે મારાં કામો કંઇ સારાં નથી, પણ માત્ર રાજાની કૃપાને લીધે જ હું ઉમરાવપદ ભોગવું છું.

આ દાખલો આપીને તે મહાત્મા સમજાવતા કે, પ્રભુની હજૂરમાં તો કંસ, હિરણ્યાક્ષ, રાવણ, જરાસંધ, શિશુપાળ, પૂતના વગેરે પાપીઓ પણ ગયેલાં છે. પણ જેવા ધ્રુવ, પ્રહ્લાદ, અંબરિષ, જનકવિદેહી, હરિશ્ચંદ્ર, શિબિરાજા, પરીક્ષિત, નરસિંહ મહેતો, મીરાંબાઇ, તુકારામ, તુલસીદાસ, સુરદાસ વગેરે શોભે તેવા કંઇ કંસ કે કાળયવન શોભે ખરા કે ? નહિ જ. માટે યાદ રાખજો કે, પ્રભુની કૃપાથી મોક્ષ મેળવી લેવો એ જુદી વાત છે, અને પોતાનાં આચરણો સુધારીને પવિત્ર બનીને

મોક્ષ મેળવવો એ જુદી વાત છે. કારણ કે પ્રભુની કૃપાથી મોક્ષ મેળવવો એમાં કંઇ ખાસ ખૂબી નથી, પણ પોતાની પવિત્રતા-ના બળથી અને ભજનના બળથી મોક્ષ મેળવવો તેમાં તો ખાસ ખૂબી છે. માટે બંધુઓ ! ભૂલમાં ને પાપમાં નહિ પડયા રહેતાં જેમ બને તેમ ઉત્તમ પ્રકારનું જીવન ગાળતાં શીખો, અને જેમ બને તેમ પ્રભુની નજીકમાં રહેવાની કોશિશ કરો. સદ્‌ગુણ, પવિત્રતા તથા જ્ઞાન ધ્યાનના બળથી આગળ વધવાની કોશિશ કરો, એટલે પ્રભુ તમારા મદદગાર થશે, અને તમો રાજી થઇને મોક્ષનાં સુખો ભોગવી શકશો, તથા હરિની હજૂરમાં જઇ શકશો માટે ચારિત્ર સુધારવાની અને ભલા થવાની ખાસ તજવીજ રાખો.

---

# ૧૨ : જ્ઞાનનો, ધર્મનો અને પરોપકારનો દુરુપયોગ થાય તોપણ તે કાંઇ અટકાવાય નહિ

[ 'સ્વર્ગનાં રત્નો ' નં. ૮૪ ]

કેટલાંક માણસો એવાં હોય છે કે જેઓ દુર્ગુણો સામે જોયા કરે છે. તેથી તેઓને સદ્‌ગુણની બાબતમાં પણ અભાવો થાય છે, ને સદ્‌ગુણો માટે પણ તેઓમાં મોળાપણું આવી જાય છે. જેમકે કોઈ માણસ જ્યારે બે ચાર ધર્મગુરુઓને ખરાબ સ્થિતિમાં દેખી તેઓમાં લાલચુપણું જૂએ, તેઓમાં અનીતિ દખે, તેઓમાં અજ્ઞાનપણું જૂએ, એટલે ધર્મ જ ખોટો છે એમ માની લે છે. તથા બધાય ગુરુઓ આવા શઠ જેવા છે ને દાંભિક છે એમ માની લે છે. તેથી સારા સારા મહાત્માઓનો પણ તેઓ લાભ લઇ શકતા નથી. કેટલાંક માણસોને કહીએ કે તમે ભણો અથવા તમારા છોકરાંઓને ભણાવો, ત્યારે તેઓ કહે છે કે, ભણીને શું કરીએ ? ભણેલાં તો ઊલટાં બગડી જાય છે, હોટેલીયા ભકત થઇ જાય છે, અને તિરસ્કારખાં થઇ જાય

છે. એ કરતાં ન ભણેલાં આળાંભોળાં હોય તે સારા કે કહ્યું તો માને ? બીજા કેટલાક શ્રીમંતોને કહીએ કે, શેઠ કાંઇ પરમાર્થ કરો, ત્યારે તેઓ કહે છે કે, શું ધૂળ પરમાર્થ કરે ? હમણાં સદાવ્રત કાઢયું હતું પણ તેમાં બધા લફંગા આવતા હતા; કોઇ સારો માણસ મળે નહિ. અમારી ફઇનું મંદિર છે તેમાં જે પૂજારી છે તે દૂરથી જ પગે લાગવાજોગ છે. એવા અક્કલના ઓથમીરોને ઉત્તેજન આપવામાં શું વળે ? ઊલટી લબાડી વધે. અમારા કાકાની ધર્મશાળામાં પણ ઘણાંએ ખરાબ કામો થાય છે, અને મુસાફરોને તો કયારેક જ લાભ મળે, બાકી તો રાજ્યના અમલદારો આવે તે દબાવી બેસે છે. હવે વિચાર કરો કે, રોજ રોજ તેઓની સાથે કોણ કજિયા કરે ? આવી રીતે દરેક સારાં કામોનો પણ માઠો ઉપયોગ થાય છે, અને લુચ્ચાઓ તેમાંથી ગેરલાભ લઈ જાય છે. માટે એવા લુચ્ચાઓ સારૂ તે મહેનત કોણ કરે ? એ કરતાં કાંઇ ન કરવું એ જ સારૂં. આવી જાતનાં વિચારો કરનારાં ને તે પ્રમાણે વરતનારાં પણ કેટલાંક માણસો છે. પણ યાદ રાખજો કે, એ એક તરફની વાત છે. હવે આપણે બીજી બાજુ પણ તપાસવી જોઇએ. એ બીજી બાજુ તપાસતાં એમ જણાય છે કે—

ગાયોને પાણી પાવા સારૂ અવેડા બંધાવ્યા હોય ને તે અવેડામાં કોઇ કોઇ વખત જંગલી ડુક્કરો પણ પાણી પી જાય, ફાડી ખાનારાં વાઘ વરૂઓ પણ કોઇ વખત પાણી પી જાય, અને મુડદાંઓને ખાનાર ઘોરખોદાં પણ અવેડામાંથી પાણી પી જાય, તે સારૂ કાંઇ અવેડા ખોદી નખાય ? કહો કે નહિ જ.

તેમજ ધર્મનાં, પરમાર્થનાં કે જ્ઞાનનાં જે જે સાધનો હોય તેનો કાંઇક દુરુપયોગ તો થાય જ, પણ તેથી કાંઇ જ્ઞાનની, પરમાર્થની કે ધર્મની કિંમત ઓછી થઇ જાય નહિ. કારણ કે એમાં ધર્મનો દોષ નથી, એમાં જ્ઞાનનો દોષ નથી, એમાં પરમાર્થનો દોષ નથી, પણ નબળા મનનાં માણસોમાં જે બળવાન સ્વાર્થવૃત્તિ રહેલી છે તેને લીધે તેઓ એવી ભૂલો કરે છે અને એ ભૂલો તો નાના મોટા રૂપમાં સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ પ્રજામાં થોડે ઘણે અંશે થવાની જ. તે સારૂ કરીને કાંઇ એવાં શુભ કામોમાં બેદરકારી રખાય નહિ, ને આપણાથી આપણી ફરજો ચૂકાય નહિ. આપણે તો આપણી ફરજો બજાવવી જ જોઇએ, અને તેમાં જેટલી બને એટલી ચોકસી રાખવી જોઇએ. છતાં પણ કોઇક વખત કાંઇ દુરુપયોગ તો થવાનો જ. પણ કોઇક વખત કાંઇ સંજોગોને આધારે સારાં કામોનો થોડી વાર દુરુપયોગ થાય તે સારૂ કાંઇ હમેશને માટે એવાં કામો તજી દેવાય નહિ. તેમજ કોઇક ઠેકાણે બહુ પોલંપોલ હોય તેથી કાંઇ સૌ ઠેકાણે એમ જ હશે એમ માની લેવાય નહિ. એમ સમજીને ભલાં કામો કરતાં અટકી પડવું એ તો એક જાતની બહુ જ મોટી નબળાઇ છે. માટે એવી નબળાઇમાં પડયા રહેવું નહિ, પણ જેમ બને તેમ ચોકસાઇથી પરમાર્થનાં કામો કરો, જ્ઞાન મેળવો, અને ધર્મ પાળવાની તથા ધર્મ વધારવાની કોશિશ કરો. એમાં જ પ્રભુ રાજી છે, ને અંતે એમાંથી કલ્યાણ છે.

---

## ૧૩ : પ્રભુ આપણને જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થિતિમાં આનંદથી રહેવું જોઇએ

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૪૬ ]

જેમ નાટકના એકટરોને જે વેષ મળે તે તેણે ભજવવો જોઇએ, તેમ જ પ્રભુ આપણને જેમ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ. બધા એકટરો જો એમ કહે કે, અમને તો રાજાનો જ વેષ જોઇએ, સિપાઇનો, બાવાનો, વેશ્યાનો, કે ભોગળ ભટિયા બ્રાહ્મણનો વેષ અમને નહીં જોઇએ, તો કાંઇ નાટક ચાલે નહીં. કોઈ પણ એકટરને શો વેષ આપવો તે તો તેના માલેકની મરજીની વાત છે. એકટરની જે ખૂબી છે તે કાંઇ મોટા વેષ વાગામાં નથી, પણ પોતાને મળેલો પાર્ટ સારામાં સારી રીતે ભજવવો તેમાં જ છે. હલકા કે ભારે વેષની સામે જોવાનું એકટરનું કામ નથી; કારણ કે તેની યોગ્યતા પ્રમાણે જ માલેકે તેને વેષ આપેલો હોય છે. એકટરનું તો એ જ કામ છે કે

પોતાને જે વેષ મળેલો છે તે ઉત્તમમાં ઉત્તમ રીતે ભજવવો. એ જ તેની ખૂબી છે. તેમ જ આપણને પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિને અનુસરતું થઇ જવું, ને તેમાં જ આનંદ માનવો, એનું જ નામ ભગવદ્દઇચ્છાને આધીન થવું છે; અને એ જ પ્રભુને વહાલું છે. માટે આપણે તો એવા જ બની જવું કેઃ—

( ભુજંગી )

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું,
સદા રાજી રાજી હૃદયમાંહે રહેવું;
કદી હેબકી હામ હૈયે ન હારો,
ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

---

# ૧૪ : માણસો બોલે એટલું પાળી શકતાં નથી, પણ તેથી સારૂં સાંભળવું છોડી દેવાની કાંઈ જરૂર નથી

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૪૭ ]

એક બાઈ કથા સાભળવા માટે દરરોજ મંદિરમાં જતી હતી ને બહુ પ્રેમથી પ્રભુનો મહિમા સાંભળતી હતી. એક દિવસ તે બાઇના વરે કહ્યું કે, કથા વાંચવાવાળો જેમ કહે છે તેમ તે પોતે કરતો નથી માટે ત્યાં જવામાં કાંઇ લાભ નથી. મોટાં મોટાં પોથાં વાંચે, પણ તે પ્રમાણે કરે કાંઇ નહીં, તેમાં શું વળે ? એ તો બધું પોથીમાંનાં રીંગણાં જેવું છે. ત્યાં જવાથી કાંઇ લાભ થાય નહિ. રોજ રોજ મફતના શું ધક્કા ખાય છે ? ત્યારે તે બાઇએ કહ્યું કે, કરવું ને મરવું તો બરાબર છે. તમને રીસ ચડે ત્યારે મને જ્યારે ત્યારે રાંડ રાંડ કહો છો, પણ મને રાંડ કરી દેખાડો તો ખબર પડે કે રાંડ કેમ થાય છે ? રાંડ કહેવી એ સહેલું છે, પણ રાંડ કરવી એ કાંઇ સહેલું નથી. તેમ જ માણસો બોલે એટલું પાળી શકતાં નથી, એ ખરૂં છે; પણ તેથી કાંઇ સારૂં સાંભળવું છોડી દેવાની જરૂર નથી. રોજ રોજ કાંઇક ભલી વાત સાંભળીએ તો કોઇક દિવસ પણ તેની રૂડી અસર થયા વિના રહે નહીં. માટે હરિકથા સાંભળવામાં તો, પ્રભુના જશ સાંભળવામાં તો, ધર્મનો મહિમા સાંભળવામાં તો લાભ જ છે, લાભ જ છે, લાભ જ છે.

---

## ૨૫: કડવી તુમડીને જાત્રા કરાવીએ પણ તેથી અંદરથી ધોયા વિના તે કાંઇ મીઠી થાય નહિ; તેમ અંતર ધોયા વિના આડંબરથી કાંઈ પાપ જાય નહિ

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૮૯ ]

ઋષિઓએ બહુ સારી રીતે આપણને સમજાવેલું છે કે, ધર્મનું તત્ત્વ **ભક્તિ ને પરમાર્થ** છે, અને ભક્તિ તથા પરમાર્થ હૃદયની સરલતાથી, હૃદયની પવિત્રતાથી બની શકે તો જ કામનાં છે. મનની મલિનતાને જ્યાં સુધી ન ધોઈએ ત્યાં સુધી બહારનાં ગમે એટલાં કર્મ કરવાથી પણ આપણે પવિત્ર થઇ શકીએ નહીં. લાંબાં લાંબાં તિલક, મોટી મોટી છાપો, સુંદર માળાઓ, ઘણી કંઠીઓ ને બહુ વાર નહાવાથી તથા બીજાંઓથી બહુ અભડાઇ જવાથી જ આપણે પવિત્ર થઇ શકતાં નથી, પણ હૃદયની સરલતાથી જ પવિત્ર થઇ શકાય છે. તેને માટે આપણા લોકોમાં વપરાતું એક જુનું દૃષ્ટાંત છેઃ—

બે ભાઇઓ હતા. તેમાં નાનો ભાઇ બહુ ધામધૂમિયો ને ખટપટી હતો. દરેક નાની નાની બાબતમાં પણ તે બહુ જ આસક્તિ રાખતો, વાતવાતમાં ગુસ્સે થતો, જરા જરામાં તેને માનઅપમાન લાગી જતું, જરાવાર પણ તે પોતાની વૃત્તિને શાંત રાખી શકતો નહીં. ઘણી જાતની ઉપાધિએ। તે પોતાને માથે વહોરી લેતો ને ઘણી જાતના પ્રપંચ કરી બહુ દોલત મેળવતો હતો. તેને માનપાનની બહુ ઇચ્છા હતી. તેથી પોતે નાતજાતમાં સારે કહેવાય તે સારૂ જાત્રા કરવા નીકળ્યો. એ વખતે પોતાના મોટા ભાઇને કહ્યું કે, તમે પણ મારી સાથે જાત્રા કરવા ચાલો. ત્યારે શાંત વૃત્તિ ને સરલ ચિત્તવાળા મોટા ભાઇએ કહ્યું કે, મને તો અહીં જ જાત્રા છે. જ્યાં પ્રભુનું નામ લેવાય ત્યાં તીર્થ જ છે. હું હાલમાં આવી શકું તેમ નથી, પણ એક મારી તુંબડીને તમે જાત્રા કરવા લેતા જજો ને જ્યાં જ્યાં તમે સ્નાનપાન કરો ત્યાં ત્યાં મારી તુંબડીને પણ નહવરાવજો. નાનો ભાઇ મોટા ભાઇની ઇચ્છા પ્રમાણે તેની તુંબી પોતાની સાથે લેતો ગયો અને તે તુંબીને પણ પોતાની સાથે બરાબર રીતે જાત્રા કરાવી.

એ પછે ચાર છ મહિને જાત્રા કરીને તે ઘેર આવ્યો, ત્યારે મોટા ભાઇએ તેને પોતાને ઘેર ઉતાર્યો. એ પછે બન્ને ભાઇએ। સાથે જમવા બેઠા. એ વખતે મોટા ભાઇએ પેલી જાત્રાવાળી તુંબીને ઉપરથી કાપી અંદરથી ધોયા વિના તેમાં પાણી ભર્યું ને તે પાણી જાત્રા કરી આવેલા પોતાના નાના ભાઇની પાસે મૂક્યું. જમતે જમતે મોટો ભાઇ પૂછવા લાગ્યો કે, મારી

તુંબીને બધાં તીર્થમાં નહવરાવી છે કે ? ત્યારે નાના ભાઇએ બહુ ખુશીમાં આવી જઇને કહ્યું કે, હા; બધે ઠેકાણે બરાબર રીતે જ્યાં જ્યાં અમે નાહ્યાં ત્યાં ત્યાં સર્વ ઠેકાણે તેને પણ નહવરાવી છે. અમે કયાંય પણ તેને ભૂલી ગયાં નથી. ગંગાજી, જમનાજી, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા, પ્રયાગસંગમ, સરસ્વતી, ત્રિવેણી વગેરે બધે ઠેકાણે તેને નહવરાવી છે. એમ વાત કરતે કરતે તે પાણી પીવા લાગ્યો, પણ તેની પાસેનું પાણી તો પેલી કડવી તુંબીમાંનું હતું, એટલે બહુ કડવું લાગ્યું. તેથી તુરત ત્યાં જ કોગળો કરી નાંખ્યો ને બૂમ પાડી ઊઠયો કે આ શું ? આવું કડવું ઝેર જેવું પાણી કયાંથી ? ત્યારે મોટા ભાઇએ કહ્યુ કે, એ શું વાત ? એ તો નવાઈ જેવું ! શું તમને કડવું પાણી લાગ્યું ? એ પાણી તો તમારી સાથે અડસઠ તીર્થમાં નહાએલી પવિત્ર તુંબીનું છે. એમાં હજુ પણ કડવાશ કેમ રહી ? ત્યારે તમે મારી તુંબીને બરાબર જાત્રા કરાવી નહીં હોય ! એ સાંભળી નાના ભાઇએ કહ્યું કે, અમે તો તેને ઉપરથી નહવરાવી, પણ તેની અંદર કયાં ધોયેલું છે ? ઉપરથી નહવરાવીએ તેમાં અંદરની કડવાશ કેમ જાય ? ત્યારે મોટા ભાઇએ કહ્યું કે, તમે જાત્રા તો કરી આવ્યા, પણ તે મારી તુંબીની પેઠે બહારથી જ કે કાંઈ અંદરથી પણ ખરું ?

આ સાંભળી નાનો ભાઇ શરમાઈ ગયો. તેની ખાત્રી થઇ ગઇ કે વ્યાવહારિક પ્રપંચોમાં ડાહ્યા થવું એ કાંઈ તરવાનો રસ્તો નથી, એથી કાંઇ મનના–અંતરના વિકારો–મનની કડવાશ જાય નહીં, એ કડવાશ તો હૃદયની સરલતાથી, હૃદયની પવિત્રતાથી

જ દૂર થઇ શકે. માટે ઝાઝા ડોળડિમાકમાં નહીં ફસાઇ જતાં હૃદયની સરલતા રાખતાં શીખો. ઇશ્વરને સરલતા ગમે છે, પ્રપંચ નહીં. આજે આપણે સરલતાને ભોટપણું કહીએ છીએ, પણ યાદ રાખજો કે ઇશ્વરને ભોળાપણું પસંદ છે, માટે ભાઇઓ! દાંભિકપણામાં ને બહારના આડંબરમાં જ નહીં પડયા રહેતાં અંતરની શુદ્ધિ થાય તેમ કરો!

( ગઝલ )

જીને આપકું જોયા નહીં, મન મેલકું ધોયા નહીં,
દિલ ડાઘકું ખોયા નહીં, અંઘોલ કિયા સો કયા ભયા? જીને૦
કુત્તા હુવા ધન માલકા, ધંધા કિયા જંજાલકા;
હૈયા ભયા ચંડાલકા, કાશી ગયા સો કયા ભયા? જીને૦

---

## ૧૬ : રોટલાનું નામ લીધાથી કાંઇ પેટ ભરાય નહિ, તેમજ ધર્મનું નામ લેવા માત્રથી કાંઇ કલ્યાણ થાય નહિ

[ 'સ્વર્ગની કૂંચી ' નં. ૧૫૦ ]

ધર્મ શબ્દનો ટૂંકો અર્થ એટલો જ કે, ધારણ કરવું તેનું નામ ધર્મ; પણ ધારણ કરવાનો અર્થ બહુ મોટો છે. ધારણ કરવું એટલે પ્રથમ સમજવું; કારણ કે, સમજ્યા વિના કાંઇ પણ ચીજ ધારણ થઇ શકે નહિ. સમજ્યા પછી આપણી ખુશીથી તેને કબૂલ કરવું, કબૂલ કર્યા પછી તે પ્રમાણે વરતવું, અને એ પ્રમાણે વરતીને તેને આપણું પોતાનું કરી લેવું તેનું નામ ધારણ કરવું છે. હવે જુઓ કે, ધારણ કરવામાં મુખ્ય ચાર બાબત છે. પ્રથમ સમજવું એટલે કે જ્ઞાન મેળવવું. બીજું, કબૂલ કરવું એટલે કે શ્રદ્ધાથી માનવું. ત્રીજું સમજ્યા પ્રમાણે ને માનવા પ્રમાણે પાળવુ. અને ચોથું, એ ત્રણે બાબતોને આપણી પોતાની કરી લેવી, એટલે કે આપણે તદ્રૂપ બની જવું, તેનું નામ ધારણ કરવું છે. હવે ધર્મનો અર્થ સમજ્યા? વેદમાં જે ત્રણ ભાગ છે–કર્મ, ઉપાસના, ને જ્ઞાન–તેનું રહસ્ય સમજી-મુક્તિ મેળવવી તેનું નામ ધર્મ છે. પ્રથમ ઇશ્વરનાં સ્વરૂપનું બની શકે એટલું જ્ઞાન મેળવવું, પછી શ્રદ્ધાથી પ્રેમપૂર્વક તેની

ભકિત કરવી, અને છેવટ તેના હુકમો પાળી પ્રભુ જેવા થઇ પ્રભુની હજૂરમા મોક્ષધામમા પહોચવુ તેનુ નામ ધર્મ છે માત્ર ધર્મની વાતો કરવી તેનુ નામ કાઇ ધમ નથી ઇશ્વરને ઓળખવા માટે પવિત્ર શાસ્ત્રની ને મહાન ભક્તોની વાતો કરવી એ તો માત્ર ધર્મનુ પહેલુ પગથિયુ છે પ્રભુ ઉપર વિશ્વાસ અને પ્રભુપ્રેમ કે જેને આપણે ભકિત કહીએ છીએ તે ધર્મનું બીજુ પગથિયુ છે સારા આચારવિચાર, ભ્રાતૃભાવ, અને ભગવદ્દઇચ્છાને આધીન થવું, એટલે કે પ્રભુ જે સ્થિતિમા રાખે તે પ્રમાણેની ફરજ બજાવવી ને તેમા આનદથી રહેવુ એ કર્મકાડ, તે ધર્મનું ત્રીજું પગથિયુ છે એ ત્રણે બાબતો પાળીને જે તેનુ તત્ત્વ લઇ શકે છે તે ભાગ્યશાળી મહાત્મા ઉપર કૃપા કરીને પ્રભુ તેને પોતાના જેવા બનાવી પોતાની હજૂરમા મોક્ષ ધામમા રાખે છે. એ ધર્મના ફળરૂપ ચોથું પગથિયુ છે આવી રીતે આત્મા પોતાની પૂર્ણ ઉન્નતિએ પહોચે તેમ વરતવુ તેનુ નામ ધર્મ છે માત્ર વાતો કરવાનુ નામ કાઇ ધર્મ નથી જેમ કે, રોટલા રોટલા બોલ્યા કરવાથી કાઇ રોટલા ખાધા વિના પેટ ભરાય નહિ, અને દવાનું નામ લેવાથી કાંઇ દવા પીધા વિના રોગ મટે નહિ, તેમ જ ધર્મની વાતો કર્યા કરવાથી ધર્મ પાળ્યા વિના કાઈ આત્માના કલ્યાણ થાય નહિ, અને પ્રભુ પ્રસન્ન થાય નહિ માટે બહારની ઉપલક લૂખી લૂખી વાતોમા જ નહિ પડયા રહેતા મન, વચન ને કર્મથી કાઇક પણ જેટલો બની શકે તેટલો ધર્મ પળાય તેમ કરો

---

# ૧૭ : પ્રભુના નામનું સ્મરણ કરવાથી થતા ફાયદા

[ 'સ્વર્ગની સડક ' નં. ૬ ]

એક સંતને કોઇ નાસ્તિક માણસે પૂછયું કે, તમે રામ રામ જપો છો એથી તમને શો લાભ થાય છે? તમે કોઈ દિવસ રામને જોયા છે? ત્યારે તે સંતે કહ્યું કે, તમે ખટાશને જોઇ છે? મીઠાશને જોઇ છે? ખારાશને જોઇ છે? ને કડવાશને જોઇ છે? કહો કે નહિ. આ બધી વસ્તુઓ આંખથી દેખાતી નથી કે બીજાંઓને દેખાડી શકાતી નથી, પણ તેમના સ્વાદથી સમજી શકાય છે અને બીજાંને પણ તેનો સ્વાદ ચખાડી શકાય છે. તેમજ ભગવાનને અમે નજરે જોયા નથી, પણ જ્યારે અમે એના નામનું સ્મરણ કરીએ છીએ અને તેના ગુણગાન કરીએ છીએ ત્યારે અમારા અંતરમાં બહુ જ આનંદ ઉત્પન્ન થાય છે. અરે શું એ નામની વાત! મહાન પ્રભુના પવિત્ર નામનું સ્મરણ થાય છે ત્યારે અમારા અંતરમાં અનેક જાતના સદ્‌ગુણો આવી જાય છે, તથા મનમાં સંતોષ, તૃપ્તિ અને ઉત્તમ પ્રકારનો દિલાસો મળી જાય છે. એ પછી શુભ વિચારો થયા કરે છે અને

5

સદ્‌બુદ્ધિ ખીલતી જાય છે. એ સિવાય કોઇ કોઇ વખત અણધારી મદદ આવી મળે છે, મનની શંકાઓ મટી જાય છે, મુશ્કેલ વાતોના ખુલાસા થઈ જાય છે, અને ઘણી જાતની વાજબી ઇચ્છાઓ પોતાની મેળે મેળે પાર પડતી જાય છે. આ બધું નામસ્મરણથી થાય છે, એમ અમે પ્રત્યક્ષ રીતે અનુભવી શકીએ છીએ. પણ ભજન કરવાથી જેટલું શીખી શકશો તેટલું આ બધા વર્ણનો સાંભળવાથી શીખી શકશો નહિ. માટે મારી તમને એ ભલામણ છે કે, જો અમારા જેવો આનંદ લૂંટવો હોય અને હૃદયમાંથી બધો કચરો કાઢી નાખીને હલકાં ફૂલ જેવા થઇને ફરવું હોય, તો અમે જેમ પ્રભુના નામનું સ્મરણ કરીએ છીએ તેમ તમે પણ સર્વશક્તિમાન મહાન પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કરો, એટલે તમને પણ એ બધા ફાયદા સહેલાઇથી મળવા લાગશે. કારણ કે વાતોથી કાંઇ મળતું નથી પણ એનો સ્વાદ તો જે ચાખે તેને જ ખબર પડે છે; અને એ સ્વાદ ચાખવા માટે તો એ નામસ્મરણ કરવું પડે છે. માટે ફોગટના વાદવિવાદ કરવામાં રહી જાઓ છો, તેને બદલે ભક્તોની સાથે ભળી જાઓ, અને તેઓની સાથે સાથે પ્રભુના ગુણ ગાવા લાગો તથા નામસ્મરણ કરવા લાગો, એટલે સ્મરણની ખૂબી સમજી શકશો, એમાં કાંઇ પણ શક નથી. માટે નામસ્મરણમાં મંડયા રહો ! નામસ્મરણમાં મંડયા રહો !

# ૧૮ : ગામમાં રાજા આવવાનો હોય તો કેટલી બધી સફાઇ રાખવી પડે છે? ત્યારે પ્રભુને હૃદયમાં લાવવા માટે કેટલું બધું પવિત્ર થવું જોઇએ એનો વિચાર કરો

[ ' સ્વર્ગનું વિમાન ' નં. ૨૯૬ ]

કલકત્તાનો ગવર્નર જનરલ આવવાનો હતો, તેથી મુંબાઇમાં શહેરસુધારાની મોટી ધામધૂમ ચાલી રહી હતી. રસ્તાઓ સાફ થતા હતા; મકાનો ઉપર રંગ અને વારનીસ લાગી રહ્યાં હતાં; રસ્તાઓ ઉપર લોકો વાવટા અને તોરણો બાંધતા હતા; કોઇ કાગળનાં ફૂલો ગોઠવતા હતા; કોઇ પોતાની દુકાન પાસે જરીના તાકાઓ લટકાવતા હતા; કોઇ ધજા પતાકા ફરકાવતા હતા; કોઇ સોનેરી રૂપેરી મોટા અક્ષરે " ભલે પધારો નામદાર વાઇસરાય સાહેબ " એમ લખતા હતા; કોઇ સુશોભિત કાચ-ઓની ભભકાદાર કમાનો બનાવતા હતા; કોઇ ફૂલપાનનાં રોનકદાર આરકાઓ ગોઠવતા હતા; અને કેટલાક ઝવેરીઓએ પોતાનાં ઘર પાસે મોતીઓની શેરો લટકાવી દીધી હતી. બંદર

ઉપર લોકોનાં ટોળે ટોળાં મળતાં હતાં, અને રસ્તાની બેઉ બાજુએ ભારે દબદબાથી લશ્કર ગોઠવાઇ ગયું હતું; તથા વાઈસરાય સાહેબના માનમાં તોપોના બાર પણ થઇ રહ્યા હતા.

મુંબઇમાં જ્યારે આવી ધામધૂમ ચાલી રહી હતી, ત્યારે કાઠિયાવાડથી એક ભકત મુંબઈમાં આવેલા હતા. તે ભકત કોઈની ભલામણથી મુંબઇના એક સુધરેલા શેઠિયાને ત્યાં ઊતરેલા હતા. એ શેઠિયો અરધો વટલેલા જેવો હતો. તેથી તેને ભકતની રીતભાત પસંદ પડતી નહોતી. એટલે વાતવાતમાં તે ભકતની ચેષ્ટા કર્યા કરતો હતો. ભકત દિવસમાં બે ત્રણ વખત નહાય, બહુ માળા-કંઠી રાખે, બહુ તિલક છાપાં કરે, બહુ વ્રત-ઉપવાસ કરે, બહુ ધર્મની વાતો કર્યા કરે, બીજા ભકતોમાં ભળ્યા કરે, અને પોતાની સેવાપૂજામાં બહુ વખત ગાળે, તે પેલા શેઠિયાને પસંદ પડતું નહીં. તેથી તે કહેતો કે ભક્ત! તમે ભક્ત થયા પણ હજુ ઢોંગ ન મૂકયા. આ બધાં ઢોંગ માંડયા છે, એમા કાંઇ નહીં વળે, પ્રભુ તો અંતરમાં જોઇએ. આ બહારના ભગવા શા કામના ? આમ વાત ચાલે છે એટલામાં તોપ ફૂટી. તોપનો અવાજ સાંભળીને શેઠે કહ્યું કે, ભકત ! ચાલો ચાલો, જલદી કરો; આજની ધામધૂમ જોવા જેવી છે. ભકતે પૂછયું કે શું છે ? શેઠે કહ્યું કે, અરે ભલા માણસ ! એટલી પણ ખબર નથી ? આજે વિલાયતથી કલકત્તાના ગવર્નર સાહેબ આવે છે. ભકતે કહ્યું કે, ગવર્નર આવે તેમાં શું થયું ? એમાં આટલી બધી ધામધૂમ શેની ? શેઠે કહ્યું કે, એ તે કાંઇ સવાલ છે ? ગવર્નર આવે તેમાં શું થયું ? તમે ભગતડાઓ તે દુનિયાદારીમાં કાંઇ

સમજો છો કે નહીં જ? એવો મોટો હાકેમ આવે તેને માન ન આપવું જોઇએ? જો એને એના દરજ્જા પ્રમાણે માન ન આપીએ તો પછી રાજ્ય તરફની આપણી વફાદારી કેવી રીતે બતાવી શકાય? ભકતે કહ્યું કે, પણ એવી વફાદારી બતાવવાની જરૂર શું? આ સાંભળીને તે શેઠ ચિડાઇ ગયો. તેણે કહ્યું કે, ભગત! તમે સાવ ઢોર જેવા છો. રાજ્ય તરફ વફાદારી બતાવવાની જરૂર શું એમ તમે કહો છો? એમ કહેનારને તો ત્રુફ્કેટાટ બાંધીને ખૂબ ફટકાવવા જોઇએ. જેના રાજ્યમાં આપણે સુખથી રહીએ, જે આપણું રૂડી રીતે રક્ષણ કરે, જે આપણને નવા નવા હકો આપે, જે આપણને ચોરોથી, લૂંટારાઓથી, ને પરદેશી લોકોના હુમલાઓથી બચાવે, જે આપણે માટે રસ્તાઓ, પૂલો, દવાખાનાંઓ ને નિશાળો વગેરે બંધાવે, જે આપણા ધંધા રોજગારોને, ખેતીવાડીને તથા વેપારને ખીલવે, દુકાળ, રેલ, આગ વગેરે આફતોની વખતે જે આપણને મદદ કરે, અને જે આપણા ધર્મનું રક્ષણ કરે, તે રાજ્યની તરફ વફાદાર ન રહે અને તેના ભલા હાકેમોને માન ન આપે, એના જેવો નિમકહરામ બીજો કોણ?

ભકતે કહ્યું કે, શેઠ! તમારી બધી વાત ખરી છે; પણ એ ઉપરથી તો સૌથી વધારે નિમકહરામ તમે લાગો છો. શેઠે કહ્યું કે, તમારૂં ભેજું જરા ચસ્કેલું લાગે છે. હું કેવી રીતે નિમકહરામ છું? ભકતે કહ્યું કે ગવર્નરો અને ગવર્નરોના રાજાના રાજાઓ પણ જેના ચરણમાં હજારો હજારવાર માથું ઝુકાવી રહ્યા છે, જેના હુકમથી સૂરજ ઝળકી રહ્યો છે, જેના

હુકમથી દરિયામાં ભરતી–ઓટ થયા કરે છે, જેના હુકમથી તારાઓ ફર્યા કરે છે, જેના હુકમથી વરસાદ વરસ્યા કરે છે, જેના હુકમથી ઝાડો ફળો આપે છે, જેના હુકમથી તમે તથા આખી દુનિયા અને અનંત બ્રહ્માંડો પેદા થયાં છે, તે સર્વ શક્તિમાન પ્રભુ તરફ તમે બેદરકારી રાખો છો, માટે તમે સર્વ નિમકહરામો કરતાં પણ વધારે નિમકહરામ છો; કારણ કે બીજા નિમકહરામો તો દુનિયાની તરફ નિમકહરામ હોય છે, પણ તમો તો ખુદ પ્રભુની તરફ નિમકહરામ છો. હવે તમે વિચાર કરો કે, એક હાકેમ આવવાનો હોય તેને માટે પણ જ્યારે એટલી બધી ધામધૂમ કરવી પડે છે, ત્યારે અનંત બ્રહ્માંડના નાથને આપણા હૃદયમાં લાવવા માટે કાંઇ તૈયારી ન જોઇએ કે ?

ભાઇઓ ! ભક્તિનાં બહારનાં ચિહ્ન તે પ્રભુ તરફની વફાદારીની નિશાનીઓ છે, અને પ્રભુને અંતરમાં લાવવાની તે તૈયારીઓ છે. માટે જો પૂર્ણ પ્રેમથી મહાન પ્રભુને અંતરમાં લાવવો હોય તો શરૂઆતમાં ભક્તિનાં બહારનાં ચિહ્નોની પણ કેટલેક દરજ્જે જરૂર છે.

---

## ૧૯ : ખરા ભક્તો આવતી કાલની ફિકર કરતા નથી, અને જે કાલની ફિકર કરે તે ખરા ભક્તો હોતા નથી

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૩૧૯ ]

એક ગુરુ ને ચેલો કોઈ ગૃહસ્થને ત્યાં જમવા ગયા. જમી ઊઠયા પછી તે શેઠનો માણસ મૂઠીભરીને સોપારીના કટકા લાવ્યો, ને તે ચેલાના હાથમાં આપ્યા. ચેલાએ તેમાથી એક બે કટકા ખાધા, અને બાકીના કટકા પોતે ઓઢેલા લૂગડ ને છેડે બાંધ્યા, ને ગુરુ–ચેલો ત્યાંથી ચાલી નીકળ્યા.

જતાં જતાં રસ્તામાં ગુરુની નજર ચેલાના કપડાના છેડા ઉપર પડી. તેથી તેણે પૂછયું કે, બેટા ! આ ગાઠે શું બાંધેલું છે ? ચેલાએ કહ્યું કે, મહારાજ ! સોપારીના કટકા છે. ગુરુએ કહ્યું કે, એ શા માટે બાંધી રાખ્યા છે ? ત્યારે એ ચેલાએ કહ્યું કે, કાલ સારૂ. ગુરુએ અજબ થઇને કહ્યુ કે, અરે ! એટલો બધો અવિશ્વાસ ! જેણે તને આજે દૂધપાકપૂરી આપ્યાં તે કાલ સોપારી નહીં આપે ? જેણે તને આટલાં બધાં વરસ સુધી જીવા-

ડયો તે તને આવતી કાલ સોપારીનો કટકો નહીં આપે ? અને કદી સોપારી ન મળે તોપણુ ભગવદ્દઇચ્છા ! એની વળી દરકાર શું ? એવી દરકાર રાખે છે ત્યારે સાધુ શા માટે થયો ? બેટા ! ઘર છોડતાં તને મુશ્કેલી લાગી નહીં, માબાપ છોડતાં તને દિલગીરી લાગી નહીં, બાઇડી તજતાં તને વિચાર ન થયો, નાતજાત ને માન–મરતબો છોડતાં તને ફિકર ન થઇ, ધન-દોલતની અને વિષયોનાં સુખની તેં પરવા કરી નહીં, અને હવે સોપારીના કટકાની દરકાર રાખે છે ! ! ટાઢ તાપથી ને તીર્થો કરતાં મુસાફરીના થાકથી તું ડર્યો નહીં, અને ભૂખ તરસની દરકાર છોડીને તારા આત્માના કલ્યાણુ માટે તું ભક્ત થયો, તેમ છતાં પણુ ભગવદ્આશરાનું બળ છોડીને હજી તું સોપારીના કટકા ગાંઠે બાંધે છે ? શરમ ! શરમ ! આવું સાધુપણું તો લોકોને અને પોતે પોતાના પંડને ઠગવા માટે જ હોઇ શકે. ખરા ભકતો તો કદી પણુ ગઇ કાલનો અફસોસ કરતા નથી કે આવતી કાલની ફિકર કરતા નથી. બેટા ! તું જો તો ખરો, હરણો પાસે કયાં તિજોરીઓ છે ? માછલીઓને માટે બી વાવવા કોણુ જાય છે ? કાકીડાઓ માટે કયાં ખળાંઓ છે ? દેડકાંઓ કોની નોકરી કરવા જાય છે ? કબૂતરોની વખારો કયાં છે ? અને સાપના ખેતરો કયાં છે ? તેઓને માટે માણુસોના જેવી કાંઇ પણુ સગવડ નહીં હોવા છતાં પણુ તેઓ ભૂખે મરતાં નથી, ત્યારે માણુસો કેટલાં બધાં ઉત્તમ છે ? કેટલાં બધાં બુદ્ધિશાળી છે ? કેટલાં બધાં સાધનોવાળાં છે ? અને કેટલાં બધાં પ્રભુનાં કૃપાપાત્ર છે ? એનો વિચાર તો કર ! એવાં ઉત્તમ માણુસો. ને તેમાં પણુ પ્રભુના ભકતો ભૂખે કેમ મરશે ? શું એટલો પણુ વિશ્વાસ નથી આવતો ?

ગુરુજીનો આ ઉપદેશ સાંભળી શિષ્યે પોતાની પાસેના સોપારીના કટકા ફેંકી દીધા અને એ કટકા બાંધી લેવાની પોતાની ભૂલ સમજી તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. ખરા ભકતો આવા નિઃસ્પૃહી હોય છે, ને એવું વિશ્વાસી જીવન ગાળનારા હોય છે. એવા મહાન ભકતોને માન આપતા શીખો, અને બ્રહ્માર્પણ કર્મો કરી એવા નિઃસ્પૃહી થતાં શીખો તથા ભગવદ્આશરાનું બળ રાખતાં શીખો.

( ઈન્દ્રવિજય છંદ )

જા દિનતેં ગર્ભવાસ તજ્યો નર, આઇકે અહાર કીયો તબહીકો,
ખાત હી ખાત ભયે ઇતને દિન, જાનત નાંહી ન ભૂખ્યો કહીકો;
દૌરત ધાવત પેટ દિખાવત, તું શઠ કીટ સદા અન્નહીકો;
સુંદર કયું વિશ્વાસ ન રાખત, સો પ્રભુ વિશ્વ ભરૈ સબહીકો.

## ૨૦. પ્રભુને રીઝવવા માટે કંઈ બાવા થઇ જવાની જરૂર નથી

[ 'સ્વર્ગની સડક ' નં. ૧૬ ]

મુંબઇના બંદરેથી એક જ દિવસે બે મોટી આગબોટો ખૂબ માલ ભરીને વિલાયત જવા નીકળી. તે બન્ને આગબોટોને રસ્તામાં બહુ મોટું તોફાન લાગ્યું. એ તોફાન વખતે અતિશય પવન ફુંકાવા લાગ્યો. મોટાં પહાડ પહાડ જેવડાં મોજાંઓ આવવા લાગ્યાં, અને જાણે હમણાં આગબોટ ડૂબી જશે એવો ભય લાગવા માંડ્યો એ વખતે પહેલી આગબોટના કેપ્ટને વિચાર કર્યો કે, આવા તોફાનમાં આગબોટ સલામત રહી શકશે નહિ, પણ જો માલને દરિયામાં નાખી દઉં તો આગબોટ હલકી થાય એટલે બચી શકશે. એમ ધારીને તેણે આગબોટમાંથી બધો માલ દરિયામાં નંખાવી દીધો. બહુ કિંમતી ચીજો ભરેલી હતી તે બધી ચીજો દરિયામાં ફેંકી દીધી અને આગબોટને ખાલી કરી નાંખી.

બીજી આગબોટનો કેપ્ટન બહુ બહાદુર હતો. તે તોફાનથી ડરી જાય તેવો કાયર નહોતો. તેથી તેણે વિચાર કર્યો કે, તોફાન બહુ મોટું છે, એટલે જો આગબોટ ડૂબવાની હશે તો તેમાં માલ ભરેલો હશે તોપણ ડૂબશે; અને માલ નહિ ભરેલો હોય તોપણ ડૂબશે. માટે આપણે માલ ફેંકી દેવાની જરૂર નથી.

બને એટલી ચોકસી રાખવી એ મારૂં કામ છે, પણ કંઇ માલ ફેંકી દેવો એ મારૂં કામ નથી. એમ સમજી તેણે માલ ફેંકી દીધો નહિ.

એ પછી થોડા વખતની અંદર તોફાન શાન્ત થઇ ગયું. કારણ કે તોફાન તે કેટલોક વખત ચાલી શકે ? એ તો વચમાં વચમાં કોઈ કોઇ વખત જરા વાર આવી જાય, પણ કંઇ હમેશાં તોફાન રહે નહિ; કારણકે પ્રભુને શાન્તિ ગમે છે, કાંઈ તોફાન ગમતું નથી. એટલે તોફાન તો કોઇ કોઇ વખત જરા જરા વાર આવી જાય છે, બાકી ઘણો વખત તો શાન્તિ જ રહે છે. એવો નિયમ જ છે. તે નિયમ પ્રમાણે થોડી વારમાં તોફાન શાન્ત પડી ગયું. એ પછી બન્ને આગબોટો વિલાયતના કિનારા ઉપર પહોંચી, ત્યારે જે આગબોટમાં માલ ભરેલો હતો ને તોફાનમાંથી બચીને સહીસલામત આવી હતી તેને માન આપવા સારૂ બંદર ઉપરથી તોપો ફૂટવા લાગી. તે આગબોટે પોતાની ઉપર સુંદર વાવટા ચઢાવ્યા, અને લાખો માણસો એ આગબોટને જોવા માટે બંદર ઉપર ભેળાં થયાં અને હુરરે, હુરરેના પોકારથી તેના કેપ્ટનને ધન્યવાદ આપવા લાગ્યા. પણ જેણે પોતાનો માલ દરિયામાં નાંખી દીધો હતો તે આગબોટવાળો કેપ્ટન ચૂપાચૂપ પોતાની આગબોટને રાતને વખતે બંદર ઉપર લઇ આવ્યો, અને કંઇ પણ ધામધૂમ કરી નહિ. કારણકે તે પોતે પોતાના મનમાં શરમાતો હતો કે, માલ દરિયામાં ફેંકી દઇને આગબોટ બચાવવી તેમાં કંઇ બહુ મોટી વાત નથી. અને લોકોને પણ એમાં કંઇ નવાઇ લાગે નહિ, એટલે એવા બીકણ

કેપ્ટનને પ્રજા પણ કંઇ ખાસ માન આપે નહિ. તેથી તે કેપ્ટનની આગબોટને પેલી આગબોટના જેવું કંઇ માનપાન મળ્યું નહિ અને એવું માનપાન ન મળે તેમાં કંઇ નવાઇ પણ નથી.

બંધુઓ ! આવી જ રીતે જે ભક્ત પોતાની બૈરીને તજી દે, ઘરને ફેંકી દે, છોકરાંઓને રખડતાં મૂકી દે, ધંધારોજગારની દરકાર રાખે નહિ, અને પોતે એકલો મસ્ત થઇને ફર્યા કરે, તથા પારકાને આધારે પડયો રહે, અને એવી સ્થિતિમાં કંઇ થોડુંઘણું ભજન કરે તેમાં કંઈ નવાઇ નથી. પણ જે માણસ બધો માલ કાયમ રાખીને એટલે કે ગૃહસ્થાશ્રમની ઉપાધિઓ ભોગવે ને તેમ છતાં તેમાંથી પરમાર્થ કરે તે જ ખૂબીની વાત છે.

આવી રીતે ગૃહસ્થાશ્રમના ધર્મો પાળીને પ્રભુને ભજવા એ વધારે મોટી વાત છે. માટે જ આપણાં શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, ગૃહસ્થાશ્રમ એ સૌથી મોટો આશ્રમ છે, અને બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સંન્યસ્ત એ ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમના આધારે રહેલા છે. આવો સૌને પોષણ આપનારો ગૃહસ્થાશ્રમ છે. માટે ગૃહસ્થાશ્રમની જંજાળો ભોગવવી ને તેમ છતાં ભજન કરવું તથા રૂડું ચારિત્ર રાખવું એમાં જ ખૂબી છે, ને એમાં જ બહાદુરી છે. તેથી જ બીજા ઘણા મહાત્માઓ કરતાં જનકવિદેહી વખણાયલા છે. માટે સંસારની જંજાળોથી હારી જઇને બાવા બની જાઓ મા, પણ ગૃહસ્થાશ્રમની ઉપાધિઓ ભોગવતે ભોગવતે ભક્તિ કરો, એ જ અમારી ભલામણ છે.

---

## ૨૧ : સાચા ભક્તોની કસોટી : ભક્તતેલની વાત

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૧૦૦ ]

કોઈ એક રાજાનો ગુરુ હતો. તેણે રાજાને કહ્યું કે, દુનિયામાં ભક્તિ વધે એવા ઉપાય કરવા એ સર્વેની ફરજ છે. એ કામ દરેક માણસે પોતપોતાની શક્તિ પ્રમાણે કરવું જોઈએ. માટે તું પણ તારા રાજ્યમાં કાંઈ ભક્તિ વધે એવું કામ કર! ત્યારે રાજાએ તે ગુરુ મહારાજને કહ્યું કે, આપ હુકમ કરો તે કરવાને તૈયાર છું. ત્યારે તે ગુરુએ કહ્યું કે, તારા રાજ્યમાં જે ભગત થાય તેનો વેરો માફ કર! રાજાએ કહ્યું કે, બહુ સારૂં.

પછી ગામમાં તપાસ કરતાં માલમ પડ્યું કે, એક ભગત છે. તેથી તેની ઉપરના બધા કર રાજાએ માફ કર્યા ને ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે જે ભક્ત થશે તેના કર માફ કરવામાં આવશે. એ સાંભળી કર નહીં આપવા સારૂ રોજ રોજ ઘણા લોકો ભક્ત થવા લાગ્યા. એ પછે બે ત્રણ વરસમાં આખું ગામ ભક્ત થઈ ગયું. સૌ ટીલાં ટપકાં કરવા લાગ્યા, મંદિરમાં

જવા લાગ્યા ને ભક્તિનો ડોળ ડિમાક રાખવા લાગ્યા રાજાનો ગુરુ એ વખતે જાત્રા કરવા ગયેલો હતો. તે ત્રણ વરસે ફરીને પાછો આવ્યો ત્યારે રાજાને ઠાઠમાઠ વિનાનો ને બહુ ચિંતાતુર જોયો. ગુરુએ પૂછયું કે આમ કાં ? આવા હાલ કેમ થઇ ગયા ? ત્યારે રાજાએ કહ્યુ કે, તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાથી આમ થયું છે આજ ત્રણ વર્ષ થયાં ગામના સૌ લોકો ભકત થઈ ગયા છે, એટલે કોઈ પાસેથી કર મળતો નથી તેથી કરજદાર થઇ ગયો છુ, ને મુશ્કેલીમાં આવી પડયો છું ત્યારે તે ગુરુએ કહ્યુ કે કાલે એનો ઉપાય કરીશું આજે ઢંઢેરો પીટાવો કે જે ભગત હોય તે અહીં આવો એ સાંભળીને જે લોકો આવે તેમને એક ઠેકાણે આખી રાત પૂરી મૂકવા અને પછે તેમને કહેવુ કે, મારા ગુરુ આવેલા છે તેમને ભગતતેલ જોઇએ છે, માટે સવારમા ભકતોનું તેલ કાઢવુ છે. એમ સૌ લોકોને રાતે કહી દેવું ને તેલ પીલવાની ઘાણી વગેરે એ લોકોની સામે હાજર રાખવુ રાજાએ એ ગુરુના કહ્યા પ્રમાણે સૌ લોકોને જાહેર કર્યું, એટલે સૌ જૂઠા ભગતો મુશ્કેલીમાં આવી પડયા. જ્યાં ભગતોને પૂર્યા હતા તેના દરવાજા પાસે સવારમાં રાજા હાજર થયો, ને તે સૌ લોકોના સાંભળતાં હુકમ કર્યો કે, જે ભક્ત હોય તેને ઘાણીમા પીલીને તેલ કાઢો.

એ પછે એક એક માણસને અંદરથી બહાર કાઢવા લાગ્યા, ને પૂછવા લાગ્યા કે તું ભગત છે ? ત્યારે તે જવાબ દેતો કે નહીં, હું ભક્ત નથી; હું તો ભૂલમા અહીં આવી ગયો છું. અંદરના સર્વ લોકોએ પોતપોતાની માળા કંઠી તોડી નાંખી,

પોતાનાં ટીલાં ટપકાં ભૂસી નાંખ્યાં અને કંઇ કઇ વિચિત્ર જવાબ આપી છૂટવા લાગ્યા. અંતે એક જણો જે ખરો ભક્ત હતો તે બાકી રહ્યો. તેણે કહ્યું કે હા, હું ભક્ત છું ને જો કોઇને પણ કામ લાગતું હોય તો ભલે ખુશીથી મારૂં તેલ કાઢો; હું તૈયાર છું. દેહનો નાશ તો થવાનો જ છે, ત્યારે નકામો નાશ થાય તે કરતાં કોઇના પણ ઉપયોગમાં આવીને નાશ થાય તો તે હજાર દરજ્જે સારૂં છે. દધીચિ ઋષિ, મોરધ્વજ રાજા, સગાળશા શેઠ ને મહારાજા દિલીપ વગેરે ભકતોએ બીજાંઓને માટે પોતાના તથા પોતાના પુત્રોના પણ પ્રાણ આપેલા છે, ત્યારે મારો દેહ જો કોઇને પણ કામ લાગતો હોય, તો તે આપવા હું બહુ ખુશી છું; માટે તમારી ઇચ્છા હોય તેમ કરો ! એ સાંભળી ગુરુએ રાજાને કહ્યું કે, આ ખરો ભકત છે તેના બધા કર માફ કર ! બાકી બધા ઢોંગી છે, તે સૌની પાસેથી ચઢેલા કર વસૂલ કર !

આ ઉપરથી સમજાયં છે કે, માત્ર ઉપરના ઠાઠમાઠથી ને ડોળડિમાકથી કાંઇ ભકત થઈ જવાતું નથી; પણ ભકિતનો ચડસ તો અંદરથી જ લાગવો જોઇએ ને ભકિતનો રંગ તો સર્વત્ર છાઇ રહેવો જોઇએ. દુઃખમાં ભકિત છોડી દે તે કાંઇ ખરા ભકતો નથી. માટે આવા ડોળડિમાકમાં નહીં પડતાં હૃદયના શુદ્ધ પ્રેમથી ભકિત કરો, એમાં જ કલ્યાણ છે.

---

# ૨૨ : બહારના ડોળથી નહિ પણ અંતરની શુદ્ધિથી પ્રભુ રીઝે છે

[ ' સ્વર્ગનું વિમાન ' નં. ૩ ]

લશ્કરી ડ્રેસ પેહેરીને ગામમાં ફરવું, નરમ બિછાનામાં સૂવું, દોસ્તોને મિજબાનીઓ આપવી, અને જ્યાં બાનુઓની હાજરી વધારે હોય તેવાં મંડળોમાં બેસીને ગપ્પાં મારવાં, પણ બંદૂકનો અવાજ પણ સાંભળવો નહીં, તરવાર સરખી રીતે પકડતાં પણ આવડે નહીં, અને લડાઈનું મેદાન તો સ્વપ્નામાં પણ જોયું ન હોય, એવા લશ્કરી અમલદારોનાં નામ કાંઈ જગતના ઇતિહાસમાં હોય નહીં. જેણે ખરી બહાદુરી કરી હોય. જેણે દુશ્મનોના ભાલા પોતાની છાતી ઉપર ઝીલ્યા હોય, જેના ઘાને દુશ્મનો પણ વખાણતા હોય. લડાઈનું મેદાન એ જ જેને આનંદનું સ્થાન હોય, દુશ્મનોનું લોહી એ જ જેની સમશેરનો શરાબ હોય, દુશ્મનોના માથાની ખોપરી એ જ જેનો પ્યાલો હોય, અને જેણે પોતાનાં માથાં દેશને અર્થે આપ્યાં હોય, તેનાં જ નામ ઇતિહાસમાં હોય છે. તેમ જ યાદ રાખજો કે પ્રભુના

દરબારમાં પણ માત્ર ટીલાંટપકાંવાળાનાં જ નામ નથી, સોનામાં ગાંઠેલી સુંદર માળાઓ, સુશોભિત ટીલાંઓ, બારીક યજ્ઞોપવીત, મનમોહક પ્રસાદો, લાભલોભનાં દર્શન, વારેવારે નહાવું, છાંટાથી છેવાઈ જવું, અને ઉપર ઉપરથી બહુ બહુ જેગોપાલ તો ઘણુ-ઓને કરતાં આવડે છે, પણ તેથી કાંઈ પ્રભુના દરબારમાં નામ નોંધાય નહીં. એ બધું તો બહારના લશ્કરી પોશાક જેવું છે. જેમ પોશાક એ કાંઈક જુદી જ વસ્તુ છે, તેમ ટીલાંટપકાં એ કાંઈક જુદી જ વસ્તુ છે, ને અંતરની ખરી ભક્તિ એ કાંઈક જુદી વસ્તુ છે. માટે ભાઈઓ, એ બહારના ડોળડિમાકમાં ને દાંભિકપણામાં જ ફસાઈ જવાય ને અંતર ખાલી રહી જાય, એમ ન થાય એ સંભાળજો !

---

# ૨૩ : હરિજનોનો ધર્મ : ભ્રાતૃભાવ

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૫૪ ]

આપણા ઘરનાં કુટુંબીઓમાં કોઇ લોભી, કોઇ લહેરી, કોઈ ભોળા, કોઇ લુચ્ચા, કોઈ થોડાબોલા, ને કોઇ બકબકિયા હોય છે, તેમ જ આ જગતના જીવોમાં પણ જ્યાં ત્યાં એવી જ પ્રકૃતિના જીવો સાથે આપણને કામ પડે છે. તો તેમની પ્રકૃતિના દોષો તરફ ન જોતાં તે આપણા પિતા ઇશ્વરના ઉત્પન્ન કરેલા જીવો આપણા ઇશ્વરી સગાઇના સંબંધી છે એમ જાણવું.

પિતા જેમ ઘરમાં છોકરાંઓને એક બીજા સાથે સલાહ સંપથી વરતતા જોઇને રાજી થાય છે, તેમ આપણો પિતા ઈશ્વર પણ જો આપણે સૌ મનુષ્યો સાથે હળીમળી રહીએ તો ઘણો જ રાજી રહે છે.

એક વહાણ કે આગબોટમાં બેઠેલા સૌ માણસો જેમ હળીમળીને દહાડાઓ ગુજારી લે છે, તેમ આપણે સૌ મનુષ્યોએ પણ એકબીજા સાથે સલાહ સંપથી રહેવાની ટેવ પાડવી અને યાદ રાખવું કે, આપણે સૌ નાનાં મોટાં, ધનવાન ને ગરીબો, બધાંય એક જ ઈશ્વરી પિતાનાં સંતાન છીએ. માટે તુલશીદાસજી કહે છે કે,

દોહરો

તુલશી આ સંસારમેં, ભાત ભાતકે લોક;
સબસેં હિલિમિલિ ચાલીએ, નદી નાવ સંજોગ.

આપણે સૌને રહેવાને ઘરરૂપી પૃથ્વી એક જ છે, માથે આસમાન રૂપી છાપરૂં પણ એક જ છે, તેમ જ ઘરમાં સૂરજ રૂપી દીવો પણ સૌને માટે એક જ છે, તેમ જ ઇશ્વરે ઉત્પન્ન કરેલાં હવાપાણી રૂપી સર્વ પદાર્થોમાં પણ આપણ સૌનો ઇશ્વરે એક સરખો જ ભાગ રાખ્યો હોય એમ જણાય છે.

આપણા પગમાં જ્યારે કાંટો વાગે છે ત્યારે આપણી કેડ વાંકી વળે છે, આપણી આંખ તેને જોવા લાગે છે, આપણો હાથ તે કાંટો કાઢવાની તજવીજ કરે છે ને સઘળું શરીર તેની પછવાડે હેરાન થઇ રહે છે. તે જ પ્રમાણે આપણા મનુષ્ય ભાઇઓ માથે પણ જ્યારે દુ:ખ આવી પડયું હોય ત્યારે આપણા શરીરનાં સર્વ અંગોની માફક તેનાં દુ:ખ કલેશ દૂર કરવાની તજવીજમાં આપણે સૌએ રહેવું જોઇએ.

જે માણસ પ્રભુને ભજે પણ મનુષ્યોનું કલ્યાણ ન ઇચ્છે તે બાપ સાથે મિત્રાઇ રાખે ને તેના દીકરા સાથે વેર રાખે છે એમ સમજવું; અને જે માણસ મનુષ્યોનું ભલું કરે પણ ઇશ્વર ઉપર પ્રેમ ન રાખે તે છોકરાંઓ સાથે દોસ્તી રાખે પણ બાપથી અજાણ્યા છે એમ સમજવું.

પ્રભુ કહે છે કે જેણે મને રાજી કરવો હોય, તેણે મારાં જનોની સેવા કરવી.

બીજાંને દુ:ખ થાય તે કરતાં પોતે જ દુ:ખ ખમી લેવું, એ હરિજનોનો ધર્મ છે.

---

# ૨૪ : ભક્તિનું નવું સ્વરૂપ.

[ ' સંસારમાં સ્વર્ગ ' પૃ : ૩૪૧ ]

બેટી, કાળીને બકરાંનો ભોગ આપવાથી તને જેટલો આનંદ થાય તે કરતાં સુકોમળ નિર્દોષ છોકરીઓની નિશાળમાં એટલી જ કિંમતનાં પુસ્તકો વહેંચવાથી વધારે આનંદ થાય એમ શું તને નથી લાગતું ? જેને ઘેરે ગોટા ગામ ગિરાસ અને હાથી ઘોડા તથા પાલખીઓ છે, તે તીર્થ ગોરોને દાન આપવાને બદલે ટાઢે થરથરતા અને ભૂખે મરતાં ભલે ગમે તે જાતનાં હોય પણ ગરીબ માણસોને આપતા શું તને સંતોષ નથી થતો ? આપણી અગાઉની ચાલી આવતી લોકલાજની ભક્તિ એમ કહે છે કે, આપણે તીર્થગોરોને દાન આપવું જોઇએ. એ દાન અક્ષયગણું ફળ આપે છે. પણ નવીન ભક્તિ કહે છે કે નહીં, જે ખરેખરાં લાચાર હોય તેની ઉપર પ્રથમ દયા કરો. તમારા કાશીના, પ્રયાગના, ગયાના કે બીજા કોઇ પણ પંડયાને તમે સેંકડો રૂપિયા આપો, તોપણ તેની તૃપ્તિ થવાની નથી, તે હજી વધારે ને વધારે જ માગશે, અને તે પણ દયાથી નહીં પણ હક તરીકે. તમે તેને ગમે તેટલું આપો તોપણ તેને સંતોષ વળવા-

નો નથી. અને તેનું અંતઃકરણ તમોને ખરેખરા આશીર્વાદ દઈ શકે તેમ નથી; કારણ કે તમોને નિચોવવાનો તે પોતાનો હક સમજે છે. એટલું જ નહીં પણ તમે જે આપો છો, તેને તે થોડું જ સમજે છે; તથા તમારા કરતાં તેને વધારે આપવાવાળાં પણ બીજાં ઘણાંએ મળે છે. એટલે તમે જે કાંઇ આપો તેની કિંમત તેના મનમાં આવી શકતી નથી. પણ ભિખારીઓ તો અર્ધીના ચણા મમરામાં ને ફાટેલા લૂગડાના કટકામાં પણ રાજી થઇ શકે છે. એટલે સો રૂપિયા ગોરને આપ્યાથી જે પુણ્ય ન મેળવી શકીએ તે ખરેખરાં અનાથો વચ્ચે માત્ર એક રૂપિયો વેહેંચ્યાથી મેળવી શકાય છે. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ આવી સહેલી છે. માટે જ તે આ યુગમાં આપણને આપવામાં આવેલી છે. તું કહે કે આ ભક્તિ તો અનાદિ કાળથી ચાલી આવે છે, એ કાંઇ નવીન ભક્તિ નથી; તો એ વાત પણ મને મંજૂર છે. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિને હું પ્રાચીન જ માનું છું અને તે પ્રાચીન છે જ એમ સિદ્ધ કરવા ઇચ્છું છું, પણ હાલમાં ચાલતી જુદાં અંતઃકરણવાળી ને જુદાં આચરણવાળી ડોળઘાલુ ભક્તિના આચાર્યો ભ્રાતૃભાવની ભક્તિને નવીન કહે તોપણ તેમાં આપણને કાંઇ વાંધો નથી. કારણ કે જે ચીજ આપણી સામે મૂકવામાં આવે તે નવી છે કે જૂની, એટલા જ ઉપરથી તેની પરીક્ષા કરવાની નથી. પણ તેમાં તત્ત્વ છે કે નહીં, અને છે તો કેટલું છે, તથા તે આપણા ઉપયોગમાં આવી શકે તેવું છે કે નહીં, એ વિચારીને જ તેની પરીક્ષા કરવી જોઇએ. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ અનાદિ છે એ ખરી વાત છે, પણ વચલા કાળમાં

આપણા દેશમાં તે પડી ભાગેલી છે. ડોળઘાલુ ભક્તિની આગળ તે ગૌણ થઇ ગયેલી છે. પણ હવે ભગવદ્દઇચ્છા એવી છે કે એ ભક્તિને જ પ્રધાન પદ આપવું, અને ટીલાં–ટપકાં, નહાવું–ધોવું, ધૂપ–નૈવેદ, તથા છાંટાથી છોવાઇ જવાના આડંબરને ગૌણપદ આપવું. અસલી ભક્તિનું આટલું રૂપ આ કળિયુગમાં બદલવાનું છે. માટે કોઇ કોઇ વખત હું તેને નવીન ભક્તિ કહું છું; કારણ કે વ્યાવહારિક લોકોને જૂના આડંબર છોડી આવી સરલતાને સ્વીકારવામાં નવીનપણું જ લાગે છે. એ મિથ્યાચાર ગૌણ રૂપમાં કેમ આવી શકશે ? અને ભ્રાતૃભાવની તથા દેશ-સેવાની ભક્તિ મુખ્ય રૂપમાં કેમ આવી શકશે ? એ હવે હું તને બતાવું છું.

શું તને એમ નથી લાગતું કે સુંદર ગંગાજળની ગાગરથી વિશ્વનાથ ઉપર ગંગાજળની ધાર રેડવામાં જેટલો આનંદ છે, તે કરતાં અનાથ દુ:ખી બાલકોનાં આંસુની ધાર લૂછવામાં વધારે આનંદ છે ? શું તને એમ નથી લાગતું કે તારા ઠાકોરજીની માળા બનાવવામાં દરરોજ તું ત્રણ કલાક ગાળી નાંખે, તેથી તુંને જેટલું પુણ્ય થાય, તે કરતાં તારી બેનપણીઓને તું દરરોજ એક કલાક ઉપદેશ કરે તો વધારે પુણ્ય થાય ? બેટી, દેવ અર્થે માળા બનાવવાનું કામ કાંઇ ખરાબ નથી, પણ તે જે બીજાં વધારે ઉપયોગી કામો ન કરી શકતાં હોય તેને માટે છે, તારાં જેવાં આગળ વધેલાંઓને માટે તે નથી. તે સારૂ જ પ્રભુએ કહેલું છે કે, જ્ઞાનીઓને કાંઇ પણ કર્મ કરવાનું બાકી રહેતું નથી; એટલે કે નિત્ય–નૈમિત્તિક કર્મોમાં તેમને વખત

ગુમાવવાનો નથી. જ્ઞાનીઓ કે જેઓ જરાક પોતાની જીભ હલાવવાથી હજારો માણસનું કલ્યાણ કરી દે છે, જ્ઞાનીઓ કે જે આ અસાર સંસારમાંથી સાર લઈ શકે છે, અને હજારો જિંદગીમાં અમૃત રેડી શકે છે, જ્ઞાનીઓ કે જેઓ સદાય મહા આનંદમાં જ નિમગ્ન રહે છે, અને જ્ઞાનીઓ કે જેઓ પોતાની શુભેચ્છાથી જ, પોતાની પવિત્ર બળવાન ભાવનાઓથી જ જગતનું કલ્યાણ કરી શકે છે, તેઓને તેમના પ્રમાણમાં જરા જેટલા કામમાં રોકી દેવા, નજીવા કામમાં રોકી દેવા, એ કેટલો મોટો ગુનો છે, તે લેભાગુ મત-મતાંતરવાળા અને મિથ્યાચારવાળા આપણા ધર્મગુરુઓ સમજી શકે તેમ નથી; પણ તારે તો એ સમજવું જોઇએ. તારાં જેવાં માણસો કે જેઓ ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિથી અનેક રીતે જગતની સેવા કરી શકે છે, તેઓ પચાસ સો વખત હાથ પગ ધોવામાં જ રહી જાય, તેઓ દેવ પાસે દીવાબત્તી કરવામાં જ રહી જાય, તેઓ મંદિરની ઝાલર ટોકરી વગાડવામાં જ રહી જાય, તેઓ દેવ સારૂ નહીં પણ મુખિયાજી સારૂ ભાજી વીણવાના કામમાં જ રહી જાય, તેઓ શિખા ટીકા ને પીટિકાની સફાઇમાં જ રહી જાય, તેઓ હાથે રસોઇ બનાવવાની પીડામાં જ રહી જાય, તેઓ છાંટો ઊડવાની ફિકરમાં જ રહી જાય, અને ‘હાય દર્શન થઇ ગયાં’ એવી હાયહોયમાં જ રહી જાય–એ તો શરમભર્યું છે, ને દિલગીરી ઉપજાવનારૂં છે. કાંઇ પણ ગુના વિના, વિનાકારણ માજીસ્ટ્રેટને કેદખાનું ઝાડવાનું કામ સોંપવું, હજાર રૂપિયાના પગારદાર ઇંજીનિયરને ત્રણ આનાના બેગારીનું કામ સોંપવું, મોટા પંડિતને આટો

દળવાનું કામ સોંપવું, પવિત્ર ધર્મગુરુને બાળોતિયાં ધોવાનું કામ સોંપવું, અને ચક્રવર્તી મહારાજાને ભીખ માગવાનું કામ સોંપવું, એ જેટલું ખરાબ છે તેના કરતાં પણ જ્ઞાનીઓને મિથ્યાચારના લફરાંમાં વળગાડી રાખવા એ વધારે ખરાબ છે. માટે જ પ્રભુએ જ્ઞાની ભક્તોને કર્મકાંડનાં લફરાં છોડવાનો ખુલ્લો હુકમ કરેલો છે; અને તેને બદલે–સાધારણ લોકોના કામનાં કર્મકાંડને બદલે–અજ્ઞાન બાળકોનાં રમકડાંને રમાડવાને બદલે–ભ્રાતૃભાવની તથા દેશસેવાની ભક્તિનું પવિત્ર ને મહાન કામ સોંપેલું છે. આવી રીતે જ્ઞાની ભક્તો પાસેથી નાનું કામ લઈને પ્રભુએ તેઓને બહુ જોખમનું મોટું કામ સોંપેલું છે. આપણા લોકો હાલમાં જેમ સમજે છે, અને આપણા ઘણા સંન્યાસીઓ હાલમાં જેમ વરતે છે, તેમ મફતનું ખાવું ને મસીદે સૂવું, તે સારૂ જ કાંઇ કર્મો છોડી દેવાનાં નથી. કર્મો છોડી દેવામાં તો આવી મોટી જોખમદારી છે. બેટી, તું એ કોટીમાં જવાને લાયક છે, રમકડાં રમાડવાને લાયક નથી. મારા કહેવાથી કાંઇ એ લાયકાત તારામાં આવી જવાની નથી, પણ તારા અંતઃકરણને પૂછી જો કે, ઓચ્છવ વખતે મંદિરની ભીડાભીડમાં દર્શન કરવા જવામાં તને જેટલો આનંદ મળશે તે કરતાં વધારે આનંદ શું ગરીઓને રોજી અપાવવાના કામમાં તને નહીં મળે ? વારેવારે નહાવાથી તું જેટલી પવિત્ર થાય તે કરતાં હમેશાં અંતઃકરણમાં ભલી વાસના રાખવાથી શું તું વધારે પવિત્ર નહીં થઇ શકે ? કાષ્ટની માળા કંઠી પહેરવાથી ને તિલક છાપાંથી પ્રભુ જેટલો રાજી થાય, તેટલો રાજી શું તે આપણાં બચ્ચાંઓને–ભવિષ્યની પ્રજાને સુધારવાથી નહીં થાય ?

આપણા ઉપવાસથી પ્રભુ જેટલો ખુશી થશે તેટલો ખુશી શું તે આપણી ગરીબ વિધવા બેનોને મદદ કરવાથી નહીં થાય ? આપણી નાશક-ત્ર્યંબકની, ગોકુલ-મથુરાંની, કે હરદ્વાર-રામેશ્વરની જાત્રાથી પ્રભુ જેટલો ખુશી થશે, તેટલો ખુશી દેશનો વેપાર વધારવા માટે ચીન, જાપાન, કે યુરોપ, અમેરિકા જવાથી તે નહીં થાય કે ? ગ્રહણ વખતે નહાવા માટે આપણે ગંગાજી કે કુરુક્ષેત્રમાં જઇએ તેથી જેટલું પુણ્ય થાય, તેટલું પુણ્ય આપણા ગરીબ બંધુઓને બરમા, સિલોન કે ઓસ્ટ્રેલિયા, આફ્રિકામાં ધંધો લગાડવાથી નહીં થાય કે ? ગંગા જમનાના સંગમમાં દૂધ ચડાવવાથી જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય તે જ દૂધ વિધવાઓએ લોકલાજથી તજી દીધેલાં નિરાધાર બાળકોને પાવાથી નહીં થાય કે ? અને છાણ માટીથી આપણાં જેટલાં પાપ ધોવાય તેટલાં પાપ શું રાજ્યમાં સુધારા કરવાના પ્રયત્નથી નહીં ધોવાય કે ?

બેટી ! તું જો, કે આવી રીતે ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિથી હાલના જમાનામાં વધારે કલ્યાણ કરી શકાય છે. માટે જ તે ભક્તિ ઉત્તમ છે; અને આપણી અસલી ભક્તિ, રૂઢિની ભક્તિ, પંથોની ભક્તિ, હાલના યુગમાં કનિષ્ટ પ્રકારની થઇ પડેલી છે; કારણ કે એ ભક્તિમાં દાંભિકપણું છે, એટલું જ નહીં પણ તે ભ્રાતૃભાવની અને દેશસેવાની વિરૂદ્ધ છે. એટલે એ ભક્તિથી આપણી ઉન્નતિ થઈ શકતી નથી, પણ તેથી ઊલટા આપણે પાછળ પડીએ છીએ. માટે તે ભક્તિ હાલના યુગમાં કામની નથી. એ અસલી ભક્તિ કેવી રીતે ભ્રાતૃભાવની અને

દેશસેવાની વિરૂદ્ધ થાય છે, તે માટેના અગાઉ ઘણા દાખલા મેં તને બતાવેલા છે ને હજુ પણ તે માટેના બીજા વધારે દાખલા પ્રસંગોપાત બતાવીશ. હું જાણું છું કે મારૂં આ કહેવું આપણા ગુરુઓને અને શાસ્ત્રીબાવાઓને રૂચે તેમ નથી, પણ હું આપણા ધર્મની દાઝને ખાતર જ આમ કહું છુ; કારણ કે જો આપણામાં ભ્રાતૃભાવ અને દેશસેવા વધશે તો જ આપણો ધર્મ ટકી શકશે, તો જ આપણાં મંદિરો શોભીતાં લાગશે, તો જ આપણા ગુરુઓનું રગસિયું ગાડું આગળ ચાલી શકશે, અને તો જ આપણામાં ખરી ભક્તિનો ઉદય થઇ શકશે. એ બધું થવાનું મૂળ મુઠ્ઠીભર અનાજ છે. યાદ રાખજે કે વધારે નહી તો છેવટ માત્ર મુઠ્ઠીભર અન્ન લોકોને મળી શકશે તો જ તેઓ આપણા બંધુઓ છે—આપણા ધર્મમાં છે—પોતાની નીતિમાં છે, અને દેશની ઉન્નતિમાં છે. પણ જો તેઓને માત્ર મુઠ્ઠીભર અન્ન પણ નહીં મળે તો પછી હાલ જે આપણા ભાઇઓ છે, તે આપણા ભાઇઓ રહેવાના નથી, તે આપણા દુશ્મનો થઈ પડશે; જે આપણા ધર્મમાં છે, તે આપણા ધર્મમાં રહેવાના નથી, ઘરાર તેઓ બીજા ધર્મમાં વટલી જશે, અને આપણે દિલગીર થતે થતે ફરજિયાત તે જોયા કરવું પડશે; કારણ કે,

## શાસ્ત્રો કાંઇ ભૂખ મટાડી શકતાં નથી

એ વખતે—જ્યારે લોકોને મુઠ્ઠીભર અન્ન પણ નહીં મળે ત્યારે—આપણા ધર્મનું ઊંડામાં ઊંડું જ્ઞાન કાંઈ પણ કામ આવવાનું નથી, ત્યારે આપણી આંધળી શ્રદ્ધા જરા પણ મદદ કરવાની નથી, ત્યારે આપણા શાસ્ત્રીજીઓનાં શાસ્ત્ર, ને આપણા

ગુરુઓના મંત્ર કાંઇ પણ કામ આવવાનાં નથી; કારણ કે લોકોને તો ભૂખ લાગે છે, પણ શાસ્ત્રીઓ અને ગુરુઓ કાંઇ પોતાની લાંબી લાંબી વાતોથી લોકોની ભૂખ મટાડી શકતા નથી. જ્ઞાની ભક્ત સુદામાની સ્ત્રીએ ગાયું છે કે,

એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
લાવો બાલક માગે અન્ન, લાગું પાયજી રે.

સુદામા જેવા મહાત્મા કે જે અતિ જ્ઞાની હતા, અને ખુદ પ્રભુ જેના દોસ્ત હતા, તેનું અર્ધું અંગ કહે છે કે, મને તમારૂં લૂખું જ્ઞાન નથી ગમતું, મને તો માત્ર અન્ન જોઇએ છે, જ્ઞાનથી કાંઇ મારાં છોકરાંનાં પેટ ભરાય નહીં. પેટ ભર્યા પછી જ્ઞાન જોઇએ. ભૂખ્યે જ્ઞાન હોય નહીં. જ્યારે મહાત્મા સુદામાનું અર્ધું અંગ આમ બોલે છે, અને અંતે નિઃસ્પૃહી સુદામાજીને પોતાને પણ મુઠી અન્ન માટે ઉપાધિ વેઠવી પડી છે, દ્વારિકાં સુધી જવું પડયું છે, અને મિત્રની યાચના કરવાની ઇચ્છા કરવી પડી છે, ત્યારે હાલના–કળિયુગના અને તેમાં પણ વળી યુરોપના છૂટાપણાના ઝપાટામાં આવેલા–અશ્રદ્ધાના વમળમાં ધૂમતા આપણા અજ્ઞાન બંધુઓની તાકાત શું કે ભૂખના દુઃખની સામે તેઓ ટકી શકે ?

## એક કાળું ચિત્ર

જ્યારે ભૂખની સામે ન જ ટકી શકે, ત્યારે પછી વિચારો કે બીજું પરિણામ શું ? તેઓ આપણા બંધુઓ કેમ રહી શકશે ? તેઓ આપણા ધર્મમાં કેમ રહી શકશે ? અને તેઓ પોતાની નીતિમાં કેમ રહી શકશે ? અને છેલ્લી વસ્તીગણત્રીમાં

ભારે દિલગીરી સાથે આપણે જોયું છે કે, ભૂખના દુઃખથી નાઇલાજ થઇને આપણા હજારો ભાઇઓ આપણને છોડીને—આપણા ધર્મને છોડીને વટલી ગયા છે. એ વખતે આપણા શાસ્ત્રનું ઊંડું જ્ઞાન તેને આડા હાથ દેવા ગયું નથી, અને આપણા ગુરુઓનો લૂખો ઉપદેશ પણ કાંઇ કરી શક્યો નથી. દુકાળમાં જ આમ થઇ ગયું છે એમ કાંઇ નથી, પણ દરરોજ એમ બનતું જાય છે; અને જો આમ ને આમ આગળ ચાલ્યું જશે તો આપણી અસલી ભક્તિનો એની મેળે જ નાશ થશે. આપણાં મંદિરો માત્ર આપણા ધર્મની જૂની નિશાનીઓ તરીકે જ ઊભાં રહેશે આપણી દેવની મૂર્તિઓ માત્ર આપણી મશ્કરી કરાવવામાં જ આપણા દુશ્મનોને કામ લાગશે અને આપણા ગુરુઓની વગોવણી તથા તેમનો તિરસ્કાર આપણે જોવો પડશે, અને તેમને સાંખવો પડશે. આવું ન થાય, પણ આપણા પવિત્ર ધર્મની વૃદ્ધિ થાય તે સારૂ જ અમે ભગવાન રામચંદ્ર તથા કૃષ્ણચંદ્રે બતાવેલી ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિનું રહસ્ય બતાવીએ છીએ અને તેની હિમાયત કરીએ છીએ.

### દેવ પાસે કેટલા દીવા કરવા ?

બેટી, વ્રજવાળા મદનગોપાલને તો તું ઓળખતી હશે. એ બહુ ચુસ્ત વૈષ્ણવ છે. મને તે વારંવાર તેડાવ્યા કરે છે. તેના જેવો હુશિયાર ને મોટો માણસ જુની ફેશનની ટોકરી વગાડવામાં જ રહી જાય એ મને ઠીક લાગ્યું નહીં. એક વખત હું તેની પાસે બેઠો હતો, એ વખતે તે દેવપૂજા કરતો હતો. નાની પીતળની દીવીમાં ઘીનો દીવો બળતો હતો. એટલામાં તેનો નોકર જર્મનસિલ્વરની બીજી બે સુંદર નાની દીવી લઈ આવ્યો.

એ બતાવીને તે બાબુએ મને કહ્યું, મહારાજ, આજ સુધી હું દેવ પાસે એક દીવો કરતો, પણ ભક્તિભૈયાને ત્યાં મેં જોયું કે, તે દેવ પાસે બે દીવા કરે છે, માટે હું પણ હવે હમેશાં દેવ પાસે બે દીવા કરવા ધારૂં છું. તે સારૂ આ દીવી મંગાવેલી છે. દેવ પાસે એક દીવો જોઇએ કે બે ? તે માટે આપનો શું મત છે ?

મેં કહ્યું, બચ્ચા, દેવ પાસે તો એક પણ દીવાની જરૂર નથી. તે પોતે પ્રકાશનો પણ પ્રકાશ છે. તે સ્વયંપ્રકાશ છે અને અનંત દીવા પણ તેને અર્થે થોડા છે; પણ તારાં બે દીવાથી કાંઇ દેવ રાજી થાય નહીં, તારે તો હજારો દીવા કરવા જોઇએ. દેવ પાસે એક દીવો કરીને બેસી રહેવું એ તો અજ્ઞાનીઓનું–ગરીબોનું કે લાચારોનું કામ છે. તારા જેવા સત્તાવાળા, ને વગવાળા માણસ પાસેથી દેવ કાંઇ એક જ દીવાની આશા રાખે નહીં, તારે તો ઘણા દીવા કરવા જોઇએ.

તેણે કહ્યું મહારાજ, હજારો દીવા કેમ થઇ શકે ? એકલા દીવા પણ શું કામના ? તેની સાથે બધો ઠાઠમાઠ જોઇએ ને એટલું બધું ખર્ચ કેમ પાલવે ?

મેં કહ્યું બચ્ચા, તું મારા બોલવાનો ભાવાર્થ સમજતો નથી. હું કાંઇ તને તારી કોટડીમાં હજારો દીવા કરવાનું કહેતો નથી. ત્યાં તો એક જ દીવો બસ છે, પણ તારા ગામમાં સેંકડો દીવા કર તું મ્યુનિસીપાલીટી સ્થાપવામાં ને તેમાં સુધારો વધારો કરવામાં તારો લાગવગ ને બુદ્ધિ વાપર, એટલે ઘણાંએ ગામોમાં તારા ખર્ચ વિના દરરોજ સેંકડો દીવા થઇ પડશે; અને તેમાંથી કેટલુંક પુણ્ય તને મળશે. તું ઠાકોરજી પાસે બે દીવા કરીને બેઠો રહે, તેના પુણ્ય કરતાં આવી પરબારી રીતે હજારો દીવા કરાવી દેવાની મહેનત કરવા તેમાં શું કાંઇ ઓછુ પુણ્ય છે?

# ૨૫ : નવા યુગની નવી ભક્તિ

[ ' સંસારમાં સ્વર્ગ ' પૃ. ૩૪૮ ]

બચ્ચા, હાલના જમાનામાં જેમ બધી રીતિમાં સુધારા થાય છે, જેમકે, રાજયમાં, સંસારમાં, યંત્રમાં, વૈદકમાં, ભૂગોળમાં ને ખગોળમાં સુધારા થાય છે, તેમ આપણી ભક્તિની રીતિમા પણ સુધારા કરવા જોઇએ. હવે આપણે સમજવું જોઇએ કે, દર શનિવારે હનુમાનને તેલ ચડાવીએ તેથી જેટલું પુણ્ય થાય છે, તે કરતાં લોકોના કાગળો ટપાલમાં ઓછે દરે જઇ શકે, એવા કાઈ પ્રયત્નો થાય તો તેમાં વધારે પુણ્ય થઇ શકે તેમ છે હવે આપણે સમજવું જોઇએ કે, તીર્થગોરો કે જેઓને ઘણુંયે ગાયોનું દાન મળે છે, એટલે તેઓ પાછળથી ગમે તેવાં ખરાબ ઠેકાણે ગાયોને વેચી નાંખે છે, તથા જે દાન થઇ ગયેલી ગાયોનું ફરી દાન કરાવે છે, તેવાઓને ગૌદાખ આપવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં રેલવેનું ભાડું સસ્તું થાય, અથવા કોઇ બીજી રીતે મુસાફરીની સગવડ વધે એવું કરવામાં સેંકડોગણું

વધારે પુણ્ય છે. પુરૂષોત્તમ માસમાં માલપૂઢાના સંપુટોનું દાન કરવાથી જેટલું ફળ થાય છે, તે કરતાં ગરીબ ખેડૂતો ઉપરના ભારે કરના બોજા ઓછા થાય તેમ કરવામાં સેંકડોગણું વધારે ફળ છે. રાખડી પડવાને દિવસે રાખડી બંધાવવાથી આપણી જેટલી રક્ષા થાય છે, તે કરતાં વૈદકશાસ્ત્રને મદદ કરવાથી આપણી અને આપણા બંધુઓની વધારે રક્ષા કરી શકાય છે. બ્રાહ્મણોને અગિયારમા બારમાના લાડુ ખવરાવવાથી મરનારની જેટલી સદ્દગતિ થાય છે, તે કરતાં તેઓને ભણાવવાની સગવડ કરી આપવાથી તેની વધારે સદ્દગતિ થાય છે. હોળી પૂજવામાં જેટલું પુણ્ય છે તે કરતાં દેશમાં—ને લોકોના પેટમાં જે હોળી લાગતી જાય છે તે બુઝાવવામાં વધારે પુણ્ય છે. જયંતિઓના અપવાસ કરવામાં જેટલું ફળ છે, તે કરતાં આપણા કોઈ પણ બંધુને ખોરાક નહીં મળવાથી અપવાસી રહેવું પડે, એમ ન થાય તેની તજવીજ રાખવામાં વધારે ફળ છે. અન્નકૂટ ભરવામાં જેટલું ફળ છે, તે કરતાં પ્રદર્શનો ભરવામાં કાંઇ ઓછું ફળ નથી. યાત્રા કરવામાં જેટલું ફળ છે, તે કરતાં દેશનો વેપાર વધારવા માટે દૂર દેશાવર જવામાં કાંઇ ઓછું ફળ નથી. ભાગવતની સપ્તાહ બેસાડવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં અનાથ બાળકોને વટલી જતાં બચાવવામાં કાંઇ ઓછું પુણ્ય નથી. ઠાકોરજીને દરરોજ મેવો મિશ્રી ધરાવવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં વિદ્યાર્થીઓ ઉપરનો બોજો ઓછો થાય, અને તેમના અભ્યાસમાં સરલતા થાય, એવા ઉપાયો યોજવામાં કાંઈ ઓછું પુણ્ય નથી. સત્યનારાયણની કથા સાંભળવાથી જેટલું ફળ છે, તે કરતાં પુસ્તકો રચવા રચાવવામાં કાંઇ ઓછું ફળ નથી.

ઓચ્છવ વખતે મ દિરોની ભીડમા કચરાવાથી ને ઝાપટો ખાવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતા અધ્યાત્મજ્ઞાનના અભ્યાસથી તે વધારે ખુશી થાય છે. વસતમા મ દિરોના રંગની પિચકારીઓ પોતાના શરીર ઉપર ઝીલવાથી સ્ત્રીઓનુ જેટલુ કલ્યાણ થાય છે, તે કરતા આપણા સહવાસમા આવતા આપણા ભાઇબ ધોની સાથે સલુકાઈથી વર્તવાથી તથા જરા ખામોશ પકડવાથી તેઓનુ વધુ હિત થાય છે. ગુરુના પગ ધોઇને તે પાણી પીવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતા ગુરુઓને સુધારવાના રસ્તા સહેલા કરી આપવાથી પ્રભુ વધારે રાજી થાય છે આપણા પિતૃઓને તૃપ્ત કરવા માટે તીર્થોમા પાણીના ખોબા ભરીએ, તેથી તેઓ જેટલા તૃપ્ત થાય તે કરતા લોકોને ચોખ્ખુ ને સસ્તુ પાણી પૂરૂ પાડવાના ઉપાયો લેવાથી પ્રભુ વધારે રાજી થાય છે યજ્ઞમા દશ વીશ મણ ઘી હોમવાથી પ્રભુ જેટલો પ્રસન્ન થાય તે કરતા નવા કૂવા ખોદાવવાથી કે નહેર બાધવાથી તે વધારે પ્રસન્ન થાય છે પર્વણી વખતે વાસ મારતા જ તુવાળા રોગિષ્ટ, ગ દા પાણીમા નહાવાથી જે ધર્મ થાય છે, તે કરતા લોકોને તેમા નહાતા અટકાવવાથી તથા તેમને નહાવા ધોવાની બીજી સારી સગવડ કરી આપવાથી વધારે ધર્મ થાય છે કુંજ અગિયારસને દિવસે ઠાકોરજી પાસે કુ જ બાધવાથી ઠાકોરજી જેટલા ખુશી થાય છે, તે કરતા દેશમા નવા ઝાડો રોપવાથી તે વધારે ખુશી થાય છે દેવ પાસે અનાજના મ ડળો ભરવાથી અને સાથિયાઓ પૂરવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતા દેશી કારીગરીને ઉત્તેજન આપવાથી પ્રભુ વધારે રાજી થાય છે. આપણું કામ સિદ્ધ થવા માટે દીપમાળા ભરવાની તથા ધજા ચડાવવાની

માનતાથી જેટલો ફાયદો થાય છે, તે કરતાં દેશની ભવિષ્યની આશા જેવા વિદ્યાર્થીઓને—ચળકતા તારા જેવા ઉત્સાહિત, હુશિયાર ગરીબ વિદ્યાર્થીઓને સ્કૉલરશીપ આપવાની માનતા લેવાથી વધારે ફાયદો થાય છે. શિવલિંગ પાસે બં બં બં કરવાથી સદાશિવ જેટલો પ્રસન્ન થાય છે, તે કરતાં નાનાં છોકરાંઓને એકડે એક ગોખાવવાથી તે વધારે પ્રસન્ન થાય છે. ગણપતિને ધામધૂમથી સમુદ્રમાં પધરાવ્યાથી તે જેટલા ખુશી થાય છે, તે કરતાં બાળકોને ધર્મનું શિક્ષણ આપવાથી તે વધારે ખુશી થાય છે; અને ગંગા જમના આપણને જેટલાં પવિત્ર કરી શકે, તે કરતાં આપણા અંતઃકરણની શુભેચ્છા આપણને વધારે પવિત્ર કરી શકે છે.

મદનગોપાલે કહ્યું, મહારાજ, તમારી એ સર્વ વાત બરાબર છે, પણ ત્યારે શું મારી અસલી રીત મુજબની ભક્તિ ખોટી છે ? શું તેનું કાંઇ ફળ નથી ? શું ત્યારે આટલા બધા લોકો માત્ર ભ્રમમાં જ છે ?

મેં કહ્યું, નહીં બેટા, એની પણ મોટી અસર છે કાંઇ પણ નહીં કરવું એ કરતાં કાંઇ પણ કરવું સારૂં જ છે, એમ પ્રભુએ કહેલું છે. પણ મારૂં કહેવું એમ છે કે, સૌ સૌની સ્થિતિ ને શક્તિના પ્રમાણમાં સૌએ કરવું જોઇએ. તારી સ્થિતિ ને તારી શક્તિ એટલું જ કરીને બેસી રહેવા જેવી નથી. શું તને એમ નથી લાગતું કે તું પિતૃઓને દીવો પહોંચાડવા માટે તીર્થમાં દીવો બાળે, તેથી તારા પિતૃઓને જેટલો પ્રકાશ મળે, તે કરતાં તારા બાપદાદાઓની આબરૂ વધે એવાં કામો કરે તો તેઓને વધારે પ્રકાશ મળે ? તારા ઠાકોરજીને મીણના લેપડાઓ ચોપડી

ચોપડીને બળાત્કારે દાગીના પેહેરાવે તેથી તને જેટલું પુણ્ય થાય, તે કરતા ગરીબાઇને લીધે જે હજારો કુળવંતી નવીન વહુઓના દરરોજ દાગીના ઊતરતા જાય છે, તે નહીં ઊતરે તેવાં કામોમાં ને તેવી યોજનાઓમાં તું રોકાય તો વધારે પુણ્ય થાય, એ શું તું નથી માની શકતો ? અનંત ભગવાનના નામનો દોરો હાથે બાંધી મૂકવાથી, ભગવાન જેટલા પ્રસન્ન થાય તેટલા પ્રસન્ન બેડીઓ તોડવાથી એટલે કે ગુનાઓ વધતા અટકે તેમ કરવાથી નહીં થાય કે ? ગુંજાની માળાથી તારા ઠાકોરજી જેટલા રાજી થાય, તેટલા રાજી નિર્દોષ બાલિકાઓના મુખમાં પ્રભુનાં મધુરાં સ્તોત્ર મૂકવાથી તે નહીં થાય કે ? તારા દેવ પાસે ધૂપ કરવાથી જેટલો ફાયદો થાય, તે કરતાં તારા ગામની ગટરો સુધારવાના પ્રયત્નથી વધારે ફાયદો નહીં થાય કે ? શ્રાદ્ધને દિવસે કાગવાસ નાખવાથી તારા પિતૃઓ જેટલા પ્રસન્ન થાય તેટલા પ્રસન્ન તને પશુઓને સુખી કરવા માટેની યોજનાઓ રચતો જોઇને તે નહીં થાય કે ? અને માળા પહેરવાથી તું જેટલો ધાર્મિક થાય, તેટલો ધાર્મિક શું સત્ય પાળવાથી તું નહીં થઈ શકે કે ? બેટા, તારી ભકિત તોડવાને માટે હું આમ કહેતો નથી, પણ તારી ભકિત વધારવાને માટે, અને ભકિતને ઉત્તમ રૂપમાં સમજવા સારૂ તને આમ કહું છું. કોઇ પણ રીતે ભકિત વધે એવો મારો અંતરનો હેતુ છે. તે સારૂ જ તું અધિકારી છે તેથી ભ્રાતૃભાવની અને દેશસેવાની, કર્મને બાજુમાં લઇને ચાલનારી ભકિત તને બતાવી છે અને તે નવીન મત નથી, પણ પ્રાચીન આર્ય ઋષિઓનો સિદ્ધાંત છે.

---

## ૨૬ : ભક્તિનાં બે અંગ:–એક પ્રભુ તરફની ફરજ અને બીજી દુનિયા તરફની ફરજ

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૯૭ ]

પ્રભુએ ભક્તિનાં બે અંગ કહેલાં છેઃ—એક પ્રભુ તરફની ફરજ, અને બીજી દુનિયા તરફની ફરજ. પ્રભુ તરફની ફરજો બજાવવામાં આપણા દેશના ભક્તો બહુ ધ્યાન આપે છે, પણ દુનિયા તરફની ફરજ બજાવવામાં તેઓ બહુ જ બેદરકાર હોય છે, તેથી તેઓની ભક્તિ એકઅંગી અને અધૂરી રહે છે. આપણા દેશના લોકોનું વલણ ખાસ નિવૃત્તિ તરફ વધારે હોવાથી, પ્રભુ તરફની ફરજ બજાવવી આપણને સહેલી લાગે

છે; કારણ કે એમાં પોતાના સ્વાર્થનો–અહંકારનો ભોગ આપવાનું બહુ થોડું છે. એ તો અક્કલની ઉજાણી અને બુદ્ધિના વિલાસો છે; પણ દુનિયા તરફની ફરજ બજાવવામાં એટલે કે ભલાં કામો કરવામાં અને લોકો સાથે ભલાઈ રાખવામાં તો બહુ મહેનત પડે છે માટે એ અંગ આપણા લોકોએ હાલમાં જાણે છોડી જ દીધેલું હોય એવું થઇ પડેલું છે.

પ્રભુ તરફની ફરજ બજાવનારા દુનિયા તરફની ફરજ કેવી રીતે નથી બજાવતા તે માટે અમે જોયેલું છે કે, ઘણા ભક્તો આખો દિવસ ભગવત્સેવામાં રોકાએલા રહે છે, પણ તેઓ પોતાની પાસે મોટી સમૃદ્ધિ છતાં પણ ગરીબોને મદદ કરતા નથી. અમે જોયેલું છે કે, જેઓ હરિકથા વાંચવામાં જ પોતાની જિંદગી ગાળનારા છે, તેઓ પણ પોતાને ઘેરે મોટાં મોટાં મકાનો છતાં પણ ઘડીકવાર પણ મુસાફરોને ઉતારો આપતા નથી. અમે એવા ઘણા જણાઓને ઓળખીએ છીએ કે જેઓએ પ્રભુને અર્થે ઘરબાર તજેલાં છે, બાઇડી છોકરાં તજેલાં છે, ઘણા પ્રકારનાં સુખો તજેલાં છે, અને પ્રભુના નામનો જપ કરવામાં જ પોતાનો ઘણો વખત ગાળે છે, પણ તેઓ બીજાંઓની નજીવી ભૂલો પણ માફ કરી શકતા નથી અને સહેજ વાતમાં ગુસ્સે થઇ જાય છે. જેઓ યોગવિદ્યાનો અભ્યાસ કરવામાં પોતાનો ઘણો વખત રોકે છે તેઓનો પણ અમે અનુભવ લીધો છે. અને તેમાં પણ એમ જણાયું છે કે, માણસ જાતને મદદગાર થવાની બાબતમાં તેઓ ઢીલા છે અને જેઓનો બહારનો ત્યાગ બહુ મોટો છે, તેઓ પણ દુનિયા તરફની ફરજમાં ઓછું ધ્યાન

આપવાથી અંદરથી પક્ષપાતી રહી ગયેલા હોય છે. આમ થવાનું કારણ એ જ છે કે, આપણા ભક્તો પ્રભુ તરફની ફરજોનું અંગ સંભાળે છે, પણ દુનિયા તરફની ફરજનું અંગ સંભાળતા નથી. તેઓ તો એમ જ કહે છે કે, દુનિયા જૂઠી છે. દુનિયાની અમોને શું પરવા છે? જનસમાજની સેવા કરવાના કામને તેઓ દુનિયાદારીમાં પડયું રહેવું સમજે છે. માણસો તરફની ભલાઇને તેઓ ખુશામત સમજે છે અને પોતે ફક્કડ થઇને ફરવું તથા ગમે તેમ બેઅદબથી વર્તવું, એને તેઓ ભક્તિની ખુમારી કહે છે! અને એવી ખુમારી મેળવવા સારૂ એટલે કે પોતાના ભાઇઓ તરફ ધિક્કારની નજરે જોવાનું શીખવા સારૂ તેઓ ગાંજા, ચડસની મદદ લે છે. પ્રભુ! પ્રભુ! દયા કર! દયા કર!

આવી રીતે ભક્તિનું એક અંગ સંભાળવાથી અને બીજું અંગ તોડી પાડવાથી તેઓ અર્ધાંગ વાયુથી ઝલાઇ ગયેલા રોગીના જેવા થઇ પડે છે; એટલે તેઓનું ગાડું એક પૈડા જેવું, અને તેઓનું વિમાન એક પાંખવાળું થઇ પડે છે. એથી તેઓ જયાંના ત્યાં જ પડયા રહે છે અને તેઓની મહેનતના પ્રમાણમાં તેઓ ફળ મેળવી શકતા નથી. જેમ આપણા ધર્મમાં એક અંગી ભક્તિ બની ગઇ છે, તેમ આપણા વ્યવહારમાં પણ તેવું જ છે. પુરુષો બુદ્ધિબળમાં આગળ વધતા જાય છે, પણ સ્ત્રી–કેળવણીમાં મોડું છે. તેથી આપણું સંસારસુખ પણ "ઠેઠે ગયાં ગાડાં જેવું" અને "આડ ઉરુ ઓટલા" જેવું છે; કારણ કે જેનું અરધું અંગ ખોટું પડી ગયેલું છે, એવા રોગી ખરૂ સુખ કેમ ભોગવી શકે? આવું હોવાથી જ આપણે સંસારસુધારો કરી

શકતા નથી અને આવું અર્ધાંગનું દરદ આપણને લાગેલું હોવાથી જ હાલના વખતમાં આપણી ભક્તિ બહુ ફળદાયક થઈ શકતી નથી. અસલના ભકતોની ભક્તિમાં બહુ ચમત્કારો બની ગયા છે, તેનું કારણ એ જ છે કે, તેઓની ભકિત બંને અંગમાં સંપૂર્ણ હતી. માટે જ્યાં સુધી આપણે ભકિતની સાથે પરમાર્થને જોડીએ નહીં, અને દુનિયા તરફ પ્રેમભાવથી તથા ભલાઇથી વર્તતાં શીખીએ નહીં, ત્યાં સુધી યાદ રાખજો કે આપણી ભકિત અધૂરી છે, અધૂરી જ છે. એવી અધૂરી ભકિતમાં જ ન રહી જવાય એ સંભાળજો !

---

## ૨૭ : સ્વભાવને કાબુમાં રાખવો : ઠપકાનો કાગળ આવ્યો હોય, તો તેનો જવાબ તુરત ન લખવો

[ 'સ્વર્ગનાં રત્નો' નં. ૫ ]

સ્વભાવને કાબુમાં રાખવાથી, મનને કાબુમાં રાખી શકાય છે, અને મનને કાબુમાં રાખવાથી, મોક્ષ મેળવી શકાય છે: એ દુનિયાના દરેક શાસ્ત્રનો અને દરેક મહાત્માનો સિદ્ધાંત છે. માટે આપણે આપણા સ્વભાવને કાબુમાં રાખવાના, કેટલાક મોટા મોટા ઉપાયો જાણી રાખવા જોઇએ. એ માટે ઘણા ઉપાયો છે, અને તે જુદા જુદા વિદ્વાનોએ જુદી જુદી રીતે બતાવેલા છે. તેમાં એક આ ઉપાય પણ ધ્યાનમાં રાખવા જેવો છે કે, જ્યારે આપણને કોઇ તરફથી કાંઇ ઠપકો મળે, ત્યારે બની શકે તો એ જ વખતે તુરત જ તેનો જવાબ દેવો નહિ; તેમ જ

જ્યારે કોઇનો ઠપકાનો કાગળ આવે, ત્યારે તુરત જ તેનો જવાબ લખવો નહિ; પણ વિચાર કર્યા પછી અને ઠપકાની ગરમી શાન્ત પડયા પછી તેનો જવાબ આપવો કે લખવો. એમ કર્યાથી પણ સ્વભાવને કાબુમાં રાખતાં શીખી શકાય છે; અને એથી ગુસ્સો ઓછો થઇ શકે છે કારણ કે જે વખતે આપણી ઉપર ઠપકાનો કાગળ આવે છે, તે વખતે એ કાગળ વાંચીને તે લખનારના ગુસ્સાની અસર, તે કાગળની મારફત આપણામાં આવે છે. તેથી એ વખતે આપણું મગજ તપી જાય છે; અને આપણી વિચારશકિત એક તરફ દોરવાઈ જાય છે. તેથી એ વખતે આપણે ખરાખોટાનો બરાબર રીતે તોલ કરી શકતા નથી; તેમ જ એ વખતે એક એવી જાતનો વેગ હોય છે કે, એ વેગમાં આપણી ભૂલો આપણને સમજાતી નથી, અને સામા માણુસના હેતુઓ આપણે સમજી શકતા નથી; એટલું જ નહિ, પણ એવે વખતે ગુસ્સાની ગરમીમાં તે પત્ર લખનાર ઉપર આપણુને બહુ ગુસ્સો આવી જાય છે, તેથી તેની ઉપર ગેરઇન્સાફ કરવાનું આપણને મન થઇ જાય છે. એ વખતે આપણો મિજાજ ગયેલો હોય છે, તેથી આપણી વિચારશકિત તથા વિવેકબુદ્ધિ દબાઇ ગયેલી હોય છે. એટલે ઠપગના કાગળનો જવાબ લખવામાં જો આપણે ઉતાવળ કરીએ તો તેમાં ઓડનું ચોડ વેતરાઈ જાય છે. તેથી પરિણામે આપણને નુકશાન થાય છે, તથા પશ્ચાત્તાપ થાય છે; અને ઘણી વખત એમ લાગે છે કે, આવો જવાબ ન દેવાણો હોત અથવા આવો જવાબ ન લખાણો હોત તો સારૂં થાત. પણ એક વખત હાથમાંથી તીર છૂટી ગયા પછી, તે કાંઇ પાછું પકડી શકાતું નથી, તેમ જ જે

શબ્દો બોલાઇ ગયા કે લખાઇ ગયા, તે કાંઇ નથી લખાયા કે નથી બોલાયા, એમ થઇ શકતું નથી. અને પછી તેની અસરો ભૂંસવા માટે ફાંફાં મારીએ તોપણ, પછવાડે ડાઘા રહ્યા જાય છે; માટે જો મિજાજને જાળવવો હોય તો ઉતાવળમાં કોઇ પણ કામ કરી નાખવું નહિ, અને તેમાં પણ જ્યાં ગુસ્સો થવા જેવી બાબત હોય, ત્યાં તો ખાસ સંભાળ રાખવી. આવી રીતે ગુસ્સા-ભરેલા પત્રનો જવાબ લખવામાં વાર લગાડવી કે શિક્ષા કરતાં વાર લગાડવી, એ પણ આપણા સ્વભાવને કાબુમાં રાખવાનો એક મજબૂત ઉપાય છે. માટે જેને સ્વસુધારણા કરવી હોય અને પોતાના આત્માનું કલ્યાણ કરવું હોય, તેણે આવી સાદી સાદી, નાની નાની અને તેમ છતાં અતિશય ઉપયોગી વાતો પણ ધ્યાનમાં રાખવી.

---

# ૨૮ : મનની એકાગ્રતા કરી શકીએ તો સ્વર્ગ અને પ્રભુને મેળવતાં જરાએ વાર લાગે તેમ નથી

[ 'સ્વર્ગનું ખજાનો ' નં. ૨૭ ]

એક સાધુ મહાત્મા ઘોડેસ્વાર થઇને પાસેના ગામમાં જતા હતા. એ વખતે એક માણસ તેને રસ્તામા મળ્યો. તે સાધુની સાથે સાથે ચાલવા લાગ્યો. એ પછી વાતચીત થતા તે માણસે ઘોડેસ્વાર સાધુને કહ્યુ કે, મહારાજ! આ ઘોડો તો બહુ સારો છે. શું એની કિંમત છે? સાધુએ કહ્યું, તમને આ ઘોડો બહુ ગમે છે? પેલા માણસે કહ્યું, કે, હા. મારી તો એમ ઇચ્છા થાય છે કે, જો તમારી વેચવાની મરજી હોય અને કિંમતમા કાઇ ફાયદો કરી આપો તો એ ઘોડો હું વેચાતો લઇ લઉં. એ સાંભળી મહારાજે કહ્યું, આ સામે પહાડ ઉપર ગામ દેખાય છે ત્યાં પહોંચું એટલે મારે તો આ ઘોડો કોઇ સારા માણસને મફત આપી દેવો છે. જો તમારી મરજી હોય તો ચાલો મારી સાથે, તમને આપી દઇશ. આ સાંભળીને પેલા

માણસને બહુ અજાયબી લાગી તેથી તે બોલી ઊઠયો કે, ઓહો ! આવો સરસ ઘોડો તદ્દન મફત ? એવાં મારાં નસીબ કયાંથી ? હે મહારાજ ! આ વાત સાચી છે કે મશ્કરી છે ? મહારાજે કહ્યું, બેટા ! સાધુઓને કાંઇ મશ્કરી શોભે ? એ તદ્દન સાચી વાત છે. કારણ કે મને ધારેલે મુકામે પહોંચવાનું કામ છે, એ પછી કાંઇ ઘોડાની જરૂર નથી. ત્યારે હું શા માટે એ ઉપાધિ રાખી મૂકું ? એ ઘોડાનો લાભ લઈ શકે તેવા કોઇ લાયક માણસને આપી દઉં તો જ સારૂં. પણ કોને આપવો તેના વિચારમાં હું હતો, એટલામાં તમે મળ્યા, ને તમને આ ઘોડો બહુ ગમે છે માટે તે તમને જ આપી દઇશ. એ સાંભળી તે માણસે કહ્યું, વાહરે વાહ મહારાજ ! ધન્ય છે તમારી ઉદારતાને ! સાધુઓ તો એવા જ નિઃસ્પૃહી જોઇએ. હે મહારાજ ! પણ એ ગામમાં પહોંચશો કે તુરત જ તદ્દન મફત આપી દેશો ?

મહારાજે કહ્યું એમાં શક શું ? મને કિંમતની કાંઇ જરૂર નથી. માત્ર એટલી જ શરત કે, જો તમોને આ ઘોડો લેઇતો હોય તો હું સાંભળું તેવી રીતે 'રામ' રામ રામ રામ રામ રામ રામ રામ રામ ' એમ બોલતે બોલતે મારી સાથે ચાલવું. એ ગામ હવે માત્ર અહીંથી અઢી ગાઉ દૂર છે. ત્યાં સુધી જો એમ બોલતા બોલતા આવો તો ઘોડો આપી દઉં. પણ જો એટલા વખતમાં બીજું કંઇ પણ બોલો તો ન આપું. એ સાંભળી તે માણસે કહ્યું કે, માબાપ, જો આવો સરસ ઘોડો આપી દેતા હો તો અઢી ગાઉને બદલે પચીસ ગાઉ સુધી '

રામ બોલ્યા કરૂં હું તો જાણું કોણ જાણે શી યે શરત હશે ? રામ રામ બોલવામા કયાં મહેનત પડે છે ? એમાં મોટી વાત શું ? મહારાજે કહ્યું; જો એ શરત પાળી શકો તો આ પાણીદાર ઘોડો તમારો જ છે

એ પછી રામ રામ બોલતે બોલતે તે માણસ થોડે દૂર સુધી મહારાજની સાથે ચાલ્યો. એટલામાં તેને વિચાર આવવા લાગ્યા કે, આજે શુકન બહુ સારા થયા હતા, એટલે કામ થઇ ગયું. બસો રૂપિયાનો ઘોડો મફત મળી જશે. સાધુ છે તો ભલો, નહિ તો કાંઇ તુરત એમ ઘોડો આપી દે નહિ. હવે એને બાંધવાનું હું કયાં કરીશ ? ફળિયામાં બાંધું કે ઓશરીમાં ખીલો ઠોકું ? ઓશરીમાં બાંધું, પણ ઘોડો છે પાણીદાર, એટલે છોકરાંઓને લાત મારી દેશે તો ? મહારાજ ઘોડો આપશે પણ સામાન નહિ આપે તો વળી પાંચ દસ રૂપિયાનું ખરચ કરવું પડશે, કારણ કે સારા સામાન વિના કાંઇ એવો મોટો ઘોડો શોભે ? એ બધું તો ઠીક, પણ મહારાજ લગામ નહિ આપે તો આવા તેજ ઘોડાને હું ઘેર કેવી રીતે લઇ જઇશ ! માટે અગાઉથી જ કાંઇ લગામની તજવીજ કરૂં. મોઢેથી 'રામ રામ રામ' ને મનમાં આવી જાતના વિચારો થતાં તેનાથી રહી શકાયું નહિ. તેથી આશરે એક ગાઉ ચાલ્યો હશે એટલામાં વિચારોના ઊભરાથી તે બોલી ઊઠયો કે, મહારાજ ! ઘોડાની સાથે લગામ આપશો કે નહિ ? જો લગામ ન આપો તો હું હમણાં બીજી કાંઇ તજવીજ કરી લઉં. ત્યારે મહારાજે કહ્યું કે, શરતમાં હારી ગયો ! માટે હવે તને ઘોડો નહિ મળે. એ

સાંભળી તે માણસ બહુ નિરાશ થયો અને પોતાની ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યો.

ભાઇઓ! આવી જ રીતે એ માણસની પેઠે જ આપણે પણ જરાએ મનને રોકી શકતા નથી તેથી ઘણાએ મોટા લાભો ખોઇ બેસીએ છીએ. તંદુરસ્તી, સમૃદ્ધિ, કુટુંબ સુખ, લાંબુ આયુષ્ય અને જ્ઞાન મેળવવાની ઉત્તમ તકો વગેરે દુનિયાદારીનાં સુખો, તથા સ્વર્ગ અને પરમાત્માને આપણે આપણા મનની નબળાઇથી ગુમાવી નાંખીએ છીએ. 'રામ રામ' બોલવા માટે એ માણસને તો તે સાધુ માત્ર એક ઘોડો જ આપતો હતો, પણ આપણાં પવિત્ર શાસ્ત્રો મારફત પ્રભુ આપણને કહે છે કે જો તમે મારૂં સ્મરણ કરો અને મારામાં તન્મય થાઓ તો બધી રીતે તમારૂં કલ્યાણ થાય તેમ હું કરીશ. હું તમોને પાપની માફી આપીશ, અંતરની શાંતિ આપીશ, સાચું જ્ઞાન આપીશ, મહાન બળ આપીશ, અખૂટ સમૃદ્ધિ આપીશ, અનંતકાળનું જીવન આપીશ, સ્વર્ગનું રાજ્ય આપીશ, અને છેવટ હું પોતે તમારો થઇને રહીશ. પણ એ બધું ક્યારે? કે જ્યારે તમે મારામાં તન્મય થાઓ ત્યારે. એવી તન્મયતા એકાગ્રતાથી થાય છે, માટે જો સાચું સુખ જોઇતું હોય તો જેમ બને તેમ વિષયોમાંથી મનને ખેંચીને પ્રભુમાં એકાગ્ર કરવાની કોશિશ કરો!

---

# ૨૯ : તપ એટલે શું ? આપણા મનની ઈચ્છાઓ રોકવી, તેનું નામ તપ છે

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૦૦ ]

તપ એટલે શું ? મહાત્માઓ કહે છે કે પોતાની ઇચ્છાઓનો ભોગ આપવો તેનું નામ તપ છે. ઇચ્છાને કેવી રીતે રોકવી તેને માટે કહ્યું છે કે,

એક સાધુને કોઇ ગૃહસ્થે પોતાને ઘેર ભિક્ષા લેવા આવવા કહ્યું. સાધુએ કહ્યું કે, મને તો આજે દૂધપાક ખાવાની ઇચ્છા થઇ છે. તે ગૃહસ્થે કહ્યું કે, ત્યારે તો મહારાજ બહુ સારું, આજે મારે ઘેર દૂધપાક જ બનાવેલો છે. એ સાંભળી તે સાધુએ કહ્યું કે, હવે મારે દૂધપાક નથી ખાવો. ગૃહસ્થે કહ્યું કે મહારાજ ! આમ શું કરો છો ? હમણાં જ કહ્યું કે મને દૂધપાક ખાવાની ઇચ્છા થઇ છે, અને જ્યારે દૂધપાક તૈયાર છે, ત્યારે કહો છો કે મારે તે નથી ખાવો આમ કરવાનું કારણ શું ? ત્યારે સાધુએ કહ્યું કે, મને દૂધપાક ખાવાની ઇચ્છા થઈ, માટે તે ખાવો નથી. શેઠે પૂછ્યું કે એમ કરવાનું કાંઇ કારણ ? ત્યારે સાધુએ કહ્યું કે, હા, એમ કરવું એનું નામ તપ છે.

આપણી ઇચ્છાઓને રોકવી--આપણા મનને મારવું તેનું નામ તપ છે.

જો મનની ઇચ્છા મુજબ કર્યા કરીએ, તો એ ઇચ્છાઓ-નો આરો ક્યાં આવે ? એક ઇચ્છા પૂરી થતાં પહેલાં તેમાંથી બીજી દશ ઇચ્છાઓ પેદા થાય, અને એ દશમાંથી બીજી સો થાય છે; પણ એક ઇચ્છાને દાબી દેવાથી બીજી દશ ઇચ્છાને દાબી શકાય છે, માટે આપણી વધતી જતી ઇચ્છાઓને દાબવી યા રોકવી, એનું નામ તપ છે એથી વસ્તુઓનો મોહ છૂટતો જાય છે, વિષયો ફીકા લાગતા જાય છે, ઇંદ્રિયો શાંત થતી જાય છે, અને પ્રભુના રસ્તામાં સહેલાઇથી આગળ વધી શકાય છે. માટે લાચારીને લીધે કદાચ પ્રભુને નામે આપણાથી બીજું કાંઇ ન આપી શકાય તો ફિકર નહીં પણ આપણી ઇચ્છા તેને આપી દેવી જોઇએ. આપણી ઇચ્છા તેને આપી દઇએ એટલે પછી બીજું કાંઇ પણ આપવાનું બાકી રહેતું નથી. અને મન મારવાનું શીખ્યાથી જ પ્રભુની ઇચ્છાને આધીન થઇ શકાય છે, તથા પ્રભુને આપણી ઇચ્છા આપી શકાય છે. એનું નામ જ તપ છે અને તે સાત્વિક તપ છે. એવી રીતે મનને મારતાં શીખવાથી વ્યવહારના ઘા ખમવા ભારે પડતા નથી અને એવી ખામોશ રાખવાથી જિંદગીમાં સરલતા થઇ પડે છે. આ તપ થોડુંઘણું બધાથી બની શકે એવું છે. માટે ભાઇઓ ! મનને રોકતાં શીખો, મનને રોકતાં શીખો !

---

## ૩૦ : એક નવી જાતનું તપ

[ 'સ્વર્ગનાં રત્નો ' નં. ૭ ]

આજ સુધી ઘણા લોકો એમ માન્યા કરે છે કે, બહુ ઉપવાસો કરવા તેનું નામ તપ છે; કોઇ એમ માને છે કે શિયાળામાં ટાઢે ઠરવું, ચોમાસામાં વરસાદમાં ભીંજાવું અને ઉનાળામાં સૂર્યના તડકામાં શેકાવું તેનું નામ તપ છે; કોઇ એમ સમજે છે કે, રેતીમાં દટાવું, કે ઝાડ ઉપર ઊંધે માથે લટકવું, તેનું નામ તપ છે; કોઇ એમ સમજે છે કે, લોઢાના ખીલાની પથારી ઉપર સૂવું, અથવા રાતે ઉજાગરા કરવા, તેનું નામ તપ છે; કોઇ એમ સમજે છે કે, લીંબડો પીવો, ગૌમૂત્ર પીને રહેવું; અથવા રાખ ડોહીને પી જવી, કે ગાયનું છાણ ખાઇને રહેવું, તેનું નામ તપ છે; કોઇ એમ સમજે છે કે, હજામત કરાવવી નહિ, કે નખ ઉતરાવવા નહિ, તેનું નામ તપ છે; કોઇ એમ સમજે છે કે, પગે ચાલ્યા કરવું ને તીર્થોમાં ફર્યા કરવું તેનું નામ તપ છે; અને કોઇ એમ સમજે છે કે, જિંદગીને જરૂરની ચીજો વાપરવી

નહિ, અને વિના કારણ દુઃખી થયા કરવું, તેનું નામ તપ છે. આવી રીતે તપના અધૂરા તથા ખોટા અર્થો લોકોના મગજમાં ઠસી ગયેલા છે. પણ ખરૂં તપ કયું છે ? એ માટે મહાત્માઓ કહે છે કે—

પોતાની અંદર જે જે ભૂલો હોય, તે ભૂલોની ઉપર ગુસ્સો કરવો અને એ ભૂલોને પોતામાંથી કહાડી મૂકવા સારૂં અંદરથી તરફડાટ મચાવવો, તેનું નામ તપ છે. કારણ કે ઉપર જણાવ્યાં તેવાં બધી જાતનાં તપ કર્યા છતાં પણ, પોતાની ભૂલો માટે બેદરકારી હોય, તો તેનું કાંઈ સારૂં પરિણામ આવી શકે નહિ. કેમકે એવાં એવાં ઘણી જાતનાં તપ કર્યાં છતાં પણ પોતાના સ્વભાવના દોષો તો રહી જ જાય છે. જેમકે ઘણાં માણસો ઉપવાસ કરે છે, પણ ક્રોધને રોકી શકતાં નથી; ઘણાં માણસો જાત્રાઓ કરે છે, તથા વ્રતો કરે છે, પણ લોભને અટકાવી શકતાં નથી; ઘણાં માણસો મુનિવ્રત લે છે અને દાઢી મૂછ તથા નખ વધારે છે, પણ પોતાના સ્વભાવને કાબુમાં રાખી શકતાં નથી; અને ઘણાં માણસો લીંબડો તથા ગૌમૂત્ર વગેરે ચીજો વાપરે છે, પણ તેઓ પોતાની મોટી મોટી ભૂલો પણ જોઇ શકતાં નથી. અને યાદ રાખજો કે જ્યાં સુધી પોતાની ભૂલો સમજાય નહિ, અને તે ભૂલો નીકળી જાય નહિ, ત્યાં સુધી એકલા લૂખા તપથી કાંઇ બહુ ફાયદો થતો નથી. માટે ખરૂં તપ તથા સહેલું તપ આપણે શીખવું જોઇએ. અને જે તપ તુરત ફળીભૂત થઇ શકે, તેવું તપ આપણે કરવું જોઇએ, કારણ કે આપણે જોઇએ છીએ કે, જૂના વખતની રીત પ્રમાણે, જે તપ કરનારા છે, તેઓના હાલ

બેહાલ હોય છે. તેઓને ખાવાનું ઠેકાણું હોતું નથી. તેઓના સ્વભાવનો ઢંગધડો હોતો નથી. તેઓના દેહ તંદુરસ્ત અને સૌન્દર્યવાળા હોતા નથી. અને તેઓના વિચારોમાં કાંઇ બહુ માલ હોતો નથી. ઊલટા તપ કરવાથી તેઓ મ્લાન મુખવાળા, રોગિષ્ટ અને ચીડિયા સ્વભાવના તથા સૌ સાથે ચીંથરાં ફાડનારા બની જાય છે. તપ કરવાથી માણસમાં જે તેજ આવવું જોઇએ, તપ કરવાથી તપસ્વીમાં જે શાન્તિ આવવી જોઇએ, તપના પ્રભાવથી જે સદ્બુદ્ધિ થવી જોઇએ, તપ કરવાથી લોકોનું જે સાત્ત્વિક આકર્ષણ થવું જોઇએ અને તપ કરવાથી તપસ્વીના ચહેરા ઉપર જે એક જાતના દિવ્ય તેજનો પ્રકાશ પડવો જોઇએ, તેમાંનું કાંઈ પણ આપણા હાલના તપસ્વીઓમાં દેખાતું નથી; પણ તેથી ઊલટાં જ લક્ષણો દેખાય છે. કારણકે તપના હેતુઓ, તપની ખૂબીઓ તથા તપની વિધિઓ તેઓ બરાબર રીતે જાણતા નથી, ખોટી રીતે તપ કરનારાઓના ઊલટા બેહાલ થાય છે. માટે હાલના બુદ્ધિબળના જમાનામાં એવાં ખોટાં તપમાં નહિ પડયા રહેતાં, આપણે આપણા સ્વભાવને જીતવાનાં તપ કરવાં જોઇએ; અને આપણામાં જે જે જાતની નાની મોટી ભૂલો હોય, તે ભૂલોને શોધી કાઢી તેની સાથે લડત લડવામાં આપણે આપણી શકિતનો ઉપયોગ કરવો જોઇએ. ભૂલોને દૂર કરવા સારૂ તેઓની સામે લડવું તેનું નામ ખરૂં તપ છે, અને એ તપ કરવાથી તુરત જ બહુ મોટો લાભ થાય છે. કારણ કે ભૂલો સામે લડાઇ કરવાથી અને ભૂલોને કહાડી મૂકવા અંતરમાં તાલાવેલી જાગવાથી, આત્મિક શકિત જાગૃત થાય છે. જ્યારે ચોખ્ખું જ્ઞાન થયું

હોય અને જીવ ઊંડાણમાં ઊતર્યો હોય ત્યારે જ પોતાની ભૂલો સમજાય છે. અને એ ભૂલો સમજાયા પછી તેને કહાડવા સારૂ, તે આસુરી વૃત્તિઓની સાથે દૈવી વૃત્તિઓને મોટી લડાઇ લડવી પડે છે. તેથી એ લડાઈમાં જો ફતેહ મળે, તો અમૂલ્ય લાભ મેળવી શકાય છે. માટે એવી રીતે પોતાની ભૂલો દૂર કરવા સારૂ તેની સાથે લડાઇ કરવી, તેનું નામ સાચું તપ છે. કારણ કે જે પોતાની ભૂલો ઉપર ગુસ્સો ચડાવે છે, તેની ઉપર પ્રભુ ગુસ્સે થતો નથી. માટે ભાઇઓ અને બહેનો ! તુરત લાભ મળે તેવું આ જાતનું તપ કરતાં શીખો ! આ જાતનું તપ કરતાં શીખો !

---

## ૩૧ : જેમ ચોર ઉપર અને વ્યભિચારી ઉપર આપણે ગુસ્સો કરીએ છીએ, તેમ આપણા મનમાં ઊઠતા વિકારો ઉપર ગુસ્સો કરવો, તેનું નામ તપ છે.

[ 'સ્વર્ગનાં રત્નો' નં. ૮ ]

બન્ધુઓ ! જમાનો ફરી ગયો છે, લોકોના આચારવિચાર બદલાઇ ગયા છે, લોકોના શરીરના બંધારણમાં ફેરફાર થઇ ગયા છે, આપણા ખોરાક તથા પોશાક બદલાઇ ગયા છે, અને આપણા ધર્મ સંબંધી વિચારો પણ દહાડે દહાડે બદલાતા જાય છે. માટે આપણી તપ કરવાની રીતિ પણ સુધારવી જોઇએ, અને તેમાં પણ જમાનાને અનુસરતા ફેરફાર કરવા જોઇએ. કારણ કે ઇશ્વરકૃપાથી હાલનો જમાનો અંધશ્રદ્ધાનો નથી પણ બુદ્ધિબળનો છે. એટલે આપણે હવે વગર મફતનાં ધરાર ઊભાં કરેલાં કષ્ટ દેહને આપવાનાં નથી, અને એવાં કષ્ટોને તપ સમજવાની ભૂલ કરવાનો હવે વખત નથી. વિના કારણ મનમાં રીબાયા કરવું ને શાસ્ત્રથી વિરુદ્ધ રીતે દેહને દુઃખ દીધા કરવું

તેનું નામ કાંઇ તપ નથી; પણ ધર્મના નિયમો સમજીને, શાસ્ત્રના હેતુઓ સમજીને, તથા ઇશ્વરની ઇચ્છાઓ અને તેની પ્રેરણાઓ જાણીને તે પ્રમાણે વર્તવું, અને તેમાં કાંઇ ભૂલ થતી હોય તો એ ભૂલ છોડવા સારૂ મનની અંદરથી એક જાતનો તરફડાટ મચાવવો તેનું નામ તપ છે. મતલબ કે જેમ ચોર ઉપર આપણે ગુસ્સો કરીએ છીએ, જેમ વ્યભિચારી ઉપર આપણને ગુસ્સો આવે છે, જેમ હિંસા કરનારાઓ તરફ આપ-ણને તિરસ્કાર ઊપજે છે, જેમ દારૂડિયાઓને આપણે ધિક્કારીએ છીએ, અને જેમ જુગારીઓની સોબતથી આપણે દૂર રહેવા ઇચ્છીએ છીએ, તેમજ આપણા મનમાં જે જે જાતની બૂરી વાસનાઓ જાગે અથવા જે જે પ્રકારના માઠા વિચારો આવે, તે દરેક વિચારની તથા દરેક લાગણીની સામે થવું, તેની ઉપર ગુસ્સો કરવો અને એ ભૂલોને દૂર કરવા સારૂ અંતરમાં એક પ્રકારનું હુલ્લડ મચાવવું, અને એ હુલ્લડની ગરમીમાં થોડા વખત સુધી મનને તથા શરીરને બાળવું; એવી રીતે પશ્ચાત્તાપ કરીને પવિત્ર થવું, તેનું નામ તપ છે. જ્યાં સુધી આવી રીતનાં તપ કરતાં આવડે નહિ, સમજ વાપરી તપ કરતાં આવડે નહિ, શાસ્ત્રને બાજુમાં રાખીને તપ કરતાં આવડે નહિ અને પોતાની ઉન્નતિ થાય તેવી રીતે તપ કરતાં આવડે નહિ, ત્યાં સુધી એકલા ઉપવાસ કરવાથી, એકટાણાં કરવાથી, ધૂણી તાપવાથી, કે બાલ રખાવવાથી, કાંઇ તપ વધી જાય નહિ; અને એવા તપથી કાંઇ મોક્ષનો આનંદ મેળવી શકાય નહિ. માટે ભાઈઓ અને બહેનો! જો આવું તપ કરવું હોય તો મનમાં જ્યારે કોઇપણ જાતના ખરાબ વિચાર ઊઠે અથવા કોઇપણ જાતની

પાપી વાસના જાગે ત્યારે તે દૂર કરવા સારૂ તેની સાથે સખ્ત રીતે હુલ્લડ મચાવવું. એમ કરવાથી પાપવાસના નાબુદ થશે. એમ કરવાથી અંતર પવિત્ર થશે. એમ કરવાથી આગળ વધવાનો રસ્તો મળશે. એમ કરવાથી અંતરમાં ઊંડું ઊતરતાં આવડશે. એમ કરવાથી એવી જાતના ખરાબ વિચારો ઉપર તથા ખરાબ વાસનાઓ ઉપર ધીરે ધીરે અંકુશ રાખવાનું બળ આવશે, અને એમ કરવાથી ઘણી જાતનાં પાપો બહુ સહેલાઈથી એની મેળે ઓછાં થઈ શકશે. અને એ પછી સ્વાભાવિક રીતે જ પ્રભુના રસ્તા તરફ ચાલી શકાશે, અને તેથી અંતે કલ્યાણ થશે. જે વખતે ખરાબ વિકારોની સામે થશો તે વખતથી જ તમારામાં એક જાતનું બળ આવશે, તથા એક જાતની કુદરતી તેજી આવશે, અને યાદ રાખજો કે આ બધું થાય તેનું જ નામ તપ છે. માટે હવે તો તુરત ફળ મળે અને પ્રત્યક્ષ ફળ મળે તેવાં આવી જાતનાં જૂનામાં જૂનાં ને સુધરેલામાં સુધરેલાં તપ કરો ! તપ કરો !

---

## ૩૨ : પથરા ફેંકાય પણ તેથી ડરવું નહિ

[ 'સ્વર્ગના પ્રકાર' નં. ૫૪ ]

એક બહુ સારા સદ્દગુરુ હતા. તેમની વૃત્તિ બહુ સારી હતી. તેમનો ઉપદેશ બહુ અસરકારક હતો અને તેમની રહેણી-કરણી બહુ ચોખ્ખાઇભરેલી હતી. તેથી ઘણા લોકો તેમને બહુ માન આપતા હતા અને પ્રેમભાવથી તેમનો ઉપદેશ સાંભળતા હતા. પણ એ ગુરુનું માન વધતું જાય, તેની પાસે ધન વધતું જાય, તેના શિષ્યો વધતા જાય અને તેની કીર્તિ વધતી જાય એ જોઇને ઘણાએ અદેખા માણસો વિના કારણ પોતાના મનમાં બળ્યા કરતા હતા અને બીજાઓની પાસે તે ભગતની નિંદા કર્યા કરતા હતા. એ જોઇને કોઈ એક સારા માણસે તે ભગતને કહ્યું કે:-" મહારાજ તમે આટલી બધી ચોખ્ખાઇથી રહો છો, આટલું બધું પવિત્ર જીવન ગાળો છો, આટલી બધી ઉદારતા રાખો છો, આટલું બધું નિસ્પૃહીપણું રાખો છો અને લોકોને સુધારી ભગવદ્દ માર્ગમાં લઇ જવા માટે આટલી બધી મહેનત કરો છો છતાં પણ કેટલાક લોકો તમારી નિંદા કેમ કરે છે ? એનું કારણ મને કહો. "

એ સાંભળીને તે ભક્તરાજ મહારાજે કહ્યું, કે ભાઇ ! જે ઝાડ સૌને નજરે પડે એવાં, રસ્તા ઉપર, આવેલાં હોય અને વળી તે ઝાડમાં ફળ લાગેલાં હોય તથા તે ફળ પાકતાં હોય તેની ઉપર છોકરાંઓ પથરા ફેંકયા વિના રહે જ નહિ, તેમ જ જે ધર્મગુરુઓ છે, જે ઉપદેશકો છે, જે વકતાઓ છે, જે હરિકથા

કરનારાંઓ છે અને જે જાહેર કામોમાં આગેવાનીભર્યો ભાગ લેનારાંઓ છે, તેઓ જલદીથી સર્વની નજરે ચડે તેવાં રસ્તા ઉપરનાં ઝાડ જેવાં છે અને તેમની ઉપર કીર્તિરૂપી ફળો આવતાં જાય છે. એટલે એ ઝાડો ઉપર લોકો પથરા ફેંક્યા વિના રહે જ નહિ; કારણ કે કીર્તિનાં ફળ તોડી પાડવાનું એવા અદેખા લોકોને બહુ ગમે છે, તેથી વિના કારણ તેઓ તો એમ કરવાના જ; માટે એવા નિંદકોના બોલવા સામે કાંઇ જોવાય નહિ. કોઇ પણ સારા કામમાં કે સારાં માણસો ઉપર પોતાની ખરાબ વાણીના પથ્થરો ફેંકવા એ તો તેઓનો સ્વભાવ જ હોય છે. એમાં કાંઇ ધર્મગુરુઓનો, વકતાઓનો કે જાહેર કામો કરનારા સજ્જનોનો ખરેખરો વાંક હોતો નથી. જો તેઓનો કાંઇ પણ વાંક હોય તો તે એટલો જ છે કે તેઓ દિનપ્રતિદિન વધારે જાહેરમાં આવતાં જાય છે અને તેઓની કીર્તિ વધતી જાય છે. એટલા જ સારૂ અદેખાઓ તેમની નિંદા કર્યા કરે છે; પણ ખરી રીતે જોતાં એ નિંદામાં કાંઇ સત્ત્વ હોતું નથી. માટે એવાં પેટબળેલાં માણસોના બોલવા સામે જોઇ પોતાની ફરજો બજાવવામાં ઢીલા પડવું નહિ કે એવાં નબળા મનના છોકરવાદી માણસોથી ડરી જવું નહિ; પણ જ્યારે એવી નિંદા થાય અને એવી રીતે પથરા ફેંકાય ત્યારે પ્રભુએ હવે મને પોતાની સેવા કરાવવા માટે અંગીકાર કરેલો છે, એમ સમજી રાજી થવું જોઇએ અને બેવડા ઉત્સાહથી કામ કરવું જોઇએ; કારણ કે જે નમાલાં માણસો હોય તેની નિંદા થતી નથી, જે દુઃખી માણસ હોય તેની નિંદા થતી નથી, જે કંગાલ માણસો હોય તેની નિંદા થતી નથી અને જે ગાડરિયા પ્રવાહ પ્રમાણે ચાલનારા પ્રવાહી જીવો જેવાં

માણસો હોય તેઓની નિંદા થતી નથી; પણ જે માણસ બીજાંઓની આંખમાં ખૂંચે તેવો હોય તેની નિંદા થાય છે; જે માણસ પોતાનાં બીજાં ભાઇબ્હેનો કરતાં વધારે આગળ નીકળી જાય તેની અદેખાઇ થાય છે; જે માણસ બીજા સામાન્ય લોકોના કરતાં માનમાં તથા કીર્તિમાં વધારે ફાવી જાય તેની અદેખાઇ થાય છે અને જે માણસ પોતાના બીજા પાડોશીઓ કરતાં કોઇ પણ બાબતમાં ખાસ આગળ નીકળી જાય તેની અદેખાઇ થાય છે; અને એવી અદેખાઇને લીધે તેઓની નિંદા થાય છે. માટે જ્યારે એવી જાતની નિંદા થાય ત્યારે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ અને ખુલ્લા દિલે એમ પ્રાર્થના કરવી જોઇએ કે હે પ્રભુ! તને ધન્ય છે! મારા જેવા ગરીબ અને નાલાયક માણસને એવો ઊંચે ચઢાવ્યો કે આ બિચારાંઓને મારી તરફ પથરા ફેંકવા પડે છે. ધન્ય છે! પ્રભુ તને ધન્ય છે! તારો ઉપકાર હું કેવી રીતે માનું? આવી રીતે જે સાચા ભકતો છે તેઓ તો જ્યારે પોતાની ઉપર પથરા ફેંકાય ત્યારે પ્રભુનો ઉપકાર માને છે અને એમ સમજે છે કે અમારી નિંદા એ અમારી ફતેહનું કારણ છે; પણ તેમાં એટલું ધ્યાન રાખવું જોઇએ કે કોઈ પણ જાતનાં ભૂલભરેલાં કામો થવા દેવાં નહિ; પણ જેમ બને તેમ પવિત્રતાથી અને ભલાઇથી જિંદગી ગાળવી અને તેમ છતાં જે દ્વેષ થાય તથા જે નિંદા થાય તે ઉપકાર માનતે માનતે સહન કરવાં, એ જ ખૂબીની વાત છે અને એ જ ખરા ભગતોનું લક્ષણ છે. માટે હે હરિજનો! તમારી ભકિત માટે તમારી નિંદા થાય ત્યારે તમે દિલગીર થશો મા; પણ એ વખતે તો ઊલટું પ્રભુનો ઉપકાર માનજો અને દિનપ્રતિદિન પોતાનાં સિદ્ધાંતોમાં આગળ વધી શકાય તેમ કરજો, એજ અમારાં ભલામણ છે.

---

## ૩૩ : બહારથી માણસો ગમે તેટલાં સારાં થાય પણ અંતરમાં તો સૌ થોડાઘણાં બગડેલાં જ હોય છે.

[ 'સ્વર્ગની સડક ' નં. ૫૪ ]

એક અથાણાંવાળો હતો. તેને ત્યાં ઘણી જાતનાં અથાણાં હતાં. એ અથાણાં તેણે જુદી જુદી જાતની બરણીઓમાં રાખેલાં હતાં. તેમાં કોઇ બરણી પીળી હતી, કોઇ બરણી સફેદ હતી; કોઇ બરણી લીલા રંગની હતી, કોઇ બરણી તપખીરિયા રંગની હતી, કોઈ બરણી કાળી હતી ને કોઇ બરણી ભૂરા રંગની હતી, એટલું જ નહીં પણ તેમાંથી કોઇ બરણી ચીનાઇ માટીની હતી, કોઇ બરણી ફ્રેંચ પાલીસવાળી હતી, કોઇ બરણી વિલાયતી હતી, કોઇ બરણી જરમનીની હતી, કોઇ બરણી કાશીની હતી, અને કોઇ આફ્રિકાની હતી. એ બધી બરણીઓ એક દિવસ વાદવિવાદ કરવા લાગી. જેમકેઃ—

તેમાંથી એકે કહ્યું કે, હું કાશીમાં બનેલી છું માટે ઉત્તમ છું. ત્યારે બીજીએ કહ્યું કે, તું તો જંગલી જેવી લાગે છે, મારી ઉપરની જરા પાલીસ તો જો, હું પેરીસમાં બનેલી છું ! ત્યારે

ત્રીજીએ કહ્યું કે, હું કાચની બનેલી છું ને જરમનીથી અહીં આવેલી છું. ત્યારે ચોથીએ કહ્યું કે, મારી ઉપરનાં ચિત્રો તો જુઓ! અને મારો સુંદર રંગ તો જુઓ! હું જાપાનથી અહીં આવેલી છું. ત્યારે પાંચમીએ કહ્યું કે, તરો બધાં મરડાટ શેનો કરો છો? તમે સા ઘડીકમાં ભાંગી જાઓ તેવાં છો, ભલે હું કાળી છું પણુ મારામાં મજબૂતી કેટલી છે, એ તો જરા જુઓ! અને તમે સૌ પરદેશી છો, પણુ હું તો આ દેશની જ છું, માટે તમારા કરતાં હું શ્રેષ્ઠ છું. આવી રીતે બરણીઓ અંદર અંદર વાદવિવાદ કરવા લાગી. બરણીઓનો આ કજિયો સાંભળીને બરણીવાળાને ગુસ્સો લાગ્યો, તેથી તેણે કહ્યું કે,

રાંડો! બહારની સફાઇ સારૂ ને બહારના દેખાવ સારૂ શું લડી મરો છો? જરા અંદર તો જુઓ! તમારી સૌની અંદર અથાણું ભરેલું છે, અને અથાણુામાં તો મીઠું, મરચાં, તેલ, ખટાશ વગેરે ચીજો હોય છે, એ સામે જોતાં નથી અને બહારની સફાઇ ઉપર શું મરો છો? જરા અંદર તપાસો તો ખરાં! એ સામે જોશો તો બધાનું પોત ઉઘાડું થઇ જશે. માટે તમારી અંદર રહેલાં તેલ, મરચાં, લીંબુ, હીંગ ને મીઠા સામે જુઓ! આ સાંભળીને બધી બરણીઓ શરમાઇ ગઇ ને ચૂપ થઇ ગઇ.

આ દાખલો આપીને એક મહાત્મા હરિજનોને એમ સમજાવતા કે બંધુઓ! કેટલાક લોકો મુંડ મૂંડાવવાથી પોતાને મોટા સમજે છે કેટલાક લોકો જટા રખાવવાથી પોતાને મોટા સમજે છે. કેટલાક લોકો મોટી મોટી માળાઓ પહેરવાથી જ પોતે પવિત્ર બની ગયા છે એમ સમજ્યા કરે છે. કેટલાકો-ખૂબ

ગોપીચંદન ચોપડવાથી જ પોતાનામાં કાંઇક આવી પડયું છે એમ માન્યા કરે છે. કેટલાક લોકો અમુક જાતનાં તિલકો કરવાથી જ અમે શ્રેષ્ઠ છીએ એમ સમજ્યા કરે છે. કેટલાક લોકો સાધુપણાનું અભિમાન રાખ્યા કરે છે. અને કેટલાક લોકો કાંઇ તપ કરતા હોય, વ્રત કરતા હોય, જપ કરતા હોય, તીર્થ કરતા હોય, દાન કરતા હોય, કે અમુક પુસ્તકનો કે અમુક સ્તોત્રોનો પાઠ કર્યા કરતા હોય તેને લીધે જ તેઓ પોતાને મોટા ભગત સમજ્યા કરે છે. પણ તેઓ કોઇ પોતાના અંતર તરફ જોતા નથી. જો પોતાના અંતર તરફ જુએ તો તુરત જ તેઓને ખબર પડી જાય કે, જેમ જુદી જુદી જાતની બરણીઓની અંદર તેલ, મરચાં, લીંબુ, હીંગ, મીઠું, મરી, વગેરે વસ્તુઓ ભરેલી હોય છે, તેમજ અમારી અંદર પણ કામ, ક્રોધ,લોભ,મદ,મોહ, અદેખાઇ વગેરે ઘણી જાતના દુર્ગુણો ભરેલા છે અને તેમ છતાં પેલી બરણીઓ જેમ બહારથી પોતાની શોભા માટે મોટી ખુમારી કરતી હતી તેમ જ અમે પણ અમારા બહારના આડંબરોને લીધે, બહારના વેશોને લીધે, બહારના ફેરફારોને લીધે, અને બહારના દેખાવોને લીધે ફોગટના અભિમાનમાં રહી જઇએ છીએ. કારણ કે બહારની સફાઇવાળી બરણીઓમાં પણ જેમ ખારાં ખાટાં અથાણાં ભરેલાં હોય છે તેમ જ અમારા અંતરમાં પણ મીઠાં, મરચાં, તેલ અને ખટાશ રૂપી કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકારો રહેલા છે..માટે કોઇ પણ સાધુઓએ, સંન્યાસીઓએ, જતિઓએ, સેવડાઓએ, ખાખીઓએ, બ્રાહ્મણોએ, પંડિતોએ ભગતોએ, મંદિરના પૂજારીઓએ, ધર્મગુરુઓએ, અને એવા જ બીજા દરેક માણસે યાદ રાખવું જોઇએ કે, ભલે અમે બહારથી

ગમે તેવા રૂડા દેખાતા હોઇએ તોપણ જ્યાં સુધી અંતરમાંથી વિકારો ગયા નથી ત્યાં સુધી તો સૌએ સરખાં જ છીએ. અને તેમ છતાં અમે સારાં ને તમે ખરાબ, અમે ઊંચાં ને તમે નીચાં, અમે જૂનાં ને તમે નવાં, અને અમે પવિત્ર ને તમે અપવિત્ર, એમ કરી પેલી બરણીઓની પેઠે ફોગટનાં લડી મરીએ છીએ. માટે બંધુઓ ! આવી ભૂલ ન થાય એ સંભાળજો, અને એમ સમજી લેજો કે, બહારથી ગમે તેવા જુદા જુદા દેખાવના હોઇએ પણ જ્યાં સુધી અંતરમાંથી વિકારો ગયા નથી ત્યાં સુધી સૌ સરખાં જ છીએ. એમ સમજી જેમ બને તેમ એક બીજા વચ્ચેનો કલેશ દૂર થાય તેમ કરવાની કોશિશ કરજો, અને જેમ અંતરમાંથી વિકારો ઓછા થાય તેમ કરવાની મહેરબાની કરજો, એ જ અમારી વિનંતિ છે.

---

# ૩૪ : વિકારો ઓછા કરવાનો ઉપાય

[ 'સ્વર્ગનો ખજાનો ' નં. ૧૭ ]

દરેક મહાત્મા અને આખી દુનિયાનાં કુલ ધર્મશાસ્ત્રો વારે વારે, ફેરવીને એની એ જ વાત કહે છે કે, 'તમારા મનને કબજામાં રાખો.' કારણ કે મનને કબજામાં રાખવું એ જ ધર્મનું તત્ત્વ છે. મનને કબજામાં રાખવા સારુ જ ધર્મની બધી જાતનાં ક્રિયાઓ છે. મનને જીતે તે જ જગતને જીતી શકે છે. મન વડે કરીને જ આપણે મનુષ્ય છીએ; અને મહા રિદ્ધિ સિદ્ધિ આપનારો તથા આત્મા પરમાત્માની એકતા કરનારો જે યોગ તે યોગની ચાવી પણ મનને રોકવું એ જ છે. આવી રીતે મનને રોકવું એ જ મુખ્ય વાત હોવાથી આખી દુનિયાનાં કુલ શાસ્ત્રો એનો એ જૂની વાતને ફેરવી ફેરવીને નવા નવા રૂપમાં કહે છે. અને તોપણ અજાયબી તો જુઓ કે, કોઈક જ માણસ મનને રોકી શકે છે. કારણ કે મનનો સ્વભાવ એવો છે કે, તે અતિશય ચંચળ છે, બહુ ગુણવાન છે, બહુ મોટું છે, નીચાણ તરફ દોડી જનારું છે, અને જેવા સંગમાં આવે તેવું થઈ જનારું છે. જેમ દીવાની આડો જે જાતના રંગનો કાચ ધરીએ તે જાતનો પ્રકાશ તે આપે છે, તેમ મન પણ જે જે વિષ-

ચોના સંબંધમાં આવે છે તેવો તેવો રંગ પકડી લે છે. એટલું જ નહિ પણ મન અતિશય ચંચળ સ્વભાવનું છે, તેથી તે ક્ષણ પણ નવરૂં રહી શકતું નથી. એથી ઊલટું, દેહ એવા સ્વભાવનો છે કે, તેને ખાસ ફરજ પડયા વિના કાંઇ પણ કામ કરવું ગમતું નથી. આ બે વિરૂદ્ધ શકિતઓનો સંયોગ થવાથી પરિણામ એ થાય છે કે, મન બહુ દોડે છે, પણ દેહની સુસ્તીને લીધે તે ધારેલું કામ કરી શકતું નથી. એટલું જ નહિ પણ વળી તે પોતે બહુ જ ચંચળ સ્વભાવનું હોવાથી એકને એક વિષયને પકડી શકતું નથી. ઘડીએ ઘડીએ તેને નવા નવા વિષયો જોઇએ છે, પણ પોતાની ચંચળતાને લીધે એકે વિષયમાં તે પૂરેપૂરૂં ઊંડું ઉતરી શકતું નથી અને તોપણ દરેક બાબતમાં ફૂદકા માર્યા કરે છે. આવી અસ્થિરતા વચ્ચે પણ તે નવરૂં રહી શકતું નથી. ત્યારે આપણે દેહને આધીન થયેલા હોવાથી મનને તેના પ્રમાણમાં કામ આપી શકતાં નથી. તેથી પરિણામ એ થાય છે કે, મન આગલા પાછલા જૂના વિકારો સાથે રમ્યા કરે છે, અને એમાં જ મશગુલ રહે છે. મનનો આવો સ્વભાવ છે માટે આપણે આપણી જરાક બેદરકારીથી વિના કારણ મન વડે બહુ જ પાપ કરી નાખીએ છીએ. મનથી જેટલાં પાપ કરીએ છીએ તેના પ્રમાણમાં દેહથી બહુ જ ઓછાં પાપ થાય છે. કારણ કે દેહથી તો અનુકૂળતા પ્રમાણે ને આજુબાજુના સંજોગ પ્રમાણે કામ થાય છે. તેને બીજાંઓની શરમમાં દબાવું પડે છે, સરકારના કાયદાઓને માન આપવું પડે છે, દુનિયાદારીના વિવેક સાચવવા પડે છે, અને તે ઘડીકમાં બગડી જાય તેવું છે માટે તેની તંદુરસ્તી સાચવવી પડે છે. પણ અંતરમાંથી ઊઠતા વિકારો

સાથે મનમાં ને મનમાં મન રમ્યા કરે એમાં તેને એવી કોઇ જાતની અડચણ નડતી નથી, તેથી તે ઘણાં વધારે પાપો કરી શકે છે. માટે તેને સાચવવાની ખાસ જરૂર છે, ને તે સારૂ જ દુનિયાના બધી જાતના ધર્મો ને બધી જાતની ક્રિયાઓ છે. છતાં પણ આપણાં મન આપણા કબજામાં રહેતાં નથી. માટે તેને રોકવા સારૂ મહાત્માઓ કહે છે કે, જે તમને ગમતાં હોય તે કોઇ પણ જાતનાં ભલાં કામોમાં મનને રોકેલું રાખો; જરાવાર પણ તેને નવરૂં રહેવા દો મા. યાદ રાખજો કે જ્યારે તે નવરૂં હોય ત્યારે જ વિકારો સાથે રમ્યા કરે છે; કારણ કે તે ચંચળ હોવાથી નવરૂં રહી શકતું નથી. પણ જો તેને ગમતાં હોય એવાં કામોમાં રોકી રાખ્યું હોય તો પછી તે હલકી જાતના વિચારોમાં રચી પચી રહી શકતું નથી. માટે મનને રોકવાનો સૌથી સહેલો ઉપાય એ જ છે કે, તેને જરાવાર પણ નવરૂં રહેવા દેવું નહિ, પણ સદાય ભલાં કામો કરવામાં રોકી રાખવું. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આસન, પ્રાણાયામ, ધારણા, ધ્યાન, વ્રત, તપ, જપ, યજ્ઞ, તીર્થ, અને દેવપૂજા આદિ ધર્મનાં કામમાં મનને રોકી શકાય તો એથી બહુ ઉત્તમ રીતે મન વશ થઈ શકે છે. પણ હાલમાં જમાનો ફરી ગયો છે. હાલનાં માણસોની પ્રકૃતિ નાજુક થઇ ગઇ છે. હાલમાં બધી જાતની સાંસારિક ઉપાધિઓ બહુ વધી ગઇ છે. અને હાલમાં આખી દુનિયામાં શ્રદ્ધા ઓછી થઇ ગઈ છે. માટે હાલની પ્રજાનો મોટો ભાગ અસલના નિયમો ઉપર ચાલી શકે તેમ નથી. માટે મનમાં ઊપજતા બૂરા વિકારોથી બચવા સારૂ આપણે આપણી આંતરવૃત્તિની પ્રેરણા પ્રમાણે, આપણા કુદરતી શોખ પ્રમાણે, આપણા ભાઈબંધોની જરૂરિયાત

પ્રમાણે અને આપણી આજુબાજુના સંજોગો પ્રમાણે આપણે આપણા મનને ભલાં કામોમાં રોકેલું રાખવું જોઈએ. પછી એ કામો ગમે તો ધર્મનાં હોય, ગમે તો દેશહિતનાં હોય, ગમે તો રાજ્યનાં હોય, ગમે તો સંસારસુધારાનાં હોય, ગમે તો હુન્નરકળા ખીલવવાનાં હોય, ગમે તો વેપાર વધારવાનાં હોય, ગમે તો દેશાવરનો રસ્તો ખુલ્લો કરવાનાં હોય, ગમે તો ગરીબ ખેડૂતોની સ્થિતિ સુધારવાનાં હોય, ગમે તો અનાથ પ્રાણીઓ ઉપર દયા કરવાનાં હોય, ગમે તો આપણા વટલી જતા ભાઈબંધોને પાવન કરવાનાં હોય, ગમે તો કેળવણીનાં હોય, ગમે તો નવીન શોધખોળ કરવાનાં હોય, ગમે તો દુઃખીઓને મદદ કરવાનાં હોય, અને ગમે તો પોતાની સ્થિતિ સુધારી આત્માનાં કલ્યાણ કરવાનાં કામો હોય, પણ કોઈ પણ રીતે એવી જાતનાં ભલાં કામોમાં મનને સદાય રોકી રાખવું જોઈએ, તો પાપથી બચી શકાશે. એ વિના માનસિક પાપથી બચવાનો હાલના જમાનામાં બીજો સહેલો ઉપાય નથી. માટે ભાઈઓ અને બહેનો! મનને જીતવા સારૂ મહાન પ્રભુને અર્થે સદાય ભલાં કામોમાં મન રોકાયેલું રહે એવી તજવીજ કરો!

---

## ૩૫ : આપણે રબર જેવા છીએ

[ ' સ્વર્ગનો ખજાનો ' નં. ૧૮ ]

રબર તો તમે ઘણી વખત જોયું હશે. એમાં એવો ગુણ છે કે, જેમ જેમ તેને તાણીએ તેમ તેમ તેના પ્રમાણમાં તે લાંબું લાંબું થતું જાય છે. પણ જ્યારે તેને છોડી દઇએ ત્યારે તે પાછું જેવડું હતું તેવડું થઇ જાય છે. આવી જ રીતે જે માણસોને મહાન પ્રભુના પવિત્ર નામની તાળી લાગી નથી, જેને મહાત્મા સુરદાસે કહેલી ગોપીઓની કાળી કામળીઓના જેવો ભક્તિનો પાકો રંગ લાગ્યો નથી, અને જેણે પ્રભુપ્રેમના અલૌકિક લહાવ લીધા નથી, તે પણ રબરના જેવા છે. કારણ કે જ્યારે તેઓ હરિકથામાં જાય છે, જ્યારે તેઓ પાઠપૂજા કરવા બેસે છે, જ્યારે તેઓ ધર્મનાં ભાષણો સાંભળવા જાય છે, જ્યારે તેઓ કોઈ જ્ઞાની સાધુ સંતને કે પવિત્ર ભક્તને મળે છે, અને જ્યારે તેઓને સ્મશાન–વૈરાગ્ય ઊપજે છે, ત્યારે એટલો વખત તેઓ બહુ ડાહ્યા બની જાય છે. એ વખતે તેઓને લાગે છે કે, “ માયામાં માલ નથી, કાયાનો ભરૂસો નથી, પાપ કરીએ છીએ તે ભોગવવાં પડશે, માટે તેથી બચાય તો ઠીક. હવે

આપણને આવા કામ શોભતા નથી. મારા દેખતાં ઘણા જણા સુધરી ગયા પણ હું હજી 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવો રહ્યો છું; માટે મારે પણ હવે કાંઇક કરવુ જોઇએ. જિંદગીનો ભરોસો નથી, મારા દેખતા મારી ઓળખાણવાળા ઘણા ય માણસો મરી ગયા તેમ આપણે પણ મોડા વેહેલા એક દિવસ ખપી જશું, માટે હવે તો કાંઇક ઠેકાણે આવી જઇએ તો ઠીક. લોકોમા હુ ડાહ્યો ગણાઉં છું, મારા માન આબરૂ પણ સારી રીતે છે પૈસા માટે પણ વખત પ્રમાણે ગાડુ ચાલ્યું જાય છે અને લોકોમા હું બહુ સારો માણસ ગણાઉં છું. પણ હજી મારા મનમાથી બૂરા વિચારો, જરાક આડું ઊભું કરી દેવાની ગણત્રીઓ, અ તરના ઊંડાણમા ભરી રાખેલી જૂની વાસનાઓ, અને મારૂ તારૂં મટતુ નથી બાપદાદાના વખતના જૂના વૈર હજી યાદ આવી જાય છે હજી માનપાનની ઇચ્છા મદારીના વાંદરાની પેઠે મને નચાવ્યા કરે છે હજી મારા લોભનો કયાય થોભ દેખાતો નથી હજી પણ મનને મોહિત કરે તેવી લાલ ચોમા લલચાઇ જવાય છે, અને હજી પણ સાચી ભકિત કરવા માટે જે ઠરાવ હુ કરૂ છુ તે પાળી શકાતો નથી હે પ્રભુ! આવી મારી સ્થિતિ છે આમાથી તું બચાવે ત્યારે બચી શકાય તેમ છે તારી કૃપા વિના મારા આરા આવે તેમ નથી આવી રીતે સત્સ ગ વખતે મનમા વિચારો આવે છે, પણ એ વખત જાય ને કામકાજમા પડીએ ત્યારે પાછા હતા તેવા થઈ જઇએ છીએ. એ વખતે બધુ ભૂલી જઇએ છીએ અને કદી કાંઇક યાદ આવે તોપણ તે પાળી શકતા નથી."

ભાઇઓ! વિચાર કરો કે, આમ થાય તે કેટલું બધું

ખોટું ? લાબું થઇને પાછુ ટૂંકું થઇ જવું, એ રબરને પાલવશે, પણ કાઈ આપણુને પાલવશે ? કારણ કે રબર તો જડ છે, અને લાબુ ટૂકુ થવું એ તેનો કુદરતી ગુણ છે. એ ગુણથી તે જગતમા બહુ ઉપયોગી થઇ શકે છે. પણ આપણે તો ઇશ્વરના કૃપાપાત્ર ઉત્તમ મનુષ્ય છીએ માટે જો એમ લાબા ટૂંકા થયા કરીએ, એટલે કે ઉપર ચડીને પાછા ઊતરી જઇએ તો આપણી એ નાલાયકી ગણાય. આપણને પાછળ પડવા માટે પ્રભુએ અહીં નથી મોકલ્યા, પણ આગળ વધવા માટે ઉત્તમ મનુષ્યઅવતાર, પવિત્ર રૂડો ધર્મ ને અનુકૂળ સંજોગો આપેલા છે. માટે ભાઇઓ ! ચેતો, અને છેવટ સુધી રબર જેવા નહિ રહેતા જિંદગીની સાર્થકતા થાય તેમ કરો !

---

## ૩૬ : તોપનો ગોળો ત્રણ ચાર માઇલ સુધી જાય પણ અન્નનો ગોળો તો સ્વર્ગ સુધી જાય છે.

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૬૭ ]

દાનની મહત્તા કેટલી બધી છે, એ તમોને ખબર છે? એક સાધુએ કોઇને પૂછયું કે ભાઇ, વધારેમાં વધારે કેટલે દૂર સુધી ઘા પહોંચી શકે? ત્યારે તે માણસે કહ્યું કે, સાધારણ ઘા સો હાથ સુધી, ને ગોફણથી ઘા ફેંકયો હોય તો ત્રણસો હાથ સુધી પહોંચી શકે. સાધુએ પૂછયું કે, એથી વધારે દૂર જાય એવું કાંઇ છે? ત્યારે પેલા માણસે કહ્યું કે, બંદુકની ગોળી હજાર હાથ સુધી દૂર જાય છે, ને તોપનો ગોળો ત્રણ ચાર માઇલ સુધી જઈ શકે છે. સાધુએ પૂછયું, એથી વધારે દૂર જાય એવું કાંઇ સાધન છે? તે માણસે કહ્યું, નહીં. ત્યારે તે સાધુ મહાત્માએ કહ્યું કે, બેટા, ભૂખ્યા માણસને ખવરાવેલા અન્નનો ગોળો સ્વર્ગ સુધી પહોંચી શકે છે.

દાનની મહત્તા આવી છે. માટે જેને પ્રભુએ આપ્યું હોય તેણે આપવામાં સંકોચ કરવો નહીં. જેઓની પાસે લાચારોને આપવા માટે હોય, તેમ છતાં પણ જે ખરે વખતે મદદ કરતા નથી તેઓ કમનસીબ છે, તેઓ અભાગિયા છે, તેઓ અરસ પરસને મદદ કરવાના ઇશ્વરના મહા નિયમની સામે થનારા છે. તેઓને એ મહા અપરાધ માટે કેવી સખત શિક્ષા થશે એ વિચારતાં અમોને દિલગીરી લાગે છે. પ્રભુ! એવાંઓની ઉપર દયા કર, અને તેઓને દાન કરવાની સન્મતિ આપ!

---

## ૩૭ : દાન આપવાના નિયમો

[ 'સાચું સ્વર્ગ ' પૃ. ૩૧૭ ]

માસ્તરે કહ્યું: તમારે જ્યારે રૂપિયા ખરચવા છે, ત્યારે તો બહુ વિચાર કરીને જેમ તેનો સારામાં સારો ઉપયોગ થાય તેમ કરવું જોઇએ. કારણ કે પૈસા એ કાંઇ ફેંકી દેવાની ચીજ નથી; એ તો જો આવડે તો સાર્થકતા કરી લેવાની વસ્તુ છે. તમને તમારા ગોર અને તમારા જૂના વિચારના પાડોશીઓ બતાવશે કે જાત્રા કરી આવો, ગૌદાન કરો, બ્રાહ્મણો જમાડો, મંદિરોમાં સામગ્રી મોકલો, ને નાતમાં લહાણું કરો, એટલે બસ ! પણ મને તો લાગે છે કે, એટલાંથી કાંઇ તમારી ફરજ પૂરી થયેલી ગણાય નહીં. તમારે તો એ કરતાં કાંઇક વધારે કરી બતાવવું જોઇએ. અમારા હેડમાસ્તર કહેતા હતા કે, હવે તો આપણે જેમ વધારેમાં વધારે ઉપયોગી થઇ શકે તેવી રીતે દાન કરવું જોઇએ. કારણ કે, આપણાં શાસ્ત્રોમાં દાન આપવાને માટે જે પાત્રો કહેલા છે તેવાં જ્ઞાની, તેવાં તપસી, તેવાં નિસ્પૃહી, ને તેવાં લાયક માણસો હાલના જમાનામાં મળી શકે તેમ નથી. આપણાં પુરાણોમાં દાન આપવાની જે જે ચીજો ગણાવેલી છે

તેવી ચાંલ્લેથી હાલના જમાનાનાં માણસોની આંતરવૃત્તિ તૃપ્ત થઇ શકે તેમ નથી. આપણાં શાસ્ત્રોમાં દાન આપવાનાં જે જે સમય ને જે જે સ્થાનો નક્કી કરેલાં છે તે સર્વ પ્રસંગોને હાલના સર્વ લોકો પૂરેપૂરી રીતે જમાનાના ફેરફારને લીધે કબૂલ રાખી શકતા નથી. અને આપણાં શાસ્ત્રોમાં દાન આપવાની જેટલી આજ્ઞાઓ છે તેનો હજારમો ભાગ પણ હાલમાં આપણે પાળી શકતા નથી; માટે આપણી દાનવિધિઓમાં સહેજ ફેરફાર કરવો જોઇએ.

આપણે સમજવું જોઇએ કે, જે વખતે આપણા ઋષિઓએ દાન આપવાના નિયમો બનાવ્યા તે વખતે કાંઇ રેલ્વે ઊપડી જવાની ધાસ્તી નહોતી. તે વખતે કાંઇ હાલની પેઠે "બોલતાં બંધાય ને છીંકતાં દંડાય" તેવા કરોળિયાની જાળ જેવા કાયદાઓ નહોતા. તે વખતે કાંઇ પ્લેગ ને કવૉરેનટાઇન નહોતાં. તે વખતે કાંઇ વિલાયતી દવાઓની બાટલીઓની પધરામણી આપણા દેશમાં થઇ નહોતી. તે વખતે કાંઇ આબકારી ખાતા ને જંગલ ખાતાના કાયદાઓ નહોતા. તે વખતે કાંઇ પરદેશીઓનો એટલો બધો સમાગમ નહોતો. તે વખતે કાંઇ દેશમાં હાલના જેવી દરિદ્રતા નહોતી, અને તે વખતે કાંઈ છપનિયા જેવા ઉપરા ઉપર દુકાળ પડતા નહોતા, તથા તે વખતે કાંઇ હાલના જેવા પ્રપંચી વૃત્તિનાં માણસો નહોતાં. એટલે તેઓના બધા નિયમો નભી શકતા હતા; પણ હાલમાં તો મામલો બધો ફરી ગયો છે. માટે આપણી દાનવિધિમાં જમાના પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે.

હવે તો આપણે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી જોઇએ. નવી શોધ કરી શકે તેવા કારીગરોને મદદ કરવી જોઇએ. નવા નવા રોગ વધતા જાય છે તે દૂર કરવા સારૂ વૈદક શાસ્ત્રને મદદ કરવી જોઇએ. સારાં સારાં પુસ્તકોને ઉત્તેજન આપવું જોઇએ આપણા ધર્મમાંથી જેઓ વટલી જાય છે તેઓને સમજાવીને પ્રાયશ્ચિત કરાવીને પાછા નાતમાં લેવામાં મદદ કરવી જોઇએ. નાતોમાં જે જે જૂલમ છે અને પ્રજામાં જે જે વહેમ છે તે દૂર થાય એવા ઉપાયો લેવામાં ધ્યાન આપવું જોઇએ. ધર્મના જે સેંકડો મતભેદ થઈ ગયેલા છે તે બધા બહારના ઝઘડાઓ છોડી અંતરમાંથી એક થાય એવા પ્રયત્નમાં મદદ કરવી જોઇએ. અમલદારોના જૂલમ ઓછા થાય અને રાજ્યના કર ઓછા થાય તેવી જાતના સરકારના કાયદાઓમાં મદદ કરવી જોઇએ ગરીબ બ્રાહ્મણો કે જેઓનું આપણાં પવિત્ર શાસ્ત્રોમાં અતિશય માન છે, તેઓનાં સંતાનો ઘેરઘેર ભીખ માગે છે અને અતિશય દુઃખી થાય છે, તેઓને ધંધા રોજગારમાં લગાડવામાં મદદ કરવી જોઇએ. આપણાં અતિ ઉત્તમ શાસ્ત્રોના સાચા અર્થ લોકો સમજે એવાં કામમાં મદદ કરવી જોઇએ. ગરીબ બિચારી વિધવાઓ હાડમાર થાય છે તેઓને ભરતાં ગૂંથતાં શીખવવાની, લખતાં, વાંચતાં શીખવવાની ને આબરૂથી ગુજરાન કરી શકે તેવી સગવડ કરી આપવામાં મદદ કરવી જોઇએ. વેપારધંધો ખેડવા માટે લોકો પરદેશ જઈ શકે તેવી બાબતમાં મદદ કરવી જોઇએ અનાથ નિરાધાર છોકરાંઓ કે જેઓ આપણે ગટરમાં ફેંકી દીધેલી પતરાવળીઓમાંથી ભાતના દાણા વીણ્યા કરે છે તેઓને ઉદ્યોગશાળામાં લઇ જવામાં મદદ કરવી જોઇએ. ઘણાએ

ભકિત વિનાના મૂર્ખ સાધુઓ કે જેઓ ભીખ માગવાનું જ કામ કરે છે અને દેશમાં બોજારૂપ છે, તેઓને સુધારવામાં મદદ કરવી જોઇએ. જે નિરાધાર જીવોને આપણે આશરે પ્રભુએ સોંપેલા છે તેઓને બચાવવામાં મદદ કરવી જોઇએ. અને માન આપવાયોગ્ય ખરેખરા સાધુસંત, ધર્મનું તત્ત્વ જાણનારા શાસ્ત્રીઓ, તથા હરિજનોને અને કોઈ પણ જાતના વિદ્વાનોને તથા પોતાના જાતભાઇઓને સૌ લોકોએ જ્યારે અને ત્યારે યથાશકિત મદદ કરવી જોઇએ. એનું જ નામ સત્ય દાન છે. આવી રીતનાં જમાનાને અનુસરતાં દાન કરતાં જો આપણે શીખીશું તો જ આપણે અને આપણી પ્રજા સુખી થઇ શકીશું. માટે ભાઈઓ અને બહેનો! પરમ દયાળુ અનંત બ્રહ્માંડના નાથને રીઝવવા સારૂ જેમ દુનિયામાં ધરમ વધે, આપણા દુખિયારા ભાઇબંધો સુખી થાય, અને આપણો પાયમાલ થતો દેશ આબાદ થાય એવી જાતનાં દાનો કરો! એ આપણાં પવિત્ર શાસ્ત્રોનો ઉપદેશ છે, અને એ ઇશ્વરી આજ્ઞા છે. માટે પ્રભુની કૃપા મેળવવા સારૂ ફળની આશા છોડીને ભગવદ્ પ્રીત્યર્થે જમાના અનુસાર યથાશકિત અવશ્ય દાન કરો, દાન કરો!

---

## ૩૮ : આપણે કેવી જાત્રા કરવી જોઇએ ?

[ 'સાચું સ્વર્ગ' પૃ: ૩૨૦ ]

આવી જાતનાં જમાનાને અનુસરતાં બધી જાતનાં દાન એક ઠેકાણે રહ્યાથી બની શકે નહીં. માટે એવી જાતનાં પાત્ર શોધવા સારૂ અને તેઓને આપણી શકિત મુજબ દાન આપવા સારૂ આપણે જાત્રા કરવી જોઇએ, એટલે કે દેશાટન કરવું જોઇએ. કાંઈ માત્ર મૂછો મૂંડાવવા સારૂ જ જાત્રા કરવા જવાનું નથી, પણ આપણામાં દીનતા લાવવા સારૂ જાત્રા કરવા જવાનું છે. ઠેકાણે ઠેકાણે ટાઢે પાણીએ નહાવા સારૂ જ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ ભગતોનાં દર્શન કરી તેઓના સત્સંગનો લાભ લઇ આપણાં આચરણો સુધારવા સારૂ જાત્રા કરવા જવાનું છે. ગોરના ચોપડામાં નામ લખાવી આવવા સારૂ જ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ દુખિયાંની સંભાળ લેવા સારૂ જાત્રા કરવા જવાનું છે. લોટનાં પીંડ મૂકવા સારૂ જ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ પ્રભુને આપણા અંતઃકરણના પીંડનું દાન આપવા સારૂ જ જાત્રા કરવા જવાનું છે. ભૂખ્યાં તરસ્યાં રહીને અગવડો ભોગવવા સારૂ જ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ બીજાંઓની અગવડો દૂર કરવા સારૂ જ જાત્રા કરવા જવાનું છે. હવાફેર કરવા તથા મોજમજા મારવા

સારૂ જ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ ગુણીઓને શોધવા તથા તેઓની સેવા કરીને તેઓની પાસેથી ગુણ શીખવા, અને જે અધિકારી જનો હોય તેઓને આપણા ગુણ કે આપણી વિદ્યા શીખવવા સારૂ આપણે જાત્રા કરવા જવું જોઇએ. આજ દિવસ સુધી આપણે મુએલાંઓના કલ્યાણને માટે જ જાત્રા કરવા જઇએ છીએ, પણ હવે મહાત્માઓનો એવો હુકમ છે કે, મુએલાંઓની સાથે જીવતાંઓનું પણ કલ્યાણ થાય એવી રીતની સાચી જાત્રા કરો. આપણે કાશી, જગન્નાથ, મથુરાં, કે બદ્રીનારાયણને મોટી જાત્રા કહીએ છીએ, પણ હરિજનો કહે છે કે, જ્યાં દુઃખીઓને દિલાસો મળતો હોય, જ્યાં અજ્ઞાનીઓને જ્ઞાન મળતું હોય, જ્યાં ભૂખ્યાંઓને ભોજન મળતું હોય, જ્યાં રોજગાર વિનાનાંને રોજી મળતી હોય, જ્યાં બીમારોની સેવા થતી હોય, અને જ્યાં ધર્મની ને પરમાર્થની ચર્ચા ચાલતી હોય તે જગ્યાઓ જ સૌથી મોટાં તીર્થ છે. આપણે માત્ર જુદાં જુદાં મંદિરોની મોટાઇ ને ઠાઠમાઠ જોવા સારૂ જ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ જુદા જુદા દેશના મહાન વિદ્વાનોનો સત્કાર કરવા સારૂ જાત્રા કરવાની છે. ભાઇબંધીને તોડનારી આભડછેટની તોક ગળામાં ઘાલવા સારૂ જ કાંઇ આપણે જાત્રા કરવા જવાનું નથી, પણ આપણે તો જગતમાં ભાઇબંધી વધારવા સારૂ જાત્રા કરવી જોઇએ; અને આપણે કાંઈ માત્ર જડ મૂર્તિઓનાં દર્શન સારૂ જ જાત્રા કરવા જવાનું નથી, પણ એ મૂર્તિઓની મારફત હૃદયમાં ઉત્તમ ભાવનાઓ ભરવા અને એ ભાવનાઓથી ખીલેલા પ્રભુપ્રેમનો આપણા જીવતા જાગતા ભાઇબંધો ઉપર વર્ષાદ વર્ષાવવા માટે આપણે જાત્રા કરવી

જોઇએ. જો એવી જાત્રા કરી શકીએ તો જ જાત્રાની સાર્થકતા છે. બાકી અંતરમાંથી મૂંડાયા વિના અને મનમાંથી ભીંજાયા વિના ટાઢે પાણીએ નાહી આવીએ ને દાઢી મૂછ મૂંડાવી આવીએ એથી કાંઇ કલ્યાણ થઇ જાય નહીં. માટે તમારા જેવા સમજુ ને શ્રીમંત ગૃહસ્થોએ તો આવી સાચી જાત્રા કરવી જોઈએ. તમારા જેવા આગેવાન માણસો કે જે દેશના સ્તંભ છો ને બીજાંઓને દોરનારા છો, તે પણ જ્યારે રૂઢિના ગાડરિયા પ્રવાહમાં પડયા રહેશો ત્યારે પછી ભારતનો ઉદ્ધાર કેમ થશે ? માટે બીજાંઓ ગમે તેમ કરે પણ તમે તો તમારૂં સાધ્યવો ! બીજાંઓની દેખાદેખીએ સમજતાં છતાં તમે શા માટે કૂવામાં પડો છો ? તમારા જેવા હુશિયાર માણસથી કાંઇ એવી બહારની જાત્રા થાય નહીં. તમારે તો આવી રીતની અંતરની જાત્રા કરવી જોઇએ. બહારના પાણીના ખોબા ભરવામાં જ કાંઇ તમારા જેવાથી રહી જવાય નહીં, તમારે તો આપણા ભાઇબંધોને અર્થે નાણાંના ખોબા ભરવા જોઇએ; અને આપણે તો મહાન પ્રભુને અર્થે આપણાં અંતઃકરણ અર્પણ કરવાં જોઇએ.

---

## ૩૯ : પછી કાંઇ થઈ શકશે નહીં, માટે જે કરવું હોય તે હમણાં જ કરી લો

[ 'સાધુ સ્વર્ગ ' પૃ. ૨૯૯ ]

અમે જોયું છે કે, જેઓ એમ વિચાર કરતા કે અમે જાત્રા જશું ત્યારે ગંગા કિનારે દાન પુણ્ય કરશું, તેઓ જાત્રા જતાં પહેલાં જ ખપી ગયા છે અને કાંઇ કરી શકયા નથી. જેઓ એમ વિચાર કરતા કે અમે પ્રાચીના પીપળાએ નારાયણ–બળી સરાવીને ત્યાં બ્રાહ્મણ જમાડશું, તેઓ ત્યાં જઇ શકયા નથી. એ વખતે કવોરેનટાઇન તથા કોલેરાની ધાસ્તી તેઓને નડી ગઇ છે ને તેથી તેઓ કાંઇ કરી શકયા નથી. જેઓ એમ ધારતા કે, સૂર્યગ્રહણ વખતે કુરૂક્ષેત્રમાં જઇને ખૂબ દાન કરશું, તેઓના મનોરથો પૂરા થયા નથી. તેઓના કુટુંબમાં એવી અડચણો આવી પડી છે કે દસ ગ્રહણો ચાલ્યાં ગયાં તોપણ તેઓ કુરૂક્ષેત્રમાં જઇ શકયા નથી. જેઓ એમ ધારતા કે, બે વરસ પછી વ્રજમાં જઇને જમનાજીને કિનારે સપ્તાહની પારાયણ કરશું અને બે ચાર હજાર રૂપિયા ખરચશું, તેઓનાં એ વખત આવ્યા પહેલાં દેવાળાં નીકળી ગયાં છે, તથા ઘરબાર વેચાઇ ગયાં છે. અને જેઓ એમ ધારતા કે અમે મરતી વખત કાંઇક ઠીક ઠીક કરી જશું, તેઓ એમને એમ મરી ગયા છે, કાંઈ કરી શકયા નથી. ઊલટી તેઓની મિલકત જ્યાંની ત્યાં પડી રહી છે. અને જેના હાથમાં તેના મોંમાં એમ થઈ ગયું છે.

માટે ભાઈઓ ! વધન, વ્યતિપાત, અને ગ્રહણની વાટ જોયા કરવામા ન રહી જાઓ ! શાસ્ત્રમા કહેલા સુપાત્ર મળે તો જ આપીએ એવી આશામા ન રહી જાઓ, અને તીરથે જશું ત્યારે દાન કરશુ એવા વિચારોમા જ નહી રહી જતા જેમ બને તેમ અને જ્યારે બને ત્યારે ખરેખરા લાચારોને પ્રેમપૂર્વક યથાશક્તિ મદદ કરો ! ભલે તે લાચાર નીચ જાતિનો હોય, તમે દાન આપો તે દિવસ પણ જોશીઓના મત પ્રમાણે સારો ન હોય, અને દાન આપવાની જગ્યો પણ તીરથની ન હોય, તોપણ યાદ રાખજો કે પ્રભુને અર્થે આપેલુ વ્યર્થ જતુ નથી અંધારામા સાકર ખાધી હોય તોપણ તે મીઠી લાગ્યા વિના રહે નહીં, તેમ જ ગમે તે વખતે ને ગમે તે દેશમાં પણ જો ખરેખરા લાચાર માણસોને દાન આપ્યું હોય તો તેનું ફળ કાંઈ જતુ રહેવાનું નથી. પ્રભુએ પણ કહેલું છે કે,

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य न विद्यते ।
नहि कल्याणकृत्कश्चित्दुर्गतिं तात गच्छति ॥

—અ ૬ શ્લો ૪૦

હે અર્જુન ! ભલું કામ કરનાર કોઈ પણ માઠી ગતિને પામતો નથી અને હે તાત ! આ લોકમા કે પરલોકમા તેનો નાશ થતો નથી

ભાઈઓ ! પ્રભુનો આવો ખુલ્લો હુકમ છે અને આવી ખુલ્લી ગેરન્ટી છે, માટે પ્રભુને અર્થે ભલા કામ કરવામા ને દાનપુણ્ય કરવામા વાર લગાડશો મા, વાર લગાડશો મા ! પણ દયાના હાથ જ્યારે બને ત્યારે લંબાવતા જ રહેજો ! તો જ તે અખંડ દયાળુની દયા મેળવી શકશો.

---

## ૪૦ : પળની ખબર નથી ત્યારે ભલાં કામે આવતી કાલ ઉપર શા માટે રાખો છો ?

[ 'સ્વર્ગની કૂંચી' નં. ૯૨ ]

એક વખત ધર્મરાજા યુધિષ્ઠિર પાસે કોઇ સુપાત્ર બ્રાહ્મણ દાન લેવા ગયો. ધર્મરાજાને લાગ્યું કે બ્રાહ્મણ દાન આપવા યોગ્ય છે અને તેની માગણી પ્રમાણે હું આપી શકું તેમ પણ છું. તેથી તેમણે એ બ્રાહ્મણને કહ્યું કે કાલે આવજે.

ધર્મરાજાના ભાઇ ભીમને એ વાતની ખબર પડી, તેથી તેને વિચાર થયો કે આવી ભૂલ મોટા ભાઇ કેમ કરે છે ? કાલનો શો ભરૂંસો ? ધર્મના કે પરમાર્થનાં ભલાં કામ કાંઇ બનતા સુધી કાલ ઉપર રખાય નહિ માટે મારે એ ભૂલ સુધારવી જોઇએ. એમ ધારીને ભીમે એક યુક્તિ કરી એ યુક્તિ એ કે:

પાંડવોના દરબારમાં એક જબરજસ્ત નગારૂં હતું. એ નગારાના માટે એવો ઠરાવ હતો કે, જ્યારે કોઇ બહુ જ મોટી ફતેહ થઈ હોય ત્યારે જ એ નગારૂં વગાડાય, ત્યાં સુધી કોઇથી એ નગારૂં વગાડાય નહિ. એ નગારા પાસે જઇને ખૂબ જોરથી

ભીમ તેને વગાડવા લાગ્યો. ભીમના બળનું પૂછવું જ શું ? એના હાથમાં એવું જબરદસ્ત નગારૂં આવે પછી બાકી શું રહે ? આખા શહેરમાં એ નગારાની ગર્જના ફેલાઈ ગઇ. એ સાંભળીને ધર્મરાજા અજબ થયા કે આ વળી શું ? ઓચિંતું આ નગારૂં કેમ વાગ્યું ? તપાસ કરતાં ખબર મળી કે એ તો ભીમે વગાડયું છે. ધર્મરાજાએ જાણ્યું કે ભીમ કાંઇ મોટી ફતેહ કરીને આવ્યો હશે. તેથી ભીમને પૂછયું કે, કેમ ભાઇ ! કયો મુલક જીતી આવ્યા ? ત્યારે ભીમે કહ્યું કે, આજ તો બહુ ભારે થઇ છેઃ કાળ જીતાઇ ગયો છે ! ધર્મરાજાએ અજબ થઇને પૂછયું કે, હેં ! કાળને કોણે જીત્યો, તેં ? મોટા મોટા ઋષિ મુનિઓ ને દેવદાનવો પણ કાળને જીતી શકયા નથી એવા મહાકાળને કોણેં જીત્યો, તેં ? ત્યારે ભીમે કહ્યું કે મેં નહિ, પણ તમે કાળને જીત્યો છે ! એ સાંભળીને ધર્મરાજાએ કહ્યું, 'અરે ભીમ ! આ તું શું બોલે છે ? મને તો પળની પણ ખબર નથી. મારાથી કાળ કેમ જીતાય ?' ત્યારે ભીમે કહ્યું કે, પેલા બ્રાહ્મણને તમે દાન લેવા માટે કાલે આવવાનું કહ્યું તે ઉપરથી મેં જાણ્યું કે તમે કાળને જીત્યો હશે, કારણ કે જો તમે કાળને જીત્યો ન હોય અને તમને પળની પણ ખબર ન હોય તો તમે ધર્મના કામમાં કાલનો વાયદો શું કરવા કરો ? તમારો આવતી કાલનો વાયદો સાંભળીને મેં જાણ્યું કે તમે કાળને જીત્યો હશે, તે સારૂ તો મેં નગારૂં વગાડયું, કારણ કે કાળને જીતવા કરતાં બીજી મોટી ફતેહ કઇ ?

ભીમની એ વાત સાંભળીને ધર્મરાજા શરમાઇ ગયા.

તેમણે પોતાની ભૂલ કબૂલ કરી અને એ જ વખતે બ્રાહ્મણને બોલાવ્યો અને તેની ઇચ્છા મુજબ દાન આપીને ખુશી કર્યો.

ભાઇઓ ! અસલના વખતમાં આપણા લોકો ધર્મની બાબતમાં આટલા બધા ચોકસ હતા. હાલમાં આપણે ધરમ તરફ બેદરકાર થતા જઇએ છીએ તેનાં મુખ્ય કારણોમાં એક એ પણ કારણ છે કે, આપણે ધરમનાં ને પરમાર્થનાં ભલાં કામોને આવતી કાલ ઉપર ને આગળ ઉપર રાખીએ છીએ તેથી આપણામાંથી દઢતા ઓછી થઇ લાસરિયાપણું આવતું જાય છે; અને લાસરિયાપણાથી અંતે કાંઇ પણ થઇ શકતું નથી. તેથી ધર્મ ડૂબતો જાય છે. માટે ભાઇઓ ! જિંદગીનો પળવારનો પણ ભરૂંસો નથી એમ સમજીને આપણા સનાતન ધર્મને ખાતર, આપણા પવિત્ર આત્માને ખાતર અને અખંડ સચ્ચિદાનંદ પ્રભુને ખાતર ભલાં કામો કરવામાં વાયદા કરો મા, વાયદા કરો મા !

---

# ૪૧ : પ્રભુ પોતાના અનંત સુખની વચ્ચે પણ આપણને ભૂલતો નથી

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૨૧૬ ]

એક શ્રીમંત માણસ કાંઇ કામ પ્રસંગે બહાર ગામ ગયો હતો. ત્યાંથી ઘેર પાછા આવતાં રસ્તામાં મોટું ઉજ્જડ મેદાન આવ્યું એ ઉજ્જડ મેદાનમાં તેને ચાર પાંચ દિવસ મુસાફરી કરવી પડી એ વખતે શિયાળાના દિવસ હતા, અને તેમાં પણ વળી એ મુલકમાં બહુ ટાઢ પડતી હતી. તેથી એ શ્રીમંત માણસને એ વખતે ટાઢના દુઃખનો જાતિઅનુભવ થયો; એટલું જ નહીં પણ એ મેદાનમાં વસતા ગરીબ લોકોને ટાઢે થરથરતા જોઇને તેને બહુ દયા આવી. તેથી પોતાની ખુશીથી તેણે એ ગરીબ લોકોને કહ્યું કે હું તમારે માટે લાકડાંનાં ગાડાંઓ મોકલી આપીશ એ પછી પોતાની સાથેના માણસને કહ્યું કે ઘેર જઇને અહીં લાકડા મોકલવાની મને યાદ આપજો !

થોડા દિવસ પછી તેઓ ઘેર પહોંચ્યા. એ શહેરમાં કાંઇ બહુ ટાઢ નહોતી ને વળી તે શ્રીમંતના ઘરમાં દરેક પ્રકારની સગવડ હતી. એટલે તેને ટાઢની ખબર કયાંથી પડે ? ઘરમાં

સુંદર સગડીઓ, કાશ્મીરી શાલો, કાચની બારીઓ, અને ઉપરા ઉપર ગરમ કપડાંઓ, તથા ખોરાક, ત્યાં ટાઢ બિચારી ક્યાં આવે ? ઘેર પહોંચવાથી એ શ્રીમંતને ગરમી મળી ગઈ, એટલે તે પેલા મેદાનમાં લાકડાં મોકલવાનું ભૂલી ગયો. નોકરે એ વાતની યાદ આપી ત્યારે શેઠે કહ્યું કે, હવે મને ટાઢ નથી વાતી; હવે તો ગરમી લાગે છે, માટે ત્યાં લાકડાં મોકલવાની કાંઇ જરૂર નથી.

ભાઇઓ ! આપણે પણ એ શ્રીમંતના જેવા જ છીએ. આપણને પણ જ્યારે કાંઈક સગવડ ને અનુકૂળતા મળી જાય છે, ત્યારે આપણે પણ આપણા આગલા દિવસો અને આપણા ગરીબ ભાઇબંધોને ભૂલી જઇએ છીએ એ તો દયાળુ પ્રભુ જ માત્ર એક એવો છે કે જે પોતાના અખંડ આનંદની વચ્ચે પણ આપણને ભૂલી જતો નથી અને મોક્ષધામ છોડીને, તથા ઇશ્વરપણું છોડીને પણ આપણે માટે અવતાર લે છે. એની દયા તો જુઓ ! અને આપણી નીચતા તો જુઓ ! માટે ભાઇઓ ! જેમ બને તેમ આપણા મનની નીચતા છોડી દઇને પ્રભુની દયામાં આવો, પ્રભુના શરણમાં આવો; અને તમને જરાવારનું સહેજ સુખ મળી જવાથી તમારા ભાઈબંધોને ભૂલી જાઓ મા ! ભૂલી જાઓ મા !

# ૪૨ : ખરેખરી બીમારી વખતે દરદીની શક્તિ હરી લેનાર ડૉક્ટર જેમ નીચ છે, તેમ જરૂરને વખતે મદદ કરવાને બદલે લોકો પાસેથી વધારે વ્યાજ લેવું એ પણ નીચતા છે

[ 'સ્વર્ગની કુંચી ' નં. ૫૦ ]

આ જમાનામાં માણસોનો એવો સ્વભાવ પડી ગયેલો છે કે જે દબાણમાં આવી ગયો હોય તેને વધારે દબાવવો, જે તંગીમાં આવી પડયો હોય તેની તંગી વધારવી, જે ગરીબીમાં આવી પડયો હોય તેને વધારે ગરીબ કરી નાંખવો, જે મુશ્કેલીમાં આવી પડયો હોય તેને ખાડામાં નાંખી દેવો અને જે ગરજવંતું હોય તેની ગરજનો ગેરલાભ લઇ લેવો. એવો ધંધો આપણે સૌ થોડા ઘણો માંડી બેઠા છીએ; પણ એમ સમજતા નથી કે એવી રીતની નીચતા કરવી એ મહા પાપનું કામ છે. આપણા પવિત્ર ધર્મશાસ્ત્રની મારફત મહાન પ્રભુનો આપણને એવો

હુકમ છે કે ગરજવંતાંઓને મદદ કરવી, તંગીમાં આવી પડેલાંઓને બચાવી લેવાં, ગરીબોની વહારે ધાવું, દુઃખીઓને દિલાસો આપવો, અને જે પોતાના ધંધારોજગારમાં, પોતાના કામકાજમાં, પોતાના શરીરમાં, પોતાના ધનમાં કે પોતાની બુદ્ધિમાં શક્તિહીન થઇ ગયાં હોય તેઓને આપણાંથી બની શકે તેટલો એવે ખરે વખતે ટેકો આપવો. તેને બદલે હાલમાં શું થાય છે એ તમે ક્યાં નથી જાણતા ? દુકાળ પડયો હોય કે ઓછી આવક થઇ હોય તેવાં વર્ષોમાં જ્યારે ખેડૂતોને મદદ આપવી જોઇએ, ત્યારે અમલદારો ખેડૂતોનો સરસામાન હરાજ કરાવીને સરકારનું મહેસૂલ લે છે, નબળાં વર્ષોમાં જ્યારે ગરીબ લોકોને મદદ કરવી જોઇએ ત્યારે તેને બદલે વેપારીઓ એવે વખતે ઊલટા ચાહીને બેવડાં ચોવડાં વ્યાજ લે છે, અને અજ્ઞાન લોકોને દબાવીને મોંઘી કિંમતની વસ્તુઓ તેમની પાસેથી સસ્તા ભાવે ખરીદી લે છે. જેમકે કોઇ મજૂરને તંગીને લીધે પોતાનો કોઇ દાગીનો વેચવાનો હોય તો તે દાગીનો સત્તાણું ટચના સોનાનો હોય તોપણ વેપારી તેને કહે કે આ તો છાસિયું સોનું છે; એની તો માંડમાંડ અર્ધી કિંમત ઊપજશે. આવી રીતે જરૂરને વખતે ગેરવાજબી રીતે લોકોને દબાવીને પોતાનું કામ કહાડી લેવું એ મહા પાપ છે. હાલના આપણા વેપારીઓ એમાં ડહાપણ સમજે છે અને એક બીજાને વાતો કરે છે કે, ઠીક ઝપાટામાં આવ્યો છે. હવે બરોબર નિચોવાશે. નહિ માને તો જશે ક્યાં ? હવે આપણે ક્યાં એવા ગાંડા છીએ કે સહેજમાં જતો મૂકીએ ? હવે તો જ્યારે આપણું મનમાન્યું થશે ત્યારે જ એને છોડીશું. આવી રીતે વર્તવું એ કેવું નીચ કામ છે,

એ તમને ખબર છે ? જેમ કોઇ શ્રીમંત માણસ માંદો પડયો હોય, તેને એ વખતે ખૂબ ગભરાવીને તેની પાસેથી વધારે નાણાં કઢાવવા સારૂ તેની શક્તિ હરી લે ને તે વધારે માંદો પડે એવી ખરાબ દવા ઇરાદાપૂર્વક ચાહીને આપે એ ડૉકટર જેમ મહા નીચ ને મહા પાપી છે, તેમ તંગીને વખતે, ગરજ ને વખતે, આફતને વખતે લોકોને નિચોવવા, અને ભારે ભારે વ્યાજ લેવા તથા બીજી રીતના ગેરવાજબી લાભ લેઇ લેવા એ પણ તેવું જ મહા પાપ છે માટે ભાઇઓ ! જો હરિજન થવા ચહતા હો અને મહા મંગળકારી પરમપૂજ્ય પવિત્ર પિતાના સત્ય રસ્તામાં આવવા ઇચ્છતા હો તો પ્રભુ જેમ આપણા ઉપર દયા કરીને ખરે વખતે ઓચિંતો ગમે તે રસ્તે આપણને મદદ કરે છે, તેમ આપણે પણ તંગીમાં આવી પડેલા આપણા ભાઇબંધો ઉપર દયા રાખીને તેઓને ખરે વખતે યથાશક્તિ મદદ કરવી જોઇએ, એવી અણીને વખતે તેઓને નિચોવવાથી, દુખીને દિલાસાના બદલે ઊલટું દુખ દેવાથી પ્રભુનો કોપ આપણી ઉપર ઊતરે છે માટે ભાઇઓ ! કાળના પણ કાળ અને ભયના પણ ભય પ્રભુના કોપમાંથી બચવાની ફિકર રાખો, અને સર્વશક્તિમાન દેવાધિદેવ પરમકૃપાળુ પરમાત્માની દયા મેળવવા માટે ગરજને વખતે આપણા ભાઇબંધો પાસેથી ગેરવાજબી લાભ લઇ લેવાની ઇચ્છા નહિ રાખતા એવે ખરે વખતે તેઓની ઉપર દયા રાખી યથાશકિત તેઓને મદદ કરો !

---

# ૩ : જિંદગીની ફરજ : પરમાર્થસાધન

[ 'સ્વર્ગનું વિમાન' નં ૨૨ ]

જિંદગીની પવિત્ર ફરજો માટે જુદા જુદા વિદ્વાનો અને ..દા જુદા સાધુઓ તરફથી જુદી જુદી રીતે જુદા જુદા રૂપમાં ..ની એક વાત સેંકડો ને હજારો રીતે કહેવામાં આવે છે. ..ી ઘણા માણસોને એમ લાગી જાય છે કે, ધર્મનો બોજો બહુ ..ટો છે. તે આપણાથી ઊપડી શકે નહીં. તેઓ કહે છે કે ..સારા આપનો બાપ આવે તોપણ આટલું બધું કરી શકાય ..હીં. તેઓને એમ લાગે છે તેનું કારણ એ જ છે કે તેઓ ..ર્મના ટૂંકા ટૂંકાં સૂત્ર સમજતાં નથી. મહાત્મા તુલસી..દાસજીએ ધર્મનો ટૂંકો રસ્તો બતાવતાં ધર્મનો સાર કહેલો ..છે કે—

( દોહરો )

તુલસી આ જુગ આયકે, કર લીજે દો કામ,
દેનેકો ટૂકડા ભલા, લેનેકો હર નામ.

જિંદગીની ફરજોનો અને ધર્મની હજારો ને લાખો વાતોનો સાર ટૂંકામાં એ જ છે કે, બને તો કોઇને પણ મદદ કરવી અને પ્રભુનું સ્મરણ કરવું. મહાત્માઓ કહે છે કે, આપવાલાયક દાન છે, અને લેવાલાયક તો માત્ર પ્રભુનું નામ જ છે ભર્તૃહરીએ પણ કહેલું છે કે, " સર્વ ધર્મનો સાર હું તમને અરધા શ્લોકમાં કહું છું, તે એ જ કે કોઇને પણ દુઃખ થાય એમ કરવું તેનું નામ પાપ છે, અને બીજાઓનું ભલું થાય તેમ કરવું તેનું નામ પુણ્ય છે. " ટૂંકામાં આ ધર્મનો સારભાગ છે. માટે ભાઇઓ ! લાંબી લાંબી આડી અવળી ગલીકૂંચીઓમાં નહીં ફસાતાં તત્ત્વને ઓળખી લો ! તત્ત્વને પકડી લો ! એ તત્ત્વ એ જ છે કે, આપણા ભાઇબંધોને મદદ કરો, અને પ્રભુનું નામસ્મરણ કરો !

( દોહો )

સબકી બાતાં છોડ દે, દો બાતાં લીખ લે,<br>
કર સાહેબકી બંદગી, ( ઓર ) ભૂખેકૂં કુછ દે.

---

# ૪૪ : પ્રભુએ આપેલું પ્રભુને અર્થે ખર્ચ્યા વિના પોતાના સ્વાર્થમાં જ વાપરનાર પ્રભુચોર કહેવાય.

[ 'સ્વર્ગની સીડી, ભા. ૧' પૃ. ૩૬૫ ]

પોતાની ઇંદ્રિયોને રાજી રાખવા સારૂ જે માણુસ ખાય પીયે છે એટલે કે ખાવા પીવા માટે જ આ જિંદગી છે એમ સમજે છે, તેઓની જિંદગી વ્યર્થ છે; એટલું જ નહીં પણ જે વસ્તુ પ્રભુની છે અને પ્રભુએ આપેલી છે તે વસ્તુઓ પ્રભુને અર્પણ કર્યા વિના એટલે કે પ્રભુને અર્થે વાપર્યા વિના પોતે એકલો જ પોતાના સ્વાર્થ માટે જ તેનો ઉપયોગ કરે અને બીજાઓની દરકાર રાખે નહીં, તે માણુસને પ્રભુચોર કહે છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે,

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥
અ૦ ૩ શ્લો૦ ૧૨

યજ્ઞથી એટલે કે પોતાની ફરજો બજાવવાથી દેવોને પોષણ

મળે છે, તેથી દેવો રાજી થાય છે, અને જ્યારે દેવો રાજી થાય ત્યારે તે માણસોને મનગમતા ભોગો આપે છે માટે દેવોએ આપેલા ભોગો દેવોને અર્પણ કર્યા સિવાય એટલે કે પ્રભુને અર્થે પરમાર્થમા વાપર્યા સિવાય જે માણસો પોતે એકલા જ ભોગવે છે, તેઓ ચોર છે

કારણ કે તેઓ પ્રભુનો ઉપકાર માનતા નથી, પ્રભુએ આપેલું તેઓ પાછું પ્રભુને અર્થે ખર્ચતા નથી, જિંદગીના કઈ ઉત્તમ હેતુઓ સમજતા નથી અને ભોગો ભોગવવા માટે જ કંઈ જિંદગી નથી, પણ જિંદગીને મદદ કરવા માટે જરૂર-જેટલા સાત્ત્વિક ભોગોની જરૂર છે, એ વાત તેઓ સમજતા નથી, અને દેવોએ આપેલા માલને પોતાનો સમજી પોતાની મરજી પ્રમાણે તેનો દુરુપયોગ કરે છે, માટે તેઓ ચોર છે આવા પ્રભુના ઘરના ચોર ન બનાય માટે આપણે આપણા ખોરાક-માથી, આપણા વૈભવોમાથી અને આપણા ભોગોમાંથી દેવોનો ભાગ દેવોને આપવો જોઇએ એટલે કે પ્રભુને અર્થે પ્રભુના નામથી પ્રભુપ્રીત્યર્થે પ્રભુના બાળકોને યથાશક્તિ આપીને પછી આપણે આપણી વસ્તુઓ ભોગવવી જોઇએ. કારણકે આપણા દરેક કામ અને આપણા ખાવાપીવાની વસ્તુઓ પ્રભુને અર્પણ કરીને પછી જ આપણે વાપરવી જોઇએ એમ પ્રભુનો હુકમ છે, એમ શાસ્ત્રની આજ્ઞા છે, અને એમ મહાત્માઓનો ઉપદેશ છે એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ કહેલું છે કે,

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

હે અર્જુન ! તું જે કામ કરે, તુ જે ખાય, તુ જે હોમ કરે, તું જે દાન કરે અને તું જે તપ કરે તે સર્વ મને અર્પણ કર !

બંધુઓ ! પ્રભુનો આવો ચોખ્ખો હુકમ છે. માટે આપણી જિંદગીનાં દરેક કામકાજ ખુલ્લા દિલે ને શુદ્ધ અંતઃકરણે આપણે પ્રભુને અર્પણ કરવાં જોઇએ. પણ તેમા કેટલાંક માણસોને કદાચ એવી શંકા થાય કે, આપણે જે કામો પ્રભુને અર્પણ કરીએ તે કામો શું પ્રભુને અર્પણ થઇ શકે છે ? શું આપણે કરેલું અર્પણ પ્રભુ પાસે પહોચી શકે છે ? આપણે કરેલું અર્પણ પ્રભુ પાસે પહોચે છે તેની જામીનગીરી શું ? એવી શંકા કોઈ કોઇ માણસોને થાય એ બનવાજોગ છે. માટે તેના ખુલાસામા જણાવવું જોઇએ કે, જે આપણે કરેલુ અર્પણ પ્રભુ પાસે ન પહોચતું હોય તો તો એ માત્ર બચ્ચાબાલાંના ખેલ જેવી જ વાતો કહેવાય, પણ યાદ રાખજો કે આ વાતો કાઇ બાળકોની રમતોની નથી કે કોઇ ચક્રમ માણસની કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી નથી, પણ એ તો શાસ્ત્રના સિદ્ધાંતની વાતો છે મહાત્માઓના જાત-અનુભવની વાતો છે અને પ્રભુના હુકમની વાતો છે એ માટે પ્રભુએ કહેલું છે કે, ભક્તિથી કરીને દીનતાપૂર્વક જે મને અર્પણ કરવામાં આવે, તે ભક્તોના કલ્યાણ માટે હું કબૂલ રાખુ છું. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામા કહેલું છે કે,

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

અ૦ ૯. શ્લો૦ ૨૬.

જે માણસ પોતાના આત્મા વડે ભક્તિ માટે ફરી ફરીથી

પ્રયત્ન કરે છે અને ભકિતપૂર્વક મને પાંદડું, ફળ, ફૂલ કે પાણી આપે છે તે પ્રેમપૂર્વક આપેલું હું સ્વીકારૂં છું.

આ શ્લોક કહીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે તમારાં અર્પણો હું કબૂલ રાખું છું, પણ એ કબૂલ રાખતે રાખતે પણ પાકો પ્રભુ પોતાની પક્કાઇ બતાવે છે અને કેટલીક શરતો વચમાં નાંખી દે છે. તેમાંની પહેલી શરત એ કે અર્પણ કરવાવાળો માણસ પ્રયત્ન કરવાવાળો હોવો જોઇએ, બીજી શરત એ કે અર્પણ કરવાવાળો માણસ ભક્ત હોવો જોઇએ, અને ત્રીજી શરત એ કે પ્રેમપૂર્વક અર્પણ કરવું જોઇએ. આ ત્રણે શરતોમાં બહુ ઊંડી વાતો સમજવા જેવી છે, કારણ કે એ પ્રભુનાં વચનો છે અને અલૌકિક રહસ્યથી ભરેલાં છે. માટે તેના ઊંડાણમાં ઊતરી તેના અર્થો તપાસવા જોઇએ. એ તપાસતાં એમ લાગે છે કે પ્રથમ તો અર્પણ કરનાર માણસ ભક્ત હોવો જોઇએ. માટે

## ભકત એટલે શું ?

એ જાણવું જોઇએ. ભકત એટલે જેનો આત્મા વિશાળ થયો હોય તે. ભકત એટલે જેના મનના સંશયો કપાઇ ગયા હોય તે. ભકત એટલે જેની ઇંદ્રિયો વશ થઇ ગઈ હોય તે. ભકત એટલે જેનું મન માયામાંથી નીકળી જઇ પ્રભુમાં રમતું હોય તે. ભકત એટલે પોતાના મનમાં ઊંચ હેતુઓ રાખીને પરમાર્થમાં જીવન ગાળતા હોય તે. ભકત એટલે જગતની નાશવંત વસ્તુઓનો મોહ ઓછો કરીને કાંઇક મહાન તત્ત્વમાં

પગલે પગલે ચાલતા હોય તે. ભક્ત એટલે જેના હૃદયમાં નવું બળ આવ્યું હોય તે. ભક્ત એટલે જેની આસક્તિ ઓછી થઇ ગઇ હોય અને જેના મનમાં સાચો વૈરાગ્ય આવી ગયો હોય તે. ભક્ત એટલે જે જગતના જીવોની સેવા કરવામાં પોતાની જિંદગીની સાર્થકતા સમજતા હોય તે. ભક્ત એટલે જેનામાં ઘણાં જાતના ઉત્તમ સદ્ગુણો સ્વાભાવિક રીતે જ આવી ગયા હોય તે. ભક્ત એટલે જે પ્રેમનો મહિમા સમજતા હોય તે, અને ભક્ત એટલે જે ઇશ્વરી જ્ઞાનમાં રમ્યા કરતા હોય તે, તથા પ્રભુ સાથે જેનો તાર જોડાયેલો હોય તેને મહાત્માઓ ભક્ત કહે છે. અને એવા ભક્તો જે અર્પણ કરે તે અર્પણ પ્રભુ કબૂલ રાખેછે.

---

# ૪૫ : લોકોના બોલવા સામે નહિ જોતાં મહાન ઈશ્વર સામે જોઇને પરમાર્થનાં ભલાં કામો કર્યાં કરો

[ 'સ્વર્ગનો ખજાનો' નં. ૬૮ ]

એક ભલો માણસ હતો. તે પરમાર્થનાં કામોમાં બહુ મદદ કરતો; તે પોતાની રહેણીકરણી ચોખ્ખી રાખવાની તજવીજ કરતો; છતાં પણ ઘણા લોકો તેને માટે ગમે તેમ વાત કરતા, તેથી તે મનમાં મૂંઝાયા કરતો હતો. કારણ કે ઘણી જાતની ભલાઇ છતાં પણ તેનામાં માન મેળવવાની ઇચ્છા રહી ગઇ હતી. તેથી પોતાની વિરૂદ્ધની વાત તે સાંખી શકતો નહિ. એટલે તેને એમ લાગતું કે, હું આટલું બધું કરૂં છું છતાં પણ લોકો એમ કાં બોલે ? તેથી તે મનમાં ને મનમાં બળ્યા કરતો હતો. એ પછી એક સાધુ મહાત્મા સાથે તેને ઓળખાણ થઇ. એ સાધુ બહુ શાંત સ્વભાવનો, સીધે રસ્તે ચાલનારો, ને વિદ્વાન હતો. તેની સાથે મન મળવાથી તે માણસે એ સાધુને કહ્યું કે, મહારાજ ! હું વ્રત કરૂં છું તો લોકો કહે છે કે, એ તો ઢોંગ કરે છે; કાંઇ પરમાર્થ કરૂં છું તો કહે છે કે, એમાં શું નવાઇ

કરે છે ? બાપ દોઢિયાં મૂકી ગયો છે તે ઉડાવે છે; તીર્થ કરવા જાઉં છું તો કહે છે કે, અહીં હવા સારી નહિ હોય અથવા ઘરમાં કાંઈ ખટપટ હશે અથવા કાંઇ માનતા બાનતા હશે તેથી મહિનો બે મહિના ફરવા ચાલ્યો ગયો હશે; કોઇ પુસ્તકોને આશ્રય આપું છું તો કહે છે કે, એ તો નામ સારૂ કરે છે; કોઈ સારાં માણસોને મળું તો કહે કે એ તો બડેખાં બનવા સારૂ ફાંફાં મારે છે; નાતના સુધારા માટે કાંઇ કરૂં છું તો ઊલટા નાતીલા ગાળો દે છે; મારાં બાયડી છોકરાંઓને સુધારૂં તો તેમાં મારાં સગાંવહાલાંઓ બળી મરે છે; અરે ! શું વાત કરૂં ? મારી મા તથા મારા ભાઇઓની ખાતર રાખું તે મારી સાસુને પાલવતું નથી, અને મારી બાઇડીનું સન્માન રાખું તે મારી માને પાલવતું નથી. આ બધું જોઇને મને ત્રાસ છૂટે છે, કારણ કે ભલું કરૂં છું છતાં પણ તે લોકોને કાં ન ગમે ? અને મારૂં વાંકું કાં બોલે ? મહારાજ ! આનો ભેદ મને સમજાવો.

ત્યારે મહારાજે કહ્યું કે, ભાઇ ! દરેક દેશના તોલ જુદા જુદા હોય છે. કયાંક બાવીશ રૂપિયાભારનો શેર છે, કયાંક અઠ્ઠાવીશ રૂપિયભારનો શેર છે, કયાંક બત્રીસ રૂપિયાભારનો શેર છે, કયાંક ચાલીસ રૂપિયાભારનો શેર છે, કયાંક બેતાલીસ રૂપિયાભારનો શેર છે, કયાંક ચુંવાલીસ રૂપિયાભારનો શેર છે, કયાંક અડતાલીસ રૂપિયાભારનો સેર છે, કયાંક છપન રૂપિયાભારનો શેર છે, કયાંક એંસી રૂપિયાભારનો શેર છે, કયાંક સો રૂપિયાભારનો શેર છે, અને કયાંક એકસો વીસ રૂપિયાભારનો શેર છે, એટલે તમારા તોલ પ્રમાણે તમારૂં અઢીશેર હોય તે એકના

તોલ પ્રમાણે પોણુા બશેર થઇ જાય છે, ને બીજાના તોલ પ્રમાણે પોણા ચાર શેર થઇ જાય છે. કારણુ કે બધાનાં તોલ માપ કાંઈ સરખાં નથી. દરેક માણુસના કાંટા જુદા હોય છે. એટલું જ નહિ પણુ જેમ કેટલાક લુચ્ચા વેપારીઓ લેવાના કાંટા જુદા રાખે છે ને દેવાના કાંટા જુદા રાખે છે, તેમ વ્યવહારિક લોકો પણુ પોતે પોતાનાં કામોનું માપ કરવાનો કાંટો જુદો રાખે છે. તેથી કેટલીક વખત આપણાં કામો નાનાં હોય તે પણુ મોટાં દેખાઇ જાય છે, અને કેટલેક ઠેકાણે આપણાં મોટાં કામોમાંથી પણુ ઊલટી અપકીર્તિ મળી જાય છે. કારણુ કે સાધારણુ વ્યવહારિક લોકો કાંઈ આપણી અંતરની લાગણી સામે જોઇને આપણાં કામોનું માપ કરતા નથી, પણુ તે તો પોતાના વિચારો પ્રમાણે આપણાં કામોનું માપ કરે છે. એટલે કોઇ વખત આપણાં કામો જેવાં હોય તે કરતાં પણુ કેટલાકોને વધારે સારાં લાગી જાય છે, અને કેટલાકોને આપણાં સારાં કામો પણુ અનુકૂળ આવતાં નથી. કારણુ કે આ દુનિયાના લોકો કાંઇ બીજાંઓની લાગણી સમજીને પોતાનો અભિપ્રાય આપતા નથી, પણુ પોતાના વિચારો પ્રમાણે બીજાંઓનું તોલ કરે છે. માટે મહાત્માઓએ કહ્યું છે કે રાગ દ્વેષ રાખ્યા વિના હરિજનોએ પ્રભુપ્રીત્યર્થે કર્મો કર્યાં કરવાં, અને કોઇના બોલ્યા સામે જોવું નહિ. એટલે કે કોઇ સારૂં બોલે તેથી ફૂલાઇ જવું નહિ, ને કોઇ ખરાબ બોલે તેથી પોતાનું કર્ત્તવ્ય છોડી દેવું નહિ. કારણુ કે દુનિયામાં જુદી જુદી પ્રકૃતિના જીવો છે, તે બધાને કોઇથી રાજી કરી શકાય તેમ નથી. રામ અને કૃષ્ણુ જેવા અવતારી પુરુષો ઉપર પણુ કેટલાક લોકોએ કાંઇ કાંઇ દોષો મૂકેલા છે, ત્યારે આપણે તે શું હિસા-

બમાં ? આપણો શેર કોઇના કાંટામાં પાશેર ને કોઇના કાંટામાં પોણાત્રણ શેર થઇ જાય છે, તેથી તેઓ પોતાના કાંટા સામે એટલે કે પોતાની વૃત્તિઓ સામે જોઇને આપણો તોલ કરે છે, માટે એમાં કાંઇ તેઓનો વાંક નથી, તેમજ તેઓના કાંટામાં આપણે નાના થઇએ તેથી કાંઈ આપણામાં જે માલ હોય તે ઘટી જતો નથી, ને તેઓના કાંટામાં મોટા થઇએ તેથી કાંઇ આપણામાં માલ વધી જતો નથી. માટે ભાઇ ! બીજાંઓના બોલવા સામે જોયા કરવામાં જ નહિ રહી જતાં તમારી પોતાની અંદર માલ વધે તેમ કરો, તમે પોતે ભલા થઇ શકો એમ કરો, અને શુદ્ધ અંતઃકરણથી દૃઢતાપૂર્વક એ જ વિચાર રાખો કે, અમે જે કાંઈ ભલું કરીએ છીએ, તે કાંઇ લોકોના માન મરતબા મેળવવા સારૂ કે કોઇ ઉપર ઉપકાર કરવા સારૂ નહિ, પણ મહાન પ્રભુને અર્થે અમારા-આત્માના કલ્યાણ સારૂ જ કરીએ છીએ. આવો વિચાર રાખવાથી લોકો સારૂં બોલે કે માઠું બોલે તોપણ તેથી આપણી લાગણી દુખાતી નથી, ને સમતા રાખી શકાય છે, કારણ કે બોલનારા પોતાના કાંટા પ્રમાણે આપણું વજન કરે છે, એટલે એ કાંઇ સાચું તોલ નથી; એટલું જ નહિ પણ એ તો પોતાના સ્વભાવ પ્રમાણે બોલવાના જ. આપણાથી કાંઇ તેઓના બોલવા સામે જોવાય નહિ; કારણ કે આપણે કાંઇ તેઓને ખાતર કરવાનું નથી, પણ આપણે તો આપણા આત્માના કલ્યાણ સારૂ ને અનંત બ્રહ્માંડના નાથની સાથે તાર લગાડવા સારૂ આ જગતમાં ને આ જિંદગીમાં ભલાઇ કરી લેવાની છે. માટે લોકોની નિંદા કે સ્તુતિ સામે નહિ જોતાં

**પ્રભુપ્રીત્યર્થે પરમાર્થ કરતા શીખો, પ્રભુપ્રીત્યર્થે પરમાર્થ કરતા શીખો ! પરમાર્થ માટે મહાત્માઓ કહે છે કેઃ—**

( દોહરા )

તુલસી પછીન કે પીએ, ઘટે ન સરિતા નીર,
ધર્મ કીએ ધન ના ઘટે, સહાય કરે રઘુવીર

કુંજર મુખતે ગીર પડયો, સો ઘટયો ન ગજકો આહાર;
લાખો કીડી લે ચલી, સો પોખનકો પરિવાર

માયા મેરે રામકી, ધરણીધરકી દેહ
પુજી બીરાને સાહકી, કરસે જસ કર લે

ગાઠે હોય સો હાથ કર, હાથ હોય સો દે
આગે હાટ ન બાનીયા, લેના હોય સો લે

દેહ ધરેકા એહી ફ્ન, દે દે કછુભી દે,
દેહ ખેહ હો જાયગી, ફીર કૌન કહેગા દે ?

કહે કબીરા દેય તું જબલગ તેરી દેહ,
નિશ્ચય કર ઉપકાર હી જીવનકા ફ્ન એહ

ખાય ખીલય લુટાય દે કર લે અપના કામ
ચલતી વખતે રે નરો સંગ ન ચલે બદામ

આશા ન કરે ઓરકી, આપ કરે ઉપકાર
જગમે સો જન, જાનીએ, ભગવતકા અવતાર

---

## ૪૬ : પ્રભુએ આપણને જીભ ટૂંકી આપી ને હાથ લાંબા આપ્યા તેનું કારણ શું?

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૫૩ ]

એક કવિએ કહ્યું છે કે, ઇશ્વરે આપણને બે હાથ આપ્યા, અને તે પણ બહુ લાંબા બનાવ્યા; પગ બે આપ્યા, ને તે પણ ઘણા મોટા બનાવ્યા; કાન બે આપ્યા; આંખો બે આપી; નસકોરાં બે આપ્યાં; અને જીભ એક જ ને તે પણ ટૂંકી કેમ બનાવી? આ બહુ ગંભીર અને રહસ્યનો પ્રશ્ન છે. માણસનાં કામો ઉપરથી તેની ઇચ્છાનું અનુમાન થાય છે, તેમ ઈશ્વરનાં કામો ઉપરથી ઇશ્વરની ઈચ્છા સમજાવવાની યુક્તિ તે કવિએ કરેલી છે. તે કહે છે કે, લાભ મેળવવા માટે માણસ સહેલાઇથી ગમે ત્યાં જઈ શકે તે માટે તેને મોટા ને મજબૂત પગ આપવામાં આવ્યા છે માણસ પોતાની ઇચ્છા મુજબની ભલી ચીજો મેળવી શકે, અને તે બીજાંઓને આપી શકે, માટે તેને અદ્દભુત શક્તિવાળા લાંબા હાથ આપવામાં આવ્યા છે; અને માણસ બે વખત સાંભળીને, બે વખત નજરે જોઇને એક વખત બોલે તે માટે તેને બે કાન, બે આંખ અને એક જીભ આપવામાં આવી

છે, પણ આપણે એથી ઊલટી જ રીતે વરતીએ છીએ. પૂરૂં સાંભળ્યા વિના અને પૂરૂં જોયા વિના અભિપ્રાય આપી દઇએ છીએ પણ એ કેવુ ખોટું છે ? એથી વિના કારણ આપણે કેટલા બધા પાપમા પડીએ છીએ ? અને એથી પ્રભુ કેવો દિલગીર થાય છે, તે આપણે સમજતા નથી.

ઇશ્વરે બહુ વિચારીને જ આપણી જીભ ટૂંકી બનાવેલી છે, અને તેને તેવી જ રાખવામા ફાયદો છે. તેને લાંબી વધાર વામા ફાયદો નથી. એમ સમજીને જ અસલના ઋષિઓ મુનિવ્રત લેતા હતા, ને તે સારૂ જ પુરાણોમા મુનિવ્રતનું બહુ મહાત્મ્ય કહેલું છે આપણામાં પણ કહેવત છે કે, "ન બોલ્યામા નવ ગુણ." જો કે આપણને બોલ્યા વિના ચાલે તેમ નથી, તોપણ જીભને કાબુમાં રાખવાથી જીભથી થતાં પાપોથી બચાય છે. માટે ભાઇઓ, પ્રભુની ઇચ્છા પ્રમાણે-પ્રભુએ આપણને પ્રત્યક્ષ આપેલું છે તે પ્રમાણે જીભ ટૂંકી રાખો, અને હાથ લાબા રાખો, એટલે કે બકબકારો ન કરો, જરૂર જેટલું બોલો-પાળી શકો તેટલુ બોલો-ખાત્રી કરીને બોલો; અને હાથ લાબા રાખો, એટલે કે પરમાર્થ કરો. એ જ પ્રભુની ઇચ્છા છે, ને એ જ આપણી ફરજ છે.

---

# ૪૭ : પરમાર્થનાં કામો કરતી વખત તમારાં નજીકનાં સગાંઓને ન ભૂલી જવાય એ સંભાળજો

[ 'સ્વર્ગની સડક' નં. ૧૫૯ ]

ઘણાં માણસો બહુ પરમાર્થી હોય છે, પણ એ પરમાર્થ ઘણી જાતનાં જુદાં જુદાં કારણોને લીધે થાય છે. જેમકે, કેટલાક લોકો માન મેળવવા સારૂ પરમાર્થ કરે છે, કેટલાક લોકો ખિતાબ મેળવવા સારૂ પરમાર્થ કરે છે, કેટલાક લોકો પોતાની માનતાઓ પૂરી કરવા સારૂ પરમાર્થનાં કામો કરે છે. કેટલાક લોકોને મોટો તડાકો પડી ગયો હોય તેને લીધે કંઇક પરમાર્થનાં કામો કરે છે. કેટલાક લોકો પોતાના બાપદાદાની આબરૂ તથા ખાનદાની જાળવવા માટે પરમાર્થ કરે છે, કેટલાક લોકો પોતાના વડીલોના વીલને આધારે પરમાર્થ કરે છે, કેટલાક લોકો પોતાનાં વહાલાં સગાંની યાદગીરી રાખવા માટે પરમાર્થનાં કામો કરે છે, કેટલાક લોકો પોતાની સામેનાં બીજાં સમોવડીઆંઓને હલકાં પાડવા સારૂ અગર તેઓની પાસેથી પણ કાંઇ કરાવવા સારૂ પરમાર્થનાં કામો કરે છે, અને કેટલાક લોકો શરમાશરમે તથા કોઇના દબાણના લીધે કાંઇ કાંઇ પરમાર્થનાં કામો કર્યા કરે છે, અને એ બધાં કામોમાં આજના જમાનાની અસર હોય છે. તેથી કોઇ હોસ્પીટલ બંધાવે છે, કોઇ સ્કૂલો ખોલે છે, કોઇ મંદિરો બનાવે છે, કોઇ ધરમશાળા બંધાવે છે, કોઇ કૂવા-તળાવ ખોદાવે છે, કોઇ સ્કોલરશીપો આપે છે, કોઇ બડેખાંઓનાં બાવલાંઓ ઊભાં કરવાના ફંડમાં પૈસા ભરે છે, કોઇ અનાથા-

શ્રમમાં મદદ કરે છે, અને કોઇ જાત્રામાં તથા બ્રાહ્મણો જમાડવામાં પૈસા ખર્ચે છે. આ બધી બાબતો ઠીક છે અને કરવા જેવી છે, એમાં કાંઈ શક નથી. કારણ કે હાલના વખતમાં પરમાર્થની ખાસ જરૂર છે, અને બીજા બધા ધર્મો કરતાં એ ધર્મ પાળી શકાય તેવો છે, તથા એ સૌથી વધારે અગત્યનો છે; છતાં પણ તેમાં ઘણી વખત ઘણા લોકો એક જાતની ભૂલ કરે છે, તેવી ભૂલ ન થવી જોઈએ તે માટે અમારી આ સૂચના છે. એ ભૂલ એ છે કે,

દરેક માણસે બહુ ચોખ્ખી રીતે આ વાત સમજી લેવી જોઇએ કે, આપણા કુટુંબનો આપણી ઉપર સૌથી પહેલો હક છે, અને એ પછી બીજો હક આપણાં નજીકનાં સગાંઓનો છે, એ પછી ત્રીજો હક આપણા મિત્રોનો છે, એ પછી ચોથો હક આપણા દૂરનાં સગાંઓનો છે, એ પછી આપણાં પાડોશીઓનો આપણી ઉપર હક છે, એ પછી આપણી નાતવાળાંઓનો આપણી ઉપર હક છે, એ પછી આપણાં ગામવાળાંઓનો આપણી ઉપર હક છે, એ પછી અનાથોનો આપણી ઉપર હક છે, એ પછી આપણા દેશનો આપણી ઉપર હક છે, અને એ પછી આ દુનિયાનો આપણી ઉપર હક છે. એ બધા હકો ક્રમવાર ચૂકવવા જોઇએ. એટલે કે જેનો વધારે હક હોય, તેને વધારે આપવું જોઇએ. જેનો પહેલો હક હોય તેને પ્રથમ આપવું જોઇએ, અને જેનો નહિ ટૂટી શકે તેવો સંબંધ હોય તેને તેની યોગ્યતા પ્રમાણે અને આપણી શક્તિ પ્રમાણે મદદ કરવી જોઇએ, એવો શાસ્ત્રનો હુકમ છે, અને એવી મહાત્માઓની ઇચ્છા છે. પણ તેને બદલે હાલમાં ઘણે ઠેકાણે જોઇએ છીએ કે:—

ભાઈનું સદાવ્રત ચાલતું હોય અને બહેન કંગાલ દશામાં હોય છે. ભાઈનું સદાવ્રત ચાલતું હોય અને બહેનનાં છોકરાં ટળવળતાં હોય છે. બાપ બહુ મોટી રકમ વિલાયતની હોસ્પીટલમાં મોકલી આપે છે, પણ પોતાના દીકરાઓની કેળવણી પાછળ પૈસા ખર્ચવાની બાબતમાં પોલંપોલ ચલાવે છે. ઘણે ઠેકાણે અમે જોયું છે કે, ઘરમાં ઠાકોરસેવા હોય છે, તેથી મંદિરો પાછળ ને મુખિયાઓ પાછળ મોટા ખર્ચા થાય છે, પણ તેઓ પોતાની બાયડીને કે પોતાના દીકરાની વહુને જરૂર જેટલું પણ આપતા નથી. એ બિચારાંઓ ઠેકાણે ઠેકાણે જઇને રોયાં કરે છે, અને નિસાસા નાંખ્યા કરે છે. ઘણાં માણસોની સ્કોલરશીપો મદ્રાસના અને બંગાળાના વિદ્યાર્થીઓને પણ મળે છે, પણ તેઓના ધનનો લાભ તેમના જમાઇઓને કે દીકરીના દીકરાઓને પણ મળતો નથી. ઘણાં માણસોની ધર્મશાળામાં જુદા જુદા દેશના સેંકડો મુસાફરો ઊતરે છે, પણ તેઓના બંગલામાં તેમની બહેન, તેમની બુઢ્ઢી કાકી, કે તેમની જુના વિચારની માશીને જવાની રજા મળતી નથી. ઘણાં માણસો પોતાની દોલત ધર્માદામાં આપી દે છે, એટલે કે જે મંદિરોના માલકો પાસે પુષ્કળ પૈસા હોય તથા ચાલુની બહુ જબરી આવક હોય તેવે ઠેકાણે પોતાના માળાઓ અને પોતાના દાગીનાઓ આપી દે છે, પણ પોતાનાં નજીકનાં તથા દૂરનાં સગાંઓ દુઃખાં થતાં હોય, દળણું દળતાં હોય, નોકરી વગરનાં રખડતાં હોય, ધંધામાં ખોટ ગયેલી હોય, અને મનમાં મૂંઝાઇ રહેલાં હોય તેઓને બિલકુલ મદદ કરતાં નથી. ઘણા શેઠિયાઓ ઘણી જાતનાં ફંડામાં પોતાના નામને ખાતર પૈસાની મોટી મોટી રકમો વારંવાર ભરી

આવે છે, અને ઘણા લોકો તેને શરમાવીને, દબાવીને, તથા લાગવગ વાપરીને પૈસા કઢાવી જાય છે; પણ જે માણસો તેઓની ચાલીમાં રહેતાં હોય, તેઓનાં જૂનાં ભાડૂતો હોય ને બહુ મુશ્કેલીથી ગુજારો કરતાં હોય, જે બ્રાહ્મણો પોતાને ઘેર દરરોજ ધકકા ખાતા હોય, આશીર્વાદ દેતા હોય, અને બુઢ્ઢા થઈ ગયેલા હોય, તેઓના છોકરાંઓને કેળવવા માટે કે પોતાના પાડોશીઓને મદદ કરવાના કામમાં જરા પણ મદદ કરતા નથી. આવી રીતે ઘણાં માણસો પરમાર્થ કરે છે, પણ તેઓનો પરમાર્થ બહારનો બહાર ચાલ્યો જાય છે. જે ખરા હકદાર છે, તેઓને તેમના પરમાર્થનો જરા પણ લાભ મળતો નથી, એ અફસોસની વાત છે. પણ યાદ રાખજો કે, આમ કરવું એ ઘણી જ મોટી ભૂલ છે. અને "ગાયો ભૂખી રહી જાય ને ગધેડાં ચરી જાય" એ કામની કાંઇ ઇશ્વરની હજૂરમાં બહુ મોટી કિંમત નથી. માટે ભાઇઓ અને બહેનો ! તમારા પરમાર્થનાં કામોનો લાભ તમારા પર જેનો વિશેષ હક હોય તેને પ્રથમ મળે તેમ કરજો ! માનની તૃષ્ણામાં ને મોટાઇના અભિમાનમાં દૂર દૂર દૃષ્ટિ નાખ્યા કરો અને નજીકનાં સગાંઓ અંધારામાં ન રહી જાય એ સંભાળજો ! કારણ કે પરમાર્થ કરતી વખતે આવું ધ્યાન રાખવું એ ખૂબીની વાત છે, આવું ધ્યાન રાખવું એ ફરજ છે, અને આવું ધ્યાન રાખવાથી પ્રભુ રાજી થાય છે, અને પરમાર્થ ઊગી નિસરે છે. માટે ઘરની ગાયો ભૂખે મર્યા કરે અને બહારની ગાયોને ઘાસચારો મળતો રહે એમ ન થાય તે સંભાળજો !

---

# ૪૮ : સુખ ક્યાં રહે છે ?

[ 'સાચું સ્વર્ગ' નં. ૩૪૪ ]

ગૃહસ્થો ! સુખ ક્યાં રહે છે એ તમને ખબર છે ? પ્રાચીન ઋષિઓએ ઉપનિષદમાં કહ્યું છે કે, જ્યાં ગરીબ માણસો પોતાનાં દુઃખો ભૂલે, જ્યાં ભૂખ્યા અતિથિઓનો આદરસત્કાર થાય, જ્યાં આપણા દુઃખી ભાઇબંધોની સેવા થાય, અને જ્યાં જીવોને ઉન્નતિનાં સાધન કે વિસામો મળે, ત્યાં જ સુખ વસે છે. આપણા બંધુઓને નીચા સમજી તેમનો તિરસ્કાર કરવો, તેમનાથી અભડાઈ જવું, તેમની મદદમાંથી ખસી જવું, પ્લેગ કે કોલેરાનાં જંતુઓથી દૂર રહીએ તેમ તેમનાથી દૂર રહેવું, અને ચોક્કસ પ્રકારની મોટાઇ કે ઊંચ કુળના અભિમાનમાં રહેવું તેથી જ કાંઈ સુખ રોળવી શકાય નહીં. કારણ કે પ્રભુને ત્યાં કાંઇ નાત જાત કે ટીલાં ટપકાં જોવામાં નહીં આવે, પ્રભુને ત્યાં કાંઈ ઊંચાઈનું અભિમાન કે કુળની મોટાઇ જોવામાં નહિ આવે, અને પ્રભુને ત્યાં કાંઇ બહારની આભડછેટ કે ઉપરછલા ઢોંગસોંગ જોવામાં નહીં આવે, પણ ત્યાં તો જગતના જીવો સાથેની ભલાઇ અને અંતરનો પ્રભુપ્રેમ જ જોવામાં આવશે. ઉપનિષદમાં કહ્યું છે કે, નચિકેતા યમને ત્યાં ગયો ત્યારે .

રાજા ઘેર નહીં હોવાથી ત્રણ દિવસ યમને ઘેર તેને ભૂખ્યું રહેવું પડયું. તેથી યમને લાગ્યું કે, જેના ઘરમાં અતિથિ બ્રાહ્મણ ભૂખ્યો રહે છે તે મૂર્ખ માણસની બધી આશા નાશ પામે છે, તેણે જે સત્સંગ કર્યો હોય, તે જે મીઠી વાણી બોલ્યો હોય, તેણે જે યોગ યજ્ઞ વગેરે કર્યું હોય, તેણે જે કૂવા તળાવ વગેરે બંધાવ્યાં હોય, તે બધાંનું પુણ્ય નાશ પામે છે, તથા તેનો વંશ અને તેની લક્ષ્મીનો નાશ થાય છે. એમ વિચારીને એવું અનિષ્ટ ન થાય માટે યમે નચિકેતાને કહ્યું કે, 'હે બ્રાહ્મણ ! તમને નમસ્કાર છે, તમે કૃપા કરશો તો મારૂં કલ્યાણ થશે, કારણ કે તમે અતિથિ છો માટે નમવાયોગ્ય છો. છતાં પણ ત્રણ દિવસ મારા ઘરમાં ભૂખ્યા રહ્યા છો, માટે મારા એ પાપનું નિવારણ કરી મારૂં કલ્યાણ કરવા સારૂ તમારી મરજી પડે તેવાં મારી પાસેથી ત્રણ વરદાન માગી લો !'

## રામાયણની એક વાત

યાદ રાખજો કે જ્યારે આપણા લોકોમાં અતિથિઓનો આવો આદરસત્કાર હતો ત્યારે હિંદુસ્થાન આબાદ હતું. તમે કહેશો કે એ તો બહુ જૂની વાત છે. તો એ પછીની રામાવતારની વાત સાંભળોઃ રામાયણમાં કહ્યું છે કે, પોતાના કુળના અભિમાનમાં, પોતાની પવિત્રાઇના અભિમાનમાં, અને પોતાના કર્મકાંડના જોર ઉપર મુસ્તાક રહીને બ્રાહ્મણો શવરી નામની ભીલડી ભગતાણીનો બહુ દ્વેષ કરતા હતા, અને તેને નીચ સમજી બહુ હેરાન કરતા હતા. તેથી બ્રાહ્મણોની એ ભૂલ સુધારવા સારૂ દૈવ ઇચ્છાએ તેઓના તળાવનું પાણી ખરાબ થઇ ગયું.

બ્રાહ્મણોએ પાણી સુધારવા માટે બહુ બહુ ઉપાયો કર્યા પણ તેઓના પુણ્યથી એ પાણી સુધર્યું નહીં. અંતે જ્યારે બ્રાહ્મણો જેનો તિરસ્કાર કરતા હતા તે ભીલડીએ રામના કહેવાથી એ તળાવમાં પગ બોળ્યો, ત્યારે તેના પ્રભુપ્રેમના પ્રભાવથી એ તળાવનું પાણી સારૂં થયું. માટે હું એમ કહું છું કે, ભાઈઓ ! પ્રભુપ્રેમનું બળ રાખો, ભલાઈનું બળ રાખો, અને અભેદનું બળ રાખો. નાત જાત કે જે ઘડીક વારની રમત છે એનું અભિમાન તે શું કરો છો ? વળી એ કાંઈ આપણા અખ્તિયારની વાત નથી. આપણને ક્યાં જન્મ આપવો એ તો પ્રભુની ઈચ્છા ઉપર છે, એમાં કાંઇ આપણો હક નથી. આપણને નીચ જાતમાં કે હલકા કુળમાં જન્મ આપ્યો હોત તો આપણે શું કરત ? માટે જે બાબત હાલમાં આપણા હાથમાં નથી અને જે વસ્તુ મુઆ પછી કામની નથી એવી બાબતમાં તે અભિમાન શું કરો છો ? એવી જુદાઇ વધારવામાં તે શા માટે શક્તિ ખરચી નાખો છો ? જે શક્તિ આપણા બંધુઓમાં વિરોધ વધારવામાં વાપરો છો તે શક્તિ ભલાઇ કરવામાં વાપરોની કે જેથી તમારૂં કલ્યાણ થાય. આ દાખલો પણ જો તમોને જૂનો લાગે તો એ પછીની મહાભારતની વાત સાંભળો. તેમાં પણ કહ્યું છે કેઃ—

## જો કૂતરાને આંહીં મૂકી દેવો પડે તો મને સ્વર્ગ જોઈતું નથી

ધર્મરાજા યુધિષ્ઠિર છેવટના મહાપ્રયાણ અર્થે હસ્તિનાપુરથી નીકળ્યા, ત્યારે એક કૂતરો તેમની પાછળ

પાછળ ગયો હતો અને તેમની સાથે ભારે વિપત્તિઓ વેઠીને મોટું રણ પણ ઓળંગી ગયો હતો. તે પ્રયાણમાં નીકળેલાં-ઓમાંથી યુધિષ્ઠિર અને તે કૂતરો જ જીવતા રહ્યા હતા. યુધિષ્ઠિરને સ્વર્ગમાં લઇ જવા માટે ઇંદ્ર પૃથ્વી પર આવ્યા હતા. તેણે તેમને કહ્યું કે, આ વિમાનમાં બેસીને મારી સાથે સ્વર્ગમાં ચાલો. નીચા વળીને યુધિષ્ઠિરે પાછળ આવેલા નિમ-કહલાલ કૂતરાનું માથું થાબડયું, અને કહ્યું: "હે ભૂત અને વર્તમાનના અધિપતિ! આ કૂતરાનો મારા ઉપર ઘણો ભાવ છે માટે તેને પણ સાથે લેવો જોઇએ. આ બિચારા પ્રાણી ઉપર મને બહુ દયા આવે છે." ઇંદ્રે ઉત્તર આપ્યો, "સ્વર્ગ-ભૂમિમાં કૂતરાને લઇ જવાય નહીં. હે રાજા! આજે તેં અમર-પણું તથા મારા જેવું પદ, બહોળો વૈભવ, મહાન વિજય અને સ્વર્ગનાં સર્વ સુખ મેળવ્યાં છે, માટે સ્વર્ગને રસ્તે આડા આવનાર આ કૂતરાનો ત્યાગ કર! એમ કરવામાં કાંઇ દોષ નથી. એ મનુષ્યલોકનું પ્રાણી મનુષ્યલોકમાં રહેશે." રાજા બોલ્યા, "હે સહસ્રનેત્રવાળા! હે નીતિમાન! કોઇ પણ આર્ય આર્યને ન છાજે એવું કૃત્ય કદી પણ કરે નહીં. મારા ઉપર ભાવ રાખ-નારનો ત્યાગ કરીને હું સ્વર્ગનું સુખ પ્રાપ્ત કરવા ઇચ્છતો નથી." ઇંદ્રે કરડી દૃષ્ટિથી કહ્યું: "કૂતરાને સાથે લઇ આવનારને માટે સ્વર્ગમાં સ્થાન નથી. કૂતરાનો ત્યાગ કર અને ચાલ, વખત વહી જાય છે." રાજા બોલ્યા: "ડાહ્યા પુરૂષો કહી ગયા છે કે, ભાવિકનો ત્યાગ કરવો એ પાપ છે, ઘોર પાપ છે. બ્રાહ્મ-ણનો વધ કરવાથી જેવું ઘોર પાપ થાય છે તેવું પાપ નિર્બળનો ત્યાગ કરવાથી થાય છે. હે ઇંદ્ર! હે મહાબાહો! સુખ પ્રાપ્ત

કરવા તરફ દોરાઈને હું આ કૂતરાનો ત્યાગ નહીં કરૂં." ઇંદ્રે રાજાને ઘણીએ આજ્ઞા કરી અને બહુ બહુ સમજાવ્યું તોપણ તે ડગ્યા નહીં. ઇંદ્રે કહ્યું: "તેં તારા ભાઇઓનો અને પત્નીનો ત્યાગ કર્યો ત્યારે આ કૂતરાનો ત્યાગ કેમ કરતો નથી?" યુધિષ્ઠિરની અંતરદૃષ્ટિ એવી સંપૂર્ણ રીતે ખીલેલી હતી કે, ઇંદ્રના યુક્તિભરેલા વાક્ચાતુર્યથી તેમની દૃઢતામાં જરા પણ ફેર પડયો નહીં, અને તે બોલ્યાઃ "ગત થએલાંઓની સાથે સ્નેહ કે વૈર હોતાં નથી એ વાત ત્રિલોકમાં પ્રસિદ્ધ છે. મારા ભાઇઓ અને કૃષ્ણા મરણ પામ્યાં તેમને જીવતાં કરવાની શકિત મારામાં નહોતી, માટે મેં તેમનો ત્યાગ કર્યો. તેઓના દેહમાં પ્રાણ હતો ત્યાં સુધી મેં તેમનો ત્યાગ કર્યો નહોતો. આ કૂતરો તો જીવે છે. હે ઇંદ્ર! હું જાણું છું કે, શરણાગતને ત્રાસ પમાડવાથી, સ્ત્રીહત્યા કરવાથી, બ્રાહ્મણની વસ્તુ ચોરવાથી તથા મિત્રને દુઃખ દેવાથી જેટલું પાપ થાય છે, તેટલું જ પાપ આવા ભાવિક પ્રાણીનો ત્યાગ કરવાથી થાય છે." યુધિષ્ઠિરનું બોલવું પૂરૂં થયું કે તરત જ તે કૂતરો અદૃષ્ય થઈ ગયો અને તેને સ્થાને ધર્મરાજાની દિવ્ય મૂર્તિ દૃષ્ટિએ પડી. ઇંદ્ર અને ધર્મ-રાજા યુધિષ્ઠિરને સ્વર્ગ પ્રત્યે લઇ ગયા ત્યારે દેવો તથા ઋષિ-ઓએ તેમના ગુણનું ગાન કર્યું.

આ સિવાય યુધિષ્ઠિરના યજ્ઞ પછી અર્ધા સોનાના શરીરવાળો નોળિયો ત્યાં આવ્યો હતોઃ એ આતિથ્યસત્કારની પ્રસિદ્ધ વાત તમે જાણો છો, એટલે તે કહી બતાવવાની જરૂર નથી. જ્યારે આપણે ત્યાં આવો ભ્રાતૃભાવ અને આવો અતિથિ

સત્કાર હતો ત્યારે જ દેશ આબાદ હતો અને ત્યારે જ પ્રજા સુખી હતી. માટે અમે એવા આંતરના ધર્મમાં આવવાનું તમોને કહીએ છીએ. હજી એ પછીના શાસ્ત્રના દાખલા જાણવા હોય તો વિષ્ણુપુરાણમાં કહેલી રંતિદેવ રાજાની વાત સાંભળોઃ

## અતિથિસત્કાર વિષે

" રંતિદેવ રાજાએ એક સમયે પોતાના સેવકવર્ગ સહિત અડતાળીસ દિવસનો અપવાસ કર્યો. ઓગણપચાસમે દિવસે સવારમાં તેને કેટલુંક ઘી, દૂધ, જવનો લોટ તથા પાણી મળ્યાં. આવા પદાર્થો વડે તેઓ પારણું કરવાની તૈયારીમાં હતા તેવામાં એક અતિથિ બ્રાહ્મણ ત્યાં આવી ચડયો. રાજાએ પોતે કાંઇ પણ ચાખ્યા પેહેલાં તે બ્રાહ્મણને જમાડયો. પછી તે બ્રાહ્મણ ચાલ્યો ગયો એટલે જે કાંઇ અન્ન અવશેષ રહ્યું હતું તેના સમાન ભાગ કરીને રાજાએ સર્વેને એકેક ભાગ વહેંચી આપ્યો અને એક ભાગ પોતાને માટે રાખ્યો. પછી તે આહાર કરવા માંડે છે, એટલામાં એક શૂદ્ર ત્યાં આવ્યો. રાજાએ પોતાના ભાગના થોડા અન્નમાંથી હર્ષથી તેને કાંઇક આપ્યું. શૂદ્રના ગયા પછી તે પારણું કરવાની તૈયારી કરે છે તેવામાં વળી શ્વાનનો સમૂહ લઇને એક માણસ ત્યાં આવ્યો. રંતિદેવે એક ઘૂંટડો પાણી રાખીને સર્વ અન્ન તેને આપી દીધું. તેઓના ગયા પછી પોતાના સૂકાઇ ગયેલા હોઠ આગળ તેણે આતુરતાથી પાણીનું પાત્ર ધર્યું, પણ એટલામાં " પાણી આપો ! થોડુંક પાણી આપો ! " એવા કરૂણાજનક સ્વર તેને કાને પડયા. તેણે નજર ફેરવીને જોયું તો ચાંડાળ

જાતિનો દુઃખથી રિબાતો એક માણસ ભોંય ઉપર પડેલો હતો તથા તેના હાથમાંનું પાણી લેવાને માટે દયામણી દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. રંતિદેવે પોતાનાં પ્રેમાળ લોચન વડે તેની તરફ દયાની દૃષ્ટિ કરીને તે ચાંડાળનું માથું ધીમેથી ઊંચું કર્યું, અને તેના સૂકાઇ ગયેલા તથા ધૂળમાં ખરડાયેલા હોઠ આગળ તે નિર્મળ શીતળ પાણી ધરીને તેને મમતાથી કહ્યું, "હે ભાઇ, પાણી પી!" નમ્રતા સાથે દયાભાવ દર્શાવ્યો તેથી એ પાણીનું દાન અમૂલ્ય થઇ પડયું. હવે તે ચાંડાળે પાણી પીધું ત્યારે પ્રેમાળ હૃદયવાળા રંતિદેવે હર્ષથી શ્રી હરિના સ્તુતિ કરી કહ્યુ, "હું અષ્ટ સિદ્ધિની કે મોક્ષની યાચના કરતો નથી. મારે અપેક્ષા માત્ર એટલી જ છે કે હું સર્વનાં સુખદુઃખ જાણું, તથા તેમની વતી તેમનાં દુઃખ હું ભોગવું, જેથી કરીને તેઓ સુખી જીવન ગાળે. આ પીડાતા મનુષ્યનો જીવ ઉગારવાને મેં આ પાણી આપ્યું તેને લીધે મારી ભૂખ, તરશ, થાક, દુઃખ તથા તમ્મર, એ સર્વ નાશ પામ્યાં છે."

અતિથિ સત્કારના—દુઃખીઓની સેવા કરવાના—ગરીબોને મદદ કરવાના ને સમાન ભાવ રાખવાના પુરાણોમાં ને ભકતોના ચરિત્રમાં આવી જાતના સેંકડો દાખલાઓ છે, પણ અફસોસ કે તેઓની તરફ કોઇ જોતું નથી.

---

# ૪૯ : દુઃખની અંદર પણ કાંઈક સુખ મળેલું જ હોય છે

[ 'સ્વર્ગનાં રત્નો ' નં. ૧૬ ]

આપણે :સૌ દુઃખનું નામ સાંભળીને ભડકયા કરીએ છીએ, અને દુઃખ એ જાણે બહુ જ મોટામાં મોટી ખરાબી હોય એમ આપણને લાગ્યા કરે છે. તેથી દુઃખને વખતે તથા દુઃખ આવવાનું છે એમ જાણીને અગાઉથી જ આપણે બહુ ઢીલા પડી જઇએ છીએ. એટલે આપણી ઘણી શકિતઓ એ ભયને લીધે જ ાવના કારણ ગુમ થઇ જાય છે, કેટલીક શક્તિઓ એવે વખતે દબાઇ જાય છે, કેટલીક શક્તિઓ એવે વખતે બૂઠી લાગણીવાળી થઈ જાય છે, અને કેટલીક શકિતઓ એવે વખતે સ્તબ્ધ થઇ જાય છે. તેથી પોતાની લાયકાત દબાઇ જાય છે, પોતાની હોંશિઆરી ઉપર પાણી ફરી વળે છે, પોતાનો અનુભવ ઉપયોગમાં આવી શકતો નથી અને પોતાનું કુદરતી બળ ઝાંખું થઇ જાય છે. તેથી ખરે વખતે વધારે જોસથી, વધારે લાગણીથી અને વધારે બળથી તથા વધારે બુદ્ધિ વાપરી કામ કરવું જોઇએ, તેને બદલે દુઃખ વખતે

આપણે ઊલટા તદ્દન નકામા થઇ પડીએ છીએ, અને જે હોય તે શક્તિઓ પણ ગુમાવી દઇએ છીએ. આમ ન થાય માટે આપણે દુઃખનું ખરૂં સ્વરૂપ સમજવું જોઇએ. એ માટે મહાત્માઓ કહે છે કેઃ—

દુઃખની અંદર પણ ઘણું સુખ મળેલું હોય છે. પણ દુઃખને નામે આપણા મનમાં જે હેબત પેસી ગયેલી છે તેને લીધે આપણી દૃષ્ટિ ઉપર એક જાતનાં પડળ આવી જાય છે. તેથી દુઃખની અંદર ભળેલા સુખને આપણે જોઇ શકતા નથી. પણ યાદ રાખજો કે, કોઇ પણ દુઃખ સુખ વિનાનું હોતું જ નથી; એટલું જ નહિ પણ જેમ દુઃખ મોટું હોય, તેમ તેની અંદર સમાએલું સુખ પણ મોટું જ હોય છે. પણ દુઃખમાંથી સુખને કેમ જુદું પાડવું, અને દુઃખને છોડી દઇને સુખ ઉપર દૃષ્ટિ કેમ જમાવવી, તે આપણને આવડતું નથી. કારણ કે હજી આપણે મલિનતામાં રહેવાવાળાં છીએ. તેથી કાગડાની પેઠે સારી વસ્તુ છોડીને ખરાબ વસ્તુમાં જ મન નાખ્યા કરીએ છીએ. આવો સ્વભાવ હોવાથી સુખને છોડીને આપણે દુઃખની સામે જ જોયા કરીએ છીએ. પણ જે ડાહ્યા માણસો હોય છે, જે હરિજનો હોય છે, જે અનુભવીઓ હોય છે અને જે મહાત્માઓની સોબતમાં રહેલા હોય છે, તેઓની દૃષ્ટિ હંસના જેવી બની જાય છે. એટલે દૂધ ને પાણી ભેગાં ભળેલાં હોય તેમાંથી હંસ જેમ પાણીને છોડી દે છે, અને દૂધને પીએ છે, તેમ જ એવા ડાહ્યાં માણસો પણ દુઃખ અને સુખ ભળેલાં હોય તેમાંથી દુઃખને છોડી દે છે, ને સુખને પકડી લે છે. તેથી'

તેઓ દુઃખને વખતે પણ ધીરજ રાખી શકે છે; તેથી તેઓ દુઃખને વખતે પણ ઇશ્વરનો ઉપકાર માની શકે છે; તેથી તેઓ દુઃખને વખતે પણ શાંતિમાં રહી શકે છે; અને તેથી તેઓ દુઃખને વખતે પણ પોતાની ફરજો બજાવી શકે છે કારણ કે તેઓની આંખમાં સુખને જોવાની દૃષ્ટિ આવી ગયેલી હોય છે અને તેઓના હૃદયમાં દુઃખની સામે થવાનું બળ આવી ગયેલું હોય છે, તથા તેઓની લાગણીઓમા દુઃખને ભોગવી લેવાની સહનશકિત આવી ગયેલી હોય છે. તેથી તેઓ દુઃખમાંથી પણ ઇશ્વરની કૃપા સમજી શકે છે, અને તેમાંથી પણ ઇશ્વરના આશીર્વાદ લઇ શકે છે. કારણ કે તેઓના અંતરમાં એવી પકકી ખાતરી થઇ ગયેલી હોય છે કે, હમણાં અમારી ઉપર જે દુઃખ આવી પડેલું છે, તે દુઃખમાં સુખ મળેલું છે જ. કારણ કે કોઇ પણ દુઃખ, સુખ વિનાનું હોતું જ નથી, એવો કુદરતનો નિયમ છે. માટે અમારી ઉપર આવી પડેલા દુઃખમા પણ કોઇક જાતનું સુખ રહેલું છે. ત્યારે એ સુખને છોડીને દુઃખમાં શા માટે પડયા રહીએ? આમ લાગવાથી તેઓ પોતાનો ઉપર આવી પડેલા દુઃખમાંથી સુખને શોધવા લાગે છે, અને એવી રીતે ઘણો વખત શોધતાં છતાં પણ તેમાં પોતાને કાંઇ ન સમજાય, તો પછી તેઓ કોઇ સંતની મદદ લે છે. એટલે અનુભવી સંતો તેનો ખુલાસો કરી આપે છે. પરંતુ તેમાં પણ ઘણી વખત એમ બને છે કે, કેટલાક ખુલાસા આપણને એ વખતે ગમતા નથી. સાચા ખુલાસા હોય છતાં પણ એ વખતે ગમતા નથી, કારણ કે આપણે બહુ મોહવાદી બની ગયેલાં છીએ, અને માયાના પ્રદેશમાં રમનારાં છીએ.

તેથી આપણને ઇશ્વરી તત્ત્વની ખૂબીઓ તથા તેનું ઊંડાણ સમજાતું નથી. તેથી દુઃખની અંદર ભળેલા સુખનો જે અર્થ આપણને સંતો સમજાવે, તે અર્થ એ વખતે આપણે માની શકતા નથી. બીજું એ કે, જ્યાં સુધી સંતોની સાથે આપણું મન મળેલું ન હોય, તેઓની ઉપર આપણી પૂરી શ્રદ્ધા ન હોય, અને આપણામાં અમુક જાતનો અધિકાર તેઓને ન દેખાય ત્યાં સુધી કેટલીક ઊંડી વાતો તેઓ આપણને કહેતા નથી. કારણ કે તેઓ કહે તો એ વખતે ઊલટું આપણને માઠું લાગી જાય, અથવા તેઓનું કહેવું માની શકાય જ નહિ, આવી આપણી પોતાની સ્થિતિ હોય છે. તેથી તેઓ ચોખ્ખે ચોખ્ખું કહેતા નથી; પણ ભરમમાં કહે છે. પણ દુઃખને વખતે આપણી બુદ્ધિ બગડી ગયેલી હોય છે, એટલે એ ટાણે આપણે તેઓના કહેવાનો હેતુ સમજી શકતા નથી.

જેમકેઃ—કોઇ લોભી પણ શ્રીમંત સ્થિતિવાળા વૃદ્ધ ગૃહસ્થનો જુવાન દીકરો મરી ગયો હોય, તો એ વખતે કોઇ તેને એમ કહે નહિ કે બહુ સારૂં થયું. તેમ જ તે પોતે પણ એમ સમજી શકે નહિ કે આ દુઃખમાં પણ કાંઇક સુખ હશે પણ એ છોકરો મરી જવાને લીધે તે ગૃહસ્થની લાગણીઓ દબાઇ જાય છે, અને તેને એમ લાગે છે કે, હવે આ બધા લાખો રૂપિયા આપણને શું કામના? મફતના પછવાડેથી કોઇક ખાઇ જશે. તે કરતા હાથે કરીને જ તેનો લાભ લઇ લઉં તો ઠીક. એમ સમજીને તે પોતાના પૈસા પરમાર્થનાં કામોમાં ખરચવા માંડે છે. એથી તેની કીર્તિ વધે છે, તેને સારા સોબતીઓ મળે છે, અને તેને ગરીબના આશીર્વાદો મળે છે. તેથી તેની

જિંદગીનું રૂપ બદલાઇ જાય છે. તેના ચહેરાનું તેજ બદલાઇ જાય છે અને દશ વરસમાં તે તદ્દન નવો માણસ બની જાય છે; તથા તેનો દાખલો જોઇને બીજા ઘણાંએ લાયક માણસો પરમાર્થ કરતાં શીખે છે, એ બધાંના પુણ્યમાં તેનો થોડો થોડો ભાગ રહે છે. તેથી આગળ જતાં તે બહુ શાંતિ પામી શકે છે. તેનું મોત પણ સુધરે છે અને મુઆ પછી તે ઉત્તમ સ્થાનને પામે છે. હવે વિચાર કરો કે જો તેનો દીકરો હયાત રહ્યો હોત, તો એ લોભીદાસનું કદી પણ આટલું બધું કલ્યાણ થઇ શકત નહિ. પણ જ્યારે તેને માથે પુત્રમરણનું દુઃખ પડયું, ત્યારે જ તે સુધરી શકયો.

હવે બીજો દાખલો લો. એક નાની ઉમ્મરની બાઇ રાંડી. એ જોઇને એ વખતે બધા લોકો બહુ અફસોસ કરવા લાગ્યા. તેનાં માબાપ કલ્પાંત કરવા લાગ્યાં, અને તે બાઇની સ્થિતિ કેવી હોય તે માટે તો કહેવું જ શું ? કારણ કે પ્રેમઘેલુડી જુવાન સ્ત્રીનો વહાલો ભરથાર મરી જાય, એ વખત તેને કેટલું બધું દુઃખ લાગે, તેની ગણતરી કોણ કરી શકે ? એ તો જેને વીતી હોય તે જ જાણે. આવે વખતે એ બાઇને કોઇ કહે કે, 'ઠીક થયું' તો એ વાત કાંઇ તે બાઇને ગળે ઊતરે કે ? પણ પછી થોડાં વરસ પછી એ બાઇની લાગણીઓ બદલાય છે. પતિનો શોક કરી કરીને થાકયા પછી અંતે તેને એમ લાગે છે કે, મોત એ કાંઇ કોઇના મુખત્યારની વાત નથી. જિંદગી જેવી અમૂલ્ય વસ્તુને દુઃખમાં ને દુઃખમાં કાઢી નાખવી એના જેવું બીજું કોઇ મોટું પાપ નથી. માટે મારે હવે સારી રીતે ચેતવું જોઇએ, અને કાંઇક શુભ કામ કરવામાં લાગી જવું જોઇએ. એમ વિચા-

રીને પ્રથમ તો પોતે જ્ઞાન મેળવવા માંડે છે. પછી પોતાની બહેનપણીઓને જ્ઞાન મેળવવા સગવડો કરી આપે છે. એ પછી કાંઇ નાનાં નાનાં સેવાનાં કામો કરવા લાગે છે. એ પછી તેની લાગવગ વધે છે, તેના મિત્રો વધે છે, તેના ઉત્તમ ચારિત્ર્ય ઉપર લોકોનો વિશ્વાસ બેસી જાય છે. તેથી પછી તેના હાથે મોટાં મોટાં પરમાર્થનાં કામો થવા લાગે છે, અને પછી તે પોતાની બહેનોને સુધારવા માટે સેવાસદન જેવાં ખાતાં અથવા ઓર્ફનેજ (અનાથાશ્રમ) જેવાં ખાતાંઓ ચલાવવા લાગે છે. અને તેની અધિષ્ઠાત્રી બની તેનો બધો વહીવટ ચલાવે છે; એટલું જ નહિ પણ તેનાં આવાં ભલાં કામોની અસરથી આગળ જતાં, એવાં બીજાં ઘણાં ખાતાંઓ ઘણે ઠેકાણે નીકળતાં જાય છે. હવે વિચાર કરો કે જો તે બાઈ પોતાના વરના મોહમાં જ રહી ગઇ હોત, તો તે આટલો બધો પરમાર્થ કરી શકત ખરી કે? આટલું બધું નામ તથા માન મેળવી શકત ખરી કે? અને તે આટલી બધી ભલી કે ઇશ્વરની વહાલી થઇ શકત ખરી કે? કહો કે નહિ જ. પણ આ બધી વાતો દુઃખ પડે તે વખતે સમજાતી નથી, તેથી આપણે દુઃખમાં જરૂર કરતાં વધારે દબાઇ જઇએ છીએ. એમ ન થાય માટે દુઃખમાં પણ સુખ રહેલું છે એમ સમજતાં શીખો!

હવે ત્રીજો દાખલો સાંભળોઃ એક ગરીબ માણસને બીજાઓની ખટપટથી કાંઇ ગેરઇન્સાફ થયો. તેને તેના શેઠે નોકરીમાંથી રજા આપી. એ વખતે તે બહુ દિલગીર થયો અને નિરાશ થઇ ગયો કે હવે મારૂં શું થશે? આવા મોંઘારતના વખતમાં હું મારૂં ગુજરાન કેમ ચલાવી શકીશ? એમ સમ-

જીને તે બહુ અફસોસ કરવા લાગ્યો. પણ એ પછી નોકરી માટે શોધખોળ કરતાં દેશમાં કયાંય પત્તો લાગ્યો નહીં, તેથી તે મુંબઇ ગયો અને ત્યાંથી આફ્રિકે જવાનો જોગ મળતાં તેણે એ નોકરી સ્વીકારી. તેથી પોતાની જૂની નોકરીમા વીશ રૂપિયા પગાર મળતો હતો તેને બદલે નવી નોકરીમાં સાઠ રૂપિયા મહિનો થયો. એ પછી ત્રણ વરસ બાદ તેણે પોતાની દુકાન કરી. તેમાં પાંચ વરસની અંદર લાખો રૂપિયા કમાણો અને દેશમાં બહુ મોટો માણસ થઇ પડયો. હવે જુઓ કે જો તે માત્ર વીશ રૂપિયામાં ત્યાં ને ત્યાં પડયો રહ્યો હોત, તો તેમાં તેનું કાંઇ વળત નહીં તે બિચારો આખી જિંદગી સુધી કંગાલ ને કંગાલ રહી જાત; અને જ્યાં સુધી તેની વીશ રૂપિયાની નોકરી કાયમ રહેત ત્યાં સુધી તે કદી પણ આફ્રિકે જવાનો વિચાર કરત નહીં, પણ જ્યારે તેની નોકરી તૂટી ત્યારે જ તેને ત્યાં જવાનું મન થયું. આવી રીતે તેને મોટો બનાવવા ઇશ્વરની ઇચ્છા હતી, તેથી જ તેની ટૂંક પગારની નાની નોકરી લઇ લીધી હતી. પણ એ વખતે એ હેતુ એને સમજાયો નહીં, તેથી તે દિલગીર થતો હતો.

આવી રીતે દરેક પ્રકારના દુઃખમાં કાંઇક ઊંચ હેતુ તથા સુખ ભરેલું હોય છે, પણ તેનો લાભ લેતાં આપણને આવડતું નથી તેથી આપણે દિલગીર થયા કરીએ છીએ. માટે હવે કૃપા કરીને આ સિદ્ધાંત સમજી લો કે, દુઃખમાં પણ કાંઇક સુખ ભળેલું હોય છે. માટે દુઃખને છોડી દઇને તેમાંથી સુખને શોધતાં શીખો, સુખને શોધતાં શીખો !

---

## ૫૦ : સુખ કે દુઃખ એ સ્વાભાવિક વસ્તુ નથી, પણ જે પ્રમાણમાં આપણે આપણી લાગણીઓને ખીલવી હોય તેના પ્રમાણમાં તે લાગે છે

[ 'સ્વર્ગની સીડી ' નં. ૧૦૭ ]

નિર્ભયપણે અડગ રહીને શાંતિથી દુઃખો ભોગવી લેવાં એમ પ્રભુ કહે છે તેનું કારણ એ જ છે કે, સુખ અને દુઃખ એ વસ્તુઓનો કે આત્માનો ધર્મ નથી, પણ એ અંતઃકરણની વૃત્તિઓનું કામ છે. અને જેટલે દરજ્જે એ લાગણીઓને આપણે ખીલવીએ અથવા સંકોચી લઇએ તેના પ્રમાણમાં આપણને થોડાં કે વધારે સુખ દુઃખ થાય છે. માટે આમાંથી આપણે એમ સમજવાનું છે કે, કોઈ પણ વસ્તુઓ આપણને ખરેખરું સુખ કે ખરેખરું દુઃખ આપી શકતી

નથી, કારણ કે કુદરતી વસ્તુઓમાં સ્વાભાવિકપણે જ કાંઇ સુખ કે દુઃખ રહેલું નથી, પણ આજુબાજુના સંજોગો પ્રમાણે તથા આપણી લાગણીઓને જે પ્રમાણે કેળવી હોય તેના પ્રમાણમાં જ સુખ દુઃખ થાય છે. જેમકે, ચોમાસાના દિવસોમાં આકાશના રંગો બહુ સુંદરપણે ખીલેલા હોય ત્યારે એ જોઇને કોઇ કવિના મન ઉપર કાંઇક જુદી જ છાપ પડે છે, અને એમાંથી સૃષ્ટિ સૌંદર્યની કાંઇક ફક્કડ કવિતા લખવાનું તેને મન થઇ જાય છે. એ જ રંગ જોઇને એક ચિતારા ઉપર કાંઇક જુદી જ અસર થાય છે, અને તેની પીંછીમાં રંગની મેળવણી કરવામાં કાંઇક નવી જ ભભક આવી જાય છે. એ જ રંગ જોઇને ગામડાના ખેડુતો વરસાદ આવવા ન આવવાની ગણત્રીઓ કરી શકે છે. એ જ રંગ જોઇને જ્ઞાની ભક્તો એવી અદ્ભુત લીલાથી રાજી થઇને ઇશ્વરનો ઉપકાર માનવા માંડે છે, અને એ જ રંગ જોવા છતાં લાખો સાધારણ માણસોને કોઈ પણ જાતની કાંઇ ખાસ અસર થતી નથી. હવે વિચાર કરો કે આ બધી લાગણીઓ વાદળાંના રંગોમાં છે કે માણસોના અંતઃકરણની વૃત્તિઓમાં છે ? આવી જ રીતે એક ઠેકાણે ઘણા મિત્રોએ દ્રાખના બગીચામાં જઇ સાથે બેસીને દ્રાખ ખાધી. તેમાંથી એક જણને એ દ્રાખ ખાવાથી શરદી થઇ આવી, એક જણને દ્રાખ ખાવાથી માથુ દુઃખતું મટી ગયું, એક જણને એ જ દ્રાખ ખાવાથી લોહી સુધરવા લાગ્યું અને એ જ દ્રાખ ખાવાથી એક જણને ખાંસી થઇ આવી. બોલો, હવે આમાં દ્રાખનો વાંક છે કે ખાનારનો વાંક છે ? આવી જ રીતે ચાર મિત્રોએ એક પુસ્તક વાંચવા

સારૂ લીધું. એ પુસ્તક વાંચીને એક માણુસ બહુ જ ખુશી ખુશી થઇ ગયો, કારણ કે એમાંનો દરેક વિચાર તેને બહુ જ ગમ્યો, તેથી એ પુસ્તકના કર્તાને તે હજારો હજાર આશીર્વાદ દેવા લાગ્યો અને તેને ધન્યવાદ દેવા લાગ્યો. હવે બીજા માણુસની વાત સાંભળોઃ બીજા માણુસને એ પુસ્તકનો દેખાવ જોઇને જ ગ્લાનિ લાગી, ને બોલી ઊઠયો કેઃ 'અરે હાય હાય! આવું સુગામણું પુસ્તક કયાંથી લાવ્યા? કાગળ સારા નહીં, ટાઈપ સારા નહીં, છાપ સારી નહીં, પૂઠાનો રંગ સારો નહીં અને બાંધણી પણ સારી નહીં, એવું રેચક પુસ્તક તે વાંચવું કોને ગમે?' એમ કહીને તેણે એ પુસ્તકને વાંચ્યા વિના જ મૂકી દીધું. હવે ત્રીજા માણુસની વાત સાંભળોઃ તેણે એ પુસ્તકનાં થોડાં પાનાં વાંચ્યાં, એટલામાં તેને એમ દેખાયું કે, આની વાકયરચના સારી નથી, આમાં કઠિનતા બહુ છે, આમાં અશુદ્ધપણું બહુ છે, અને વિચારો પણ ક્રમસર ગોઠવેલા નથી; આવું પુસ્તક તે કોણ વાંચે? તમે તે આવો કચરો કયાંથી ઉપાડી લાવો છો? મને તો એ પુસ્તક વાંચીને ઊલટી બહુ ગ્લાનિ થઇ. અને ચોથા માણુસને આ બધી બાબતોની કાંઇ પણ ખબર પડી નહીં. તે બિચારો "ચોપડી વાંચી તો કે વાંચી" એવી રીતે વાંચી ગયો. તેથી તેને કાંઇ ખાસ અસર થઇ નહીં. હવે વિચારો કે, એ ચોપડી સારી કે ખરાબ? એ ચોપડીમાં સુખ છે કે દુઃખ છે? આવી જ રીતે જગતની દરેક વસ્તુ જુદા જુદા અધિકારીઓ પર તેઓની પ્રકૃતિ પ્રમાણે જુદી જુદી અસર કરે છે, અને એકની એક વસ્તુ જુદી જુદી ઋતુમાં તથા જુદા જુદા દેશમાં, જુદો જુદો ગુણુ બતાવે છે. જેમકે, એક

ગરમ ડગલો આપણને શિયાળાના વખતમાં બહુ જ ઉપયોગી થઇ પડે છે, પણ એ જ ડગલો ઉનાળાના વખતમાં દુઃખરૂપ થઇ પડે છે. તેમ જ કોઇ ઠંડા મુલકમાં ગરમ વસ્તુઓ ખાવી ફાવે છે, અને ગરમ મુલકમાં ઠંડી વસ્તુઓ ખાવી ગમે છે. આવી રીતે દેશકાળ પ્રમાણે અને આપણી પ્રકૃતિ પ્રમાણે તથા આજુબાજુના સંજોગો પ્રમાણે જુદી જુદી વસ્તુઓની અસરો થાય છે, પણ કાંઇ વસ્તુઓની અંદર આપણે ધારીએ છીએ તેટલાં જ સુખ કે દુઃખ રહેલાં નથી. માટે જો આપણે આપણી લાગણીઓને કાંઇક વધારે સારી રીતે કેળવીએ તો ઘણે દરજ્જે સુખ દુઃખના ઝપાટામાંથી બચી શકીએ તેમ છીએ.

---

## ૫૧ : વધારે સુખ આપવા સારૂ જ પ્રભુ આપણને થોડું દુઃખ આપે છે

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૨૩૮ ]

ડાકટરો પ્લાસ્ટર મારે છે, ને નસ્તર મૂકે છે એ શું તમે નથી જોયું ? એ શા માટે ? એક તો માણસ બીમાર હોય ને તેમાં વળી આવા હાલ તેની ઉપર શા માટે પાડવા જોઇએ ? શું એ ડાકટરોનું નિર્દયપણું નથી ? તમે જ કહેશો કે ના, એ ડાકટરોનું નિર્દયપણું નથી પણ એ તો ડાકટરોનું ડહાપણ છે; કારણ કે દરદીને દુઃખ દેવાની ઇચ્છાથી કે મારી નાખવાની ઇચ્છાથી કાંઈ ડાકટરો નસ્તર મૂકતા નથી, પણ તેનું દરદ મટાડવા માટે જ નસ્તર મૂકે છે. તેમ જ પ્રભુ આપણને દુઃખ આપે છે, તે કાંઇ આપણી ઉપરના વેરને લીધે નહીં, પણ આપણને પવિત્ર કરવા સારૂ અને આપણું કલ્યાણ કરવા સારૂ જ તે દુઃખ આપે છે. માટે ભાઇઓ ! દુઃખથી દિલગીર નહીં થાઓ, પણ પ્રભુ જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થિતિમાં આનંદથી રહેતાં શીખો ! એવી રીતે રહેવું તેનું નામ ભગવદ્દઇચ્છાને આધીન થવું છે; અને એ જ સર્વ ધર્મનો સાર તથા પ્રભુને પામવાનો ટૂંકામાં ટૂંકો રસ્તો છે.

## દુઃખોની સામે થવાથી કાંઇ વળવાનું નથી પણ તેને ભગવદ્દઇચ્છા સમજી શાંતિથી ભોગવી લેવામાં જ મઝે છે

કોઈ માણસને ઘરમાં પૂરેલો હોય, તે બહાર નીકળવા સારૂ ભીંતમાં માથું પછાડે તે સારૂ કાંઈ ભીંત ટૂટી જાય નહીં, પણ ઊલટું તેનું માથું જ ફૂટે; તેમ જ પ્રભુ આપણને જે દુઃખ આપે તે ભોગવવાં જ જોઇએ. એ ભોગવ્યા સિવાય બીજો કાંઇ પણ ઉપાય જ નથી. એથી તો ઊલટાં દુઃખ વધે છેઃ કારણ કે દુઃખોથી દિલગીર થયા કરવું ને હારી જવું એ ભીંતમાં માથું પછાડવા જેવું છે અને કાંટાની વાડમાં હાથ પગ પછાડવા જેવું છે. માટે એવી મૂર્ખાઇ નહીં કરતાં અને પોતે જ પોતાની મેળે પડયા ઉપર પાટુ નહીં મારતાં ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો ધીરજથી પ્રભુને યાદ કરતે સહન કરવાં જોઇએ અંતરનાં પાપ છોડી શકીએ અને બહારના પાપથી બચી શકીએ તે સારુ જ આપણને દુઃખ આપવામાં આવે છે. માટે દુઃખો સહન કરવાં જ જોઇએ દુઃખથી દિલગીર થવું એ દુઃખની ઉપર ડામ દેવા જેવું છે. માટે ભાઇઓ ! તમારા જ હાથે તમારા દુઃખો ઉપર ડામ ન દો, ન દો !

## આપણે પ્રભુના સિપાઇ છીએ, માટે પ્રભુની ઇચ્છા મુજબ ચાલવું જોઇએ

લશ્કરી સિપાઇઓની ફરજ શું છે, એ તમને ખબર છે? જેમ અમલદાર કહે તેમ વર્તવું, એ લશ્કરી સિપાઇઓની ફરજ છે. અમલદાર દોડવાનો હુકમ કરે ત્યારે દોડવું, ઊભા રહેવાનો

હુકમ કરે ત્યારે ઊભું રહેવું, બંદુક મૂકવાનું કહે ત્યારે મૂકી દેવી, બંદુક ફોડવાનું કહે ત્યારે ફોડવી, મારવાનું કહે ત્યારે મારવું, મરવાનું કહે ત્યારે મરવું, પાછા ફરવાનું કહે ત્યારે પાછું ફરવું, લડવાનું કહે ત્યારે લડવું, મિત્રને તેના કોઈ ગુના માટે મારવાનું કહે તો તેને મારવો, અને દુશ્મનોને બચાવવાનું કહે તો તેને પણ બચાવવા, એ જેમ લશ્કરી સિપાઈની ફરજ છે, અને એ ફરજ જે સિપાઈ ન બજાવે તેને જેમ સખ્ત શિક્ષા થાય છે, તેમ જ આપણે પણ પ્રભુના સિપાઈઓ છીએ, માટે જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઈએ. તે દુઃખ આપે તો દુઃખ પણ ખમવાં જોઈએ; તે સુખ આપે તો સુખ પણ ભોગવવાં જોઈએ; તે મંદવાડ આપે તો મંદવાડ પણ ખમવો જોઈએ; તે મોટું કુટુંબ આપે તો એ જંજાળ પણ ભોગવવી જોઈએ; તે ખરચાં ન આપે-તો તેમાં પણ સંતોષ રાખવો જોઈએ; તે ગરીબી આપે તો તેને પણ ચલાવી લેવી જોઈએ; અને તે મોત આપે તો તેને પણ શાંતિથી આધીન થવું જોઈએ; કારણ કે આપણે તો સિપાઈ છીએ, ધણી તો પ્રભુ છે. માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું જોઈએ. યાદ રાખજો કે જે સિપાઈ સારી રીતે નોકરી બજાવે તેનો જ દરજ્જો વધે છે, અને તેને જ વધારે પેન્શન મળે છે, તેમ જ જેટલે દરજ્જે આપણે પ્રભુની ઇચ્છાને આધીન થશું તેટલું જ સુખ મેળવી શકશું. માટે જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થવાની તજવીજ કરો !

---

# પર : દુઃખનો અર્થ મહાત્માઓ કેવો કરે છે ?

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૩૪ ]

મહાત્માઓના શબ્દકોષમાં દુઃખ શબ્દનો અર્થ શું કહેલો છે એ તમને ખબર છે ? ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખનો અર્થ પ્રભુનું હેત અને આપણું કલ્યાણ એવો છે. એ સારૂ મોટા મોટા સંતો વારંવાર પૂછતા કે હમણાં ઘણા દહાડા થયા અમારી પાસે દુઃખ કેમ નથી આવતું ? પ્રભુએ અમને વિસારી દીધા કે શું ? અમે કાંઇ અપરાધી થયા હશું, નહીં તો પ્રભુ અમને કેમ વિસારી દે ? દુઃખ આવ્યા વિના પ્રભુની પ્રીતિ કેમ જણાય ? અને દુઃખ ખમ્યા વિના જલદી કલ્યાણ પણ કેમ થાય ? માટે સંતોને ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો તો જોઈએ જ. એવાં દુઃખોથી દિલગીર થાય તે સંત શેના ?

ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી સહન કરવાં એ પ્રભુની સેવા કરવા બરાબર છે; અને પરમાર્થને

ખાતર દુઃખ ખમવાં એ તો દેવ પૂજવા બરાબર છે. માટે મહાત્માઓના શબ્દકોષમાં દુઃખ શબ્દનો અર્થ "પ્રભુનું હેત અને આપણું કલ્યાણ" એવો કરેલો છે. દુઃખનો આવો અર્થ સમજ્યા પછી દુઃખથી શા માટે દિલગીર થવું જોઇએ? સંતો દુઃખને માગે છે એટલે તપ કરે છે. પણ આપણે સંસારી છીએ, તેથી દુઃખ ન માગીએ, એટલે તપ ન કરી શકીએ. પણ ભગવદ્દઇચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી ભોગવી લઇએ એટલી ધીરજ તો આપણે જરૂર રાખવી જોઇએ. જો એટલી ધીરજ પણ ન રાખી શકીએ તો પછી પશુઓમાં ને આપણામાં ફેર શો? આપણામાં ધર્મનું બળ છે તેની ખાતરી શી? અને પ્રભુને ખાતર આપણે આપણી ઇચ્છાનો કાંઇક ભોગ આપી શકીએ છીએ, એ દુઃખ ખમ્યા વિના કેમ દેખાડી શકાય? માટે જેઓને ધર્મની અને પ્રભુની દરકાર હોય તેણે તો ભગવદ્-ઇચ્છાથી આવી મળેલાં દુઃખો શાંતિથી સહન કરવાં જ જોઇએ.

---

# ૫૩ : પ્રભુની ઈચ્છાને આધીન થાઓ, એટલે એ દુઃખો એની મેળે જ ઓછાં થઇ જશે

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૧૨૩ ]

એક માણુસ સારી સ્થિતિનો હતો તોપણુ તે બહુ ફિકર કર્યા કરતો, ને પોતાની બાઇડી પાસે બેસી રોજ રોજ ભવિષ્યના દુઃખોની ગણુત્રી કર્યા કરતો. તે કહેતો કે, હવે આપણુને છોકરાં થશે ને ખર્ચ વધશે છોકરાંની સગાઇ કરવી પડશે ને વેવાણો ખરાબ મળશે તો પંચાતી. આપણુામા રીતભાતો વધી ગઇ એક વહુ લાવતા ત્રણુ હજાર રૂપિયાનો દાગીનો જોઇએ જો ચાર પાચ છોકરાં થાય તો ભોગ મળે ના ? રોજગાર ઘટી ગયા, રસ કસ ઓછા થયા, વેપારમાં સાર રહ્યો નહીં ને ખરચ વધ્યા જાય છે હવે કરવું કેમ ? મારી મા પણ હવે માંદીસાજી ચાલ્યા કરે છે. તે કેસ પણુ પાચ પંદર દિવસે ખેંટો છે. એટલે કઇ દહાડો પાણી કર્યા વિના ચાલશે ? છ મહિના પછે તારી સુવાવડ આવશે ત્યારે વળી પચાતી. સુવાવડ કરવા કોને બોલાવશું ! બહેન તો કાંઇ આવે તેમ નથી; એને ને તારે તો બારમો ચંદ્રમા !

આવતે વરસ તારો ભાઈ પરણશે ત્યારે વળી દેશમાં જવું પડશે. મારો કાકો પણ મરવા પડયો છે; કાણે ગયા વિના કાંઇ છૂટકો છે ? ઉપરા ઉપર ખરચ આવેછે. હવે તે કરવું કેમ ? શેઠનો છોકરો જુવાન થતો જાય છે તેમ તેમ તેનો મિજાજ પણ ફાટતો જાય છે. એની સાથે પણ વખત જતાં પાધરૂં ચાલે તેમ નથી. નાની બેનનો વર પણ માંદો સાજો. તારા બાપનો મિજાજ તો ઓર જ. એની તરફથી પણ કાંઈ દોકડો મળવાની આશા છે ? આપણું જૂનું ઘર પણ કાંઇ ઉખેળ્યા વિના ચાલે તેમ છે ? એ ઉખેળશું ત્યારે બારી મૂકવા સારૂ પાડોશી સાથે કજિયો કર્યા વિના છૂટકો નથી. આફત તે કાંઇ થોડી છે ? આટલાં બધાં દુઃખ તો કોઇને હોય નહીં. એટલી બધી જંજાળ તે કેમ ખમાય ?

આવી રીતે બીજાઓ પાસે ને પોતાની બાઇડી પાસે તે રોજ રોજ રોદણાં રોયા કરતો. એ ફિકરમાં ઉદાસ રહેતો, ને હલકા વિચાર કરતો. તેથી બાઇડીને લાગ્યું કે પોતાની મૂર્ખાઇથી વગર દુઃખે દુઃખી થતો આ તો કોઇક દિવસ મફતની ફિકરમાં આપઘાત કરી બેસશે, માટે તેને કાંઇ સમજાવવો જોઇએ. એમ ધારી એક દિવસ બાઇડીએ ઘરમાં કાંઇ કામકાજ કર્યું નહીં, ને જાણી જોઇને ઉદાસ જેવો ચહેરો કરીને સૂઇ રહી. રાતે ધણી ઘરમાં આવ્યો, ત્યારે જુએ છે તો દીવો કરેલો નહીં, ઝાડું કહાડેલું નહીં, વાસણ માંજેલાં નહીં, રસોઇ કરેલી નહીં, ને પાણી પણ ભરેલું નહીં. ત્યારે ધણીએ ગુસ્સે થઇને પૂછ્યું કે, આજે શું છે ? બાઇડીએ કહ્યું કે, મારા દુઃખનો કાંઈ પાર નથી. આજે એક બ્રાહ્મણ આવ્યો હતો તે કહી ગયો કે તમારૂં આયુષ્ય સાઠ વરસનું છે. તેમાં હજી તો મને

વીસ થયાં, બાકી ચાલીસ રહ્યાં. તે ચાલીસ વરસમાં મારે શું શું કરવું પડશે ? તેની મેં ગણત્રી કરી તે જરા સાંભળો, પછે મારી ઉપર ગુસ્સે થાઓ. રોજ બે પાલી મને દળવું પડે છે તે મહિનાનું સાઠ પાલી ને વરસનું ૭૨૦ પાલી થયું; અને ચાલીસ વરસનું અઠાવીસ હજાર ને આઠસો પાલી થયું. રોજ દસ ઘડા પાણી ભરવું પડે છે તે મહિનાનું ત્રણસો ઘડા, ને વરસનું ત્રણ હજાર છસો ઘડા થયું; ને ચાલીસ વરસનું એક લાખ ચુમાલીસ હજાર ઘડા પાણી થયું. રોજ બેઉ વખતનાં મળીને નાનાં મોટાં ચાલીસ વાસણ મને માંજવાં પડે છે, તે મહિનાનાં બારસો વાસણ થયાં, વરસનાં ચૌદ હજાર ચારસો વાસણ થયાં ને ચાલીસ વરસનાં પાંચ લાખ છોંતેર હજાર વાસણ મારે માંજવાનાં થયાં. હવે તમે વિચાર કરો કે અઠાવીસ હજાર ને આઠસો પાલી ઘઉં હું કેમ દળી શકું ? એક લાખ ને ચુમાલીસ હજાર ઘડા હું પાણી કેમ ભરી શકું ? અને પાંચ લાખ ને છોંતેર હજાર વાસણ મારા બાપનો બાપ ને તેનો બાપ આવે તોપણ હું કેમ માંજી શકું ? વળી તે બ્રાહ્મણ કહી ગયો કે તમને ચૌદ છોકરાં થશે. એક છોકરૂં હજી તો ત્રણ મહિનાનું પેટમાં છે, એટલામાં તો મરવા પડી છું. ત્યારે ચૌદ છોકરાં ! ઓય મારા બાપલિયા ! એટલું બધું દુઃખ કાંઇ આપણાથી ખમાય નહીં; એ કરતાં તો મરી જવું સારૂં ! ત્યારે વાયડાએ કહ્યું કે, રાંડ મૂર્ખી ! દીવાની કેમ થઇ ગઇ છે ? એ બધું કાંઇ તારે એક દહાડામાં થોડું જ કરવાનું છે ? ચૌદ છોકરાં કાંઇ તારે ભેળાં જણવાં છે ? તારે તો રોજના જેટલું જ કામ કરવાનું છે. એમાં વળી એવી ગણત્રી શાની ? ત્યારે બાઇડીએ કહ્યું કે, તમે છોકરાંના છોકરાંની

ફિકર શું કરવા કરો છો ? જેમ મારાં વાસણપાણી મને ખબર નહીં પડે તેમ થઇ જશે, તેમ જ તમારાં દુઃખો પણ તમને બહુ ખબર ન પડે તેમ ચાલ્યાં જશે. એમાં ભવિષ્યનાં દુઃખોને યાદ કરીને વિના કારણ શા માટે દુઃખી થાઓ છો ? પ્રભુની ઇચ્છાને આધીન થાઓ એટલે દુઃખ એની મેળે ઓછાં થઇ જશે. ભક્તિમાન બાઇડીનો એ ઉપદેશ તેને સચોટ લાગી ગયો, ને તે દિવસથી ભવિષ્યની મફતની ફિકર તેણે છોડી દીધી. તેમ જ આપણે પણ ખોટી ફિકરો ને નાહકનાં દુઃખોને છોડી દઇ જેમ પ્રભુ રાખે તેમ રહેવું જોઇએ. ઈશ્વરઇચ્છાને પૂર્ણ રીતે સરળતાથી આધીન થવું, એનું જ નામ ખરી ભક્તિ છે, ને એ જ વ્યાવહારિક તથા માનસિક દુઃખોથી બચવાનો ઉત્તમમાં ઉત્તમ રસ્તો છે.

---

## ૫૪ : સુખી થવું હોય તો ભારને માથેથી નીચે મૂકી દો

[ 'સ્વર્ગનો પ્રકાશ ' નં. ૪૩ ]

બંધુઓ ! યાદ રાખજો કે માથા પર ભાર રાખીને કોઈ પણ માણસ સુખી થઇ શકતો નથી. જ્યારે ભારને નીચે મૂકી દઇએ ત્યારે જ સુખ મળે છે; પણ કેટલાંક માણસો એવાં હોય છે કે ભાર નીચે મૂકી દેવાની તેમને તક મળેલી હોય છતાં પણ તેઓ પોતાના માથા ઉપરના ભારને નીચે મૂકી શકતા નથી. જેમકે:—

અમે એક ગામડામાં જોયેલું છે કે એક જંગલી ગામડીઓ ઘાસની ભારી માથા ઉપર લઇને આવતો હતો, એટલામાં પોતાની ઓળખાણવાળા કોઇ માણસનો ઘોડો દામણુ તોડાવીને ભાગી જતો હતો, તે તેના જોવામાં આવ્યો. તેથી તે ઘોડાને તેણે પકડયો અને એ ઘોડા ઉપર તે ગામડીઓ ચડી બેઠો; પણ

પોતાની પાસે જે ઘાસની ભારી હતી, તે પોતાને માથે જ રાખી મૂકી. આવી રીતે ઘોડો બેસવાનો મળ્યો છતાં પણ ઘાસની ભારીનો બોજો પોતાના માથા ઉપરથી ઘોડા ઉપર મૂકવાનું તેને સૂઝયું નહિ; તેથી પોતે ઘોડાને દોડાવે અને માથે ખડની ભારી એક હાથે સાચવ્યા કરે. આ દેખાવ બહુ જોવાલાયક અને હસવાલાયક હતો અને તેવા દેખાવો કોઈક વખતે નજરે પડે છે એમ કંઈ નથી; પણ ગામડાંઓમાં તો આવા બનાવો વારંવાર જોવામાં આવે છે. આ વાત સાંભળીને ઘણાં માણસોને એમ લાગશે કે એ ગામડીઆનું ચિત્ર તો સિનેમેટોગ્રાફમાં લઈ લેવું જોઇએ અને એ અક્કલનો નમૂનો સૌને બતાવવો જોઇએ. આમ આપણે તેની મશ્કરી કરીએ છીએ; પણ એક મહાત્મા કહેતા હતા કે બંધુઓ ! તમે કોઇ તમારા મનમાં ફૂલાશો મા ! તમે પણ ઘણી બાબતોમાં એ ગામડીઆના જેવા જ છો; કારણ કે જે ભાર તમે તમારા માથા ઉપરથી ઓછો કરી શકો તેમ છો તેવા ભારનો બોજો પણ તમે વિના કારણ તમારા ઉપર લઇને ફર્યા કરો છો. તમે કહેશો કે એ કેવી રીતે ? તો એના જવાબમાં જાણવું જોઇએ કેઃ—

આપણો કેટલોક ભાર પ્રભુ પોતે ઉપાડવાને તૈયાર છે; છતાં પણ આપણી લગામ આપણે તેના હાથમાં સોંપતા નથી. આપણો કેટલોક ભાર આપણા સદ્ગુરુઓ ઉપાડવાને તૈયાર છે પણ આપણને તેમની ઉપર શ્રદ્ધા નથી, તેથી આપણે આપણો ભાર તેમને સોંપી શકતા નથી. આપણો કેટલોક ભાર આપણાં વડીલો તથા આપણા કુટુંબનાં બીજાં માણસો ઉપાડવા તૈયાર

છે; પણ એમાં આપણું દોઢડાહ્યાપણું આપણને નડે છે, તેથી આપણે આપણો બોજો તેઓને સોંપી શકતા નથી. આપણો કેટલોક ભાર આપણા મિત્રો તથા આપણી સમાજો ઉપાડવા તૈયાર છે, પણ તેઓને આપણો ભાર સોંપવાનું આપણને ગમતું નથી. આપણો કેટલોક ભાર આપણા શ્રીમંતો, આપણા વિદ્વાનો તથા આપણા રાજાઓ ઉપાડવાને તૈયાર છે; પણ આપણે વધારાની મદદનો પણ જેવો જોઇએ તેવો લાભ લઇ શકતા નથી. તેથી પરિણામ એ થાય છે કે આપણા ભારની વહેંચણી કરી નાખવા માટે ઘણી જાતનાં સાધનો હોવા છતાં બધો ભાર આપણે આપણાં પોતાની ઉપર જ ઉપાડયા કરીએ છીએ ને એ ભારના બોજા નીચે કચરાઇ કચરાઇને દુ:ખી થયા કરીએ છીએ; છતાં પણ એ ભાર ઓછો કરવાનું આપણને સૂઝતું નથી.

બંધુઓ ! ભારને ઓછો કરવો એટલે શું કરવું ? એવો સવાલ પૂછવાનું ઘણાં ભાઇબહેનોને મન થાય એ સ્વાભાવિક છે. એના જવાબમાં સંતો કહે છે કે:—

કેટલીક બાબતમાં કેટલીક જાતનાં દુ:ખો જે આપણાથી મટી શકે તેવાં ન હોય તેવી બાબતમાં ભાર આપણે દૈવેચ્છા ઉપર સોંપી દેવો જોઇએ; આપણી જિંદગીમાં કેટલીક જાતના અણધાર્યા બનાવો બની જાય તેનો ભાર પ્રારબ્ધ ઉપર ફેંકી દેવો જોઇએ; કેટલીક જાતની અગવડોનો ભાર સંજોગોના આધાર ઉપર છોડી દેવો જોઇએ; કેટલીક જાતની ઉપાધિઓનો ભાર આપણા પોતાનાં સ્વાર્થ તથા અજ્ઞાનપણા ઉપર મૂકવો

જોઇએ અને એ માટે એમ દિલાસો લેવો જોઇએ કે જે બની ગયું તે બની ગયું, હવે ફરીથી એવી ભૂલ થવા દેશું નહિ. એમ સમજીને એ બાબતનો ખ્યાલ મનમાંથી કાઢી નાખવો જોઇએ. કેટલીક જાતનો ભાર ક્ષમાને સોંપી દેવો જોઇએ. એટલે કે આપણાં સગાંવહાલાંઓની કે મિત્રોની જે નાનીમોટી ભૂલો થયેલી હોય તે બાબતમાં જરા બની નાબની કરતાં ને માફ કરતાં આવડે તો ઘણો ભાર ઓછો થઇ જાય છે. જરા વધારે ઉદારતા રાખતાં આવડે તો આપણી ઉપરનો ઘણો ભાર ઓછો થઇ જાય છે; અને જે ભારને લોભ વધારી દે છે તે ભારને ઉદારતા પોતાની ઉપર ઉપાડી લે છે. જરાક ક્રોધને રોકતાં આવડે અને શાંતિમાં રહેતાં આવડે તો આપણા મગજ ઉપરનો ઘણો બોજો ઓછો થઇ જાય છે; કારણ ક્રોધના ભારને શાંતિ ઉપાડી લે છે. જરાક ઇન્દ્રિયોને વશ રાખતાં શીખીએ તો આપણા ઉપરથી ઘણી જાતનો ભાર ઓછો થઇ જાય છે; કારણ કે ઇંદ્રિયનિગ્રહને ઘણી જાતનો ભાર ઉપાડતાં આવડે છે; જરાક મોજશોખ ઓછાં કરીએ તો ઘણી જાતના ભાર ઓછા થઇ જાય છે અને ઘણી જાતના નકામા કર આપણી ઉપરથી હમેશાંને માટે નીકળી જાય છે. જો આપણે કોઇ સત્સંગમંડળમાં ભળી જઇએ તો આપણો ઘણો ભાર સત્સંગ ઉપાડી લે છે; એટલું જ નહિ પણ બીજી કોઇ પણ બાબતો કરતાં સત્સંગ સૌનો એટલો બધો ભાર ઉપાડી શકે છે કે તે જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ; અને બંધુઓ! ભાર ઓછો કરવાને સૌથી સારામાં સારી અને સહેલામાં સહેલી રીત તો એ છે કે પ્રભુપ્રેમને વધારવો, પ્રભુના ગુણ ગાવા, પ્રભુનો મહિમા સમજવો, પ્રભુના નામનો

જપ કરવો અને પ્રભુ સાથે તન્મય થવાય તેવી રીતે વર્તવું. જો એમ કરતાં આવડે તો આપણા ઉપરનો ઘણો ભાર ઓછો થઇ જાય છે અને જ્યારે ભાર ઓછો થાય ત્યારે જ ખરૂં સુખ મળે છે; માટે ભાઇઓ અને બ્હેનો ! જો સુખી થવું હોય તો તમારી ઉપરના પ્રપંચના ભારને ઓછો કરો, તમારી ઉપરના માયાના ભારને ઓછો કરો, તમારી ઉપરના અભિમાનના ભારને ઓછો કરો, તમારી ઉપરના મોહના ભારને ઓછો કરો, અને તમારી ઉપરના તમારા ખાનગી સ્વાર્થોના ભારને ઓછો કરો તથા એ બધું કરવા માટે ઉપર જણાવેલી કૂંચીઓ ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાની કોશિશ કરો એટલે ધીમે ધીમે તમારો ઉપરનો ભાર ઓછો થતો જશે. અને જેમ જેમ ભાર ઓછો થતો જશે તેમ તેમ દિનપ્રતિદિન તમે ને વધારે વધ રે સુખી થતા જશો, તેમાં કાંઇ પણ શક નથી. માટે ભાર ઓછો થાય તેમ કરો ! ભાર ઓછો થાય તેમ કરો ! એ જ અમારી ભલામણ છે

---

# ૫૫ : દુ:ખ આવી પડે ત્યારે ધીરજ રાખવી જોઇએ

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૬૪ ]

એક વખત એક ગૃહસ્થને ત્યાં પીંજરામાં બે પંખી પૂરાઇ ગયાં. તે બંને પંખી એક જ જાતનાં હતાં, એક જ પીંજરામાં હતાં, એક સરખા સંજોગોથી જ પકડાઇ ગયાં હતાં, અને તે બંનેને ખોરાક પણ સરખો જ મળતો હતો. છતાં પણ તે બેમાંથી એક પક્ષી ખાતું હતું, પીતું હતું, પીંજરામાં ફરતું હતું, પોતાની ભાષામાં બોલતું હતું, અને જે માણસો એ પંખી ઉપર પ્રેમ રાખે તેની સાથે હળી મળી જવાની તે કોશિષ કરતું હતું. તેથી તે સુખી દેખાતું હતું. પણ એની સાથે જે બીજું પંખી હતું તે ખાતું નહોતું, પીતું નહોતું, બોલતું નહોતું, રમતું ભમતું નહોતું, અને કોઇ સાથે હળતું મળતું નહોતું; પણ પિંજરાના એક ખૂણામાં પડયું રહેતું હતું, અને ઉદાસ થઇને તથા નિરાશ થઇને દુઃખમય જિંદગી

ગાળતું હતું. પરિણામ એ થયું કે, જે પંખી આનંદમાં રહેતું હતું તે સૌને વહાલું થઇ પડયું, અને ઘણાં વરસો સુધી જીવી શકયું, પણ જે પંખી એકલસૂરું રહ્યું; કોઇ સાથે હળ્યું મળ્યું નહી, સુખનાં સાધનો છતાં સુખ ભોગવી શકયું નહી અને દુઃખમાં દબાઈ ગયું, તે પંખી ઝૂરી ઝૂરીને; દુઃખી થઇને, માંદું પડીને થોડા દિવસમાં મરી ગયું.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા, કે, બંને પંખી પીંજરામાં પૂરાયેલાં હતાં, છતાં પણ એ કેદખાનામાં પણ કેટલીક જાતનો આનંદ મેળવવો હોય તો મેળવી શકાય તેમ હતું, અને એ પરાધીનતામાં પણ કેટલીક જાતનું સુખ જોઇતું હોય તો મળી શકે તેમ હતું. તેમ જ આ દુનિયામાં ઘણાં માણસોની ઘણી જાતની પરાધીનતા હોય છે, અને ઘણી જાતનાં કેદખાનાં હોય છે, તથા ઘણી જાતના વિયોગો ખમવા પડે છે; છતાં પણ એ બધાં દુઃખોની વચ્ચે પણ જો સુખ ભોગવતાં આવડે તો બીજાં ઘણી જાતનાં સુખો પણ હોય છે. જેઓ એવાં સુખો ભોગવે તેઓ આનંદમાં રહી શકે છે, તંદુરસ્ત રહી શકે છે, અને લાંબી જિંદગી ભોગવી શકે છે. પણ એને બદલે જે માણસ દુઃખોથી કાયર થઈ જાય, દુઃખમાં દબાઈ જાય, દુઃખથી નિરાશ થઈ જાય અને દુઃખને લીધે હારી જઇને પોતાની ફરજ બજાવવાની છોડી દે તે માણસનું શરીર બગડી જાય છે, તેઓનું મન બગડી જાય છે, તેઓ જુવાનીમાં જ ઘરડા થઇ જાય છે અને તેઓ વહેલા વહેલા મરી જાય છે.

બંધુઓ, આ દુનિયાની રચના જ એવી છે અને જીવોનો સ્વભાવ જ એવો છે કે, તેઓને દુઃખ પડયા વિના રહે જ નહીં. એટલે નાનું કે મોટું, થોડું કે ઝાઝું અને લાંબું કે ટૂંકું, તથા અંતરનું કે બહારનું કાંઇક પણ દુઃખ તો પડવાનું જ, એમાં કાંઇ શક નથી. પણ જે એવાં દુઃખને વખતે ધીરજ રાખી શકે તેઓને ફાયદો થાય છે, અને જે દુઃખમાં દબાઇ જાય તેનો નાશ થાય છે. માટે હે હરિજનો! અમારી તમને એવી ભલામણ છે કે, દુઃખના પ્રસંગોએ કાયર થઇજશો મા, હિંમત હારી જશો મા, અને પોતાની ફરજ બજાવવામાં ચૂકી જશો મા! પણ ધીરજ રાખીને દુઃખની સામે ટકી રહેજો ને લડયા કરજો, એટલે દુઃખની વચ્ચેથી પણ તમે સુખ મેળવી શકશો. કારણ કે દુઃખીઓને દયાળુ પ્રભુ બહુ જલદીથી મદદ કરે છે, માટે દુઃખથી કાયર થશો મા, એ જ અમારી ભલામણ છે.

---

## ૫૬ : આ જગતની મોજમજામાં માલ નથી

[ 'સ્વર્ગની કુંચી' નં. ૨૦૩ ]

સાબુના ફીણમાં જેમ આકાશના રંગ દેખાય છે પણ એ રંગ જેમ સાચા નથી તેમ આ જગતની મોજમજા પણ સાચી નથી; એ સાબુના ફીણના રંગ જેવી જ છે.

ફળના આકારનાં માટીનાં, લાકડાંનાં કે પથ્થરના સુંદર રમકડાં જેમ ભૂખ મટાડી શકે નહીં, તેમ જ મીઠા મીઠા લાગતા આ સંસારના માયિક પદાર્થથી પણ શાંતિ થઈ શકે તેમ નથી.

અગ્નિમાં ઘી હોમવાથી જેમ આગ બુઝાય નહીં પણ ઊલટી વધતી જાય છે તેમ આ સંસારનાં સુખ ભોગવવાથી પણ આપણને તૃપ્તિ થતી નથી, પણ ઊલટી રોજરોજ આશા તૃષ્ણા ને હાયવોય વધતી જાય છે.

માછલું જેમ પાણી વિના તરફડે છે તેમ આપણો આત્મા પણ પ્રભુ વિના તરફડે છે, છતાં પણ આપણે તેને આ દુનિયાદારીના મોહમાં ફસાવીને પ્રભુથી વિમુખ કરી નાખીએ છીએ.

જેને તાવ આવ્યો હોય તેને પાણીની બહુ તરસ લાગે છે, પણ એ વખતે પાણી પીવાથી ઊલટી જેમ તરસ વધતી જાય છે, તેમ જ જેમ જેમ આ સંસારનાં વધારે સુખ ભોગવીએ તેમ તેમ એ સુખની તૃષ્ણા વધતી જાય છે.

સમુદ્રનાં ખારાં પાણી પીવાથી જેમ તરસ ન છીપે, તેમ આપણા વ્યવહારનાં ઘરસંસારનાં ગમે એટલાં સુખો ભોગવવાથી પણ કાંઇ શાંતિ મળી શકે તેમ નથી.

• આપણાં અહીંનાં સુખ તે સ્વર્ગનાં સુખની આગળ કાંટાની પથારી જેવાં છે. માટે છેવટ સુધી પણ એ કાંટાની પથારીમાં જ પડયું ન રહેવાય એ સંભાળજો !

જેમ મીઠી નદીનું પાણી સમુદ્રમાં ભળવાથી ખારૂં થઇ જાય છે તેમ માયિક પદાર્થોનાં સુખની આસક્તિથી આત્માનું ઇશ્વરી આનંદનું અલૌકિક સુખ પણ ચાલ્યું જાય છે.

મચ્છીમાર માછલાંને પકડવા માટે કાંટો નાંખે તેમાં જેમ ખાવાના લોભને લીધે માછલું ફસાઇ જાય છે, તેમ આપણે પણ જરાકવારનાં સંસારી સુખોમાં લોભાઇને અનંતકાળનો ઇશ્વરી આનંદ છોડી દઇએ છીએ.

કરોળિયો બહુ મહેનત કરીને તથા દિવસોના દિવસો ગાળીને જે જાળ બનાવે છે તે જાળને જેમ ઝાડુ કાઢવાવાળી પા મિનિટમાં ચાળી નાંખે છે, તેમ જ આપણે પણ આપણાં કાળજાંનું તત્ત્વ કાઢી કાઢીને અને લોહીનું પાણી કરીને જે કાંઇ બનાવ્યું હોય તેની ઉપર સહેજ વારમાં મોત પાણી ફેરવી દે

પતંગિયાં રાતને વખતે ચળકે, દિવસે કાંઇ તેનો ચળકાટ દેખાય નહીં, તેમ જ ખેતાબોવાળા અને મોટા લોકો આ દુનિયામાં જરાકવાર શોભે, પણ સ્વર્ગમાં–હરિની હજૂરમાં તેઓ કાંઇ દેખાય નહીં.

ભાઇઓ! આ બધાં ઉપરથી સમજો કે, આપણાં અહીંનાં સુખો તે કાંઇ ખરાં સુખો નથી. માટે એમાંથી બની શકે એટલી આસક્તિ ઓછી કરીને જેમ પ્રભુમય થવાય તેમ કરો, કારણ કે આ દુનિયા રૂપી મોટી ઇસ્પીતાલમાં દુઃખ, મંદવાડ, અને મરણ તો આપણી જિંદગીની સાથે જ જોડાએલાં છે; એટલે પ્રભુના ભજન વિના બીજું ખરૂં સુખ અહીં હોય જ કયાંથી? માટે જરાકવારના મોહમાં અતિશય નહીં ફસાઇ જતાં જેમ જિંદગીની સાર્થકતા થાય તેમ કરો, જેમ આત્મિક આનંદ ભોગવાય તેમ કરો, અને જેમ પવિત્ર પિતા મહાન ઇશ્વરનું આનંદદાયક સ્વરૂપ ઓળખાય તેમ કરો!

---

## ૫૭ : ભગવાન જે કરે છે તે ભલું જ કરે છે, એવો વિશ્વાસ રાખતાં શીખો

[ 'સ્વર્ગની કુંચી' નં. ૧૫૪ ]

એક ગરીબ માણસ હતો તે મજૂરી કરીને માંડમાંડ પોતાનો ગુજારો કરતો હતો. એક વખત ચાર દહાડા સુધી તેને કાંઇ કામ મળ્યું નહિ, તેથી તે બહુ હેરાન થવા લાગ્યો, કારણ કે તેને ઘેર તો "આટા તોલ, ઠીકરાં જલતી હૈ" એવો મામલો હતો; કમાઇ આવે તો ખાય એમ હતું. એક દિવસનું પણ કાંઇ ઘરમાં નહોતું, તેથી કામ નહિ મળવાથી તે બહુ મૂંઝાતો હતો. કમાણી હોય કે ન હોય પણ કાંઇ ભૂખ લાગ્યા વિના રહે છે ? એ તો એનો વખત થયો કે પેટ પાછું ખાલી ને ખાલી જ અને તેમાં પણ ગરીબોને તો ખાસ વધારે ભૂખ લાગે છે; કારણ કે, તેનું મન આખો વખત ખાવાના વિચારમાં જ રહે છે, એટલું જ નહિ પણ તેઓને વધારે મહેનત કરવી પડે છે એટલે વધારે ભૂખ લાગે છે; અને ભૂખના પ્રમાણમાં તેઓને સારો ખોરાક મળતો નથી તેથી તેઓને તૃપ્તિ થતી નથી, એટલે તેઓ જ્યારે જોઇએ

ત્યારે ભૂખાળવા જ દેખાય છે. આવાં માણસોને જ્યારે કામ ન મળે ત્યારે તેઓ કેવી મુશ્કેલીમાં આવી પડે છે એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. આ દુનિયાના બહુ મોટા મોટા ખાડા પૂરાય છે, લાખો રૂપિયાના ખાડા પૂરાય છે, અને વખતે થોડોક સમુદ્ર પણ પૂરાય છે, પણ પેટનો પાશેરનો ખાડો કોઇથી પૂરાતો નથી. મુંબઇમાં સરકારે દરિયો પૂર્યો એ સૌ કોઇ જાણે છે, પણ છપ્પનિયામાં રખડતાં ગરીબ બિચારાં દુકાળિયાંના પેટનો ખાડો કોઈ પૂરી શક્યું નહોતું. આમ છે માટે જ આપણાં પવિત્ર શાસ્ત્રમાં અન્નદાનની કિંમત બહુ મોટી માનેલી છે, અને તે કરતાં પણ ગરીબોને રોજી અપાવવાનું પુણ્ય બહુ મોટું છે. યુરોપના લોકોના આચાર વિચાર ભલે આપણને નહિ ગમે તેવા છે, અને તેઓનું ખાવું પીવું બરાબર નથી, તોપણ તેઓ પોતાના ભાઇબંધોને રોજી આપવાના કામમાં આપણા કરતાં સેંકડો ગણા સરસ છે. તેઓની જાતવાળો કોઈ પણ માણસ ધંધારોજગાર વિના રખડતો ન હોવો જોઇએ એ તેઓનો સિદ્ધાંત છે. તેઓની આગળ એ બાબતમાં આપણે ઊતરતા છીએ આપણે ભલે ગમે તેટલા દયાળુ છીએ, ગમે એટલા ઊંચા છીએ, અને ગમે એટલા સારા ધર્મવાળા છીએ, પણ જ્યાં સુધી આપણા ભાઇબંધોનું આપણા પેટમાં બળે નહિ અને જ્યાં સુધી આપણા શક્તિ પ્રમાણે તેઓને ધંધે રોજગારે લગાડીએ નહિ, ત્યાં સુધી આપણે પ્રભુની નજરમાં કાંઈ ઊંચા નથી. ભલે આપણે આપણા મનમાં ગમે તેવા મોતીના ચોક પૂર્યા કરીએ, પણ જ્યાં સુધી આપણે નિરાધારોને આશરો ન આપીએ ત્યાં સુધી આપણું એ ઉચ્ચપણું કાંઇ

પ્રભુના દરબારમાં કામ આવે તેમ નથી. માટે આપણે આપણાં કલ્યાણ સારૂ આપણા ગરીબ ભાઈબંધોને ધંધારોજગારે લગાડી દેવાની ખાસ તજવીજ કરવી જોઈએ.

ચાર દહાડા સુધી કામ નહિ મળવાથી તે ગરીબ માણસ બહુ મૂંઝાવા લાગ્યો. તેને તરેહવાર જાતના વિચાર આવવા લાગ્યા. તેને લાગ્યું કે આવી રીતે ભૂખનું દુઃખ તે કયાં સુધી ખમાશે ? મારાથી ભીખ પણ કેમ મંગાય ? એ કરતાં તો મરવું સારૂં. આમ વિચારો કરે છે, એટલામાં એક શેઠનું માણસ તેને બોલાવવા આવ્યું. તેણે કહ્યું કે આ પાસેના ગામમાં અમારે રૂપિયા મોકલવા છે, માટે તું ખેપે જઈશ ? ત્યારે તેણે હા પાડી. ચાર આના ખેપના ઠર્યા. એટલે દુકાનેથી રૂપિયાની થેલી લઈને તે રસ્તે ચાલતો થયો.

એક કડકાબાલુ મિયાંભાઈને એ વાતની ખબર પડી. તેથી તેણે વિચાર કર્યો કે, એ ખેપિયાને રસ્તામાં મારી નાખવો ને રૂપિયાની થેલી લઈ ભાગી જવું. એમ ધારીને તે પોતાની બંદુક લઈ તેની જામગરી સળગાવીને તે ખેપિયાની પછવાડે પછવાડે ચાલ્યો. તેના મનમાં એમ હતું કે, જરા વધારે મોટું જંગલ અને એકાંત આવે ત્યારે તેને મારૂં. તેથી તે એવા વખતની વાટ જોતો જોતો તે ખેપિયાની પાછળ પાછળ ચાલવા લાગ્યો, એટલામાં ખુબ વરસાદ પડવા લાગ્યો તેથી ખેપિયો ભીંજાઈ ગયો, એટલે તે એક વડના ઝાડ નીચે રોકાઈ ગયો, અને પોતાનાં કપડાં નિચોવવા લાગ્યો. એટલામાં પેલો મિયાં-ભાઈ આવી પહોચ્યો. બંને જણાએ અરસપરસ કયાં જવું છે

એમ પૂછ્યું. પછી પેલો ખેપિયો અફસોસ કરીને કહેવા લાગ્યો કે, આ વરસાદે મને બહુ દુઃખ દીધું. માંડમાંડ ચાર દિવસે ખેપ મળી તેમાં વળી આ મેહની મોકાણ નડી. હું જાણું હમણાં ખેપે જઇને પાછો ફરી આવીશ, પણ હવે કાંઇ પહોંચાય તેમ નથી. રાત એ ગામમાં જ રહેવું પડશે. ચાર આના ખેપના મળશે તેમાંથી બે આના તો અહીં જ ખવાઇ જશે. જો વરસાદ ન વરસ્યો હોત તો હું મઝેથી ઘેર પહોંચી જાત. એ સાંભળીને તે મિયાંએ કહ્યું કે, તારૂં નસીબ જોરાવર છે તેથી વરસાદ વરસ્યો. જો વરસાદ ન થયો હોત તો અત્યારે તો તું સ્વધામ પહોંચી ગયો હોત. એ વરસાદ વરસ્યો તેથી મારી બંદુકની જામગરી બુઝાઇ ગઇ ને હું પણ ભીંજાણો; તેથી મને ટાઢ ચડી છે ને તાવ આવવાનો થયો છે. એ જોઇને મને લાગ્યું કે તને બચાવવાની ખુદાની મરજી છે, નહિ તો મારી બંદુકની જામગરી શું કરવા ઠરી જાય ? હવે તો મને તાવ ચડયો છે તેથી એમ લાગે છે કે, આ માટીમાંથી બનેલું શરીર તો માટીમાં મળી જશે ત્યારે હું તે કોને સારૂ આ પાપ કરૂં છું ? ભાઈ, ખુદા જે કરે છે તે ભલું જ કરે છે. એ વરસાદ પડવાથી હું પાપમાંથી બચ્યો ને તું મોતમાંથી બચ્યો. જો વરસાદ ન પડયો હોત તો હું તને માર્યા વિના છોડત નહિ; ને અંતે પાપ કયાંઈ છૂપું રહે છે ? મારા પણ એવા જ હાલ થાત, હું પણ ફાંસીને લાકડે લટકી જાત. એમાંથી ખુદાએ આપણને બચાવી લીધા માટે ઉપકાર માન ! લૂગડાં ભીંજાયાનો અફસોસ શું કર્યા કરે છે ? મને માફ કરજે હો ભાઈ ! રોજી વિના બેકાર હોવાથી મને આ પાપના વિચાર સૂઝયા હતા.

તાવના તોરમાં બોલાઇ ગયેલી મિયાંભાઇની આ સાચી વાત સાંભળીને તે બેપિયો બહુ અજબ થયો. તેને લાગ્યું કે થોડીવાર પહેલાં હું વરસાદને ગાળો દેતો હતો, નશીબનો વાંક કાઢતો હતો, અને પ્રભુ મને જ હેરાન કર્યા કરે છે એમ સમજતો હતો, પણ આહા ! શું પ્રભુની દયા છે ! તે કયે રસ્તે કેમ ભલું કરી દે છે એ આપણે કેમ જાણી શકીએ ? ન જ જાણી શકીએ. માટે ભાઇઓ ! વિશ્વાસ રાખો કે, પ્રભુ જે કરે છે તે ભલું જ કરે છે પણ આપણે તેનો ભેદ સમજતા નથી; માટે ફોગટનો હાય અફસોસ કર્યા કરીએ છીએ; પણ એમ કરવું એ બેવડું પાપ છે. માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો અને પ્રભુ જે કરે છે તે ભલું જ કરે છે એવો અંતરનો વિશ્વાસ રાખો, એટલે ખરાબ સ્થિતિમાં પણ તમને દિલાસો મળશે અને એવી ધારણાથી જલદીથી પ્રભુકૃપા મળી શકશે.

---

# ૫૮ : પ્રભુ જે કરે છે તે ભલું જ કરે છે, પણ આપણે તેનો ભેદ સમજતા નથી તેથી બડબડ કરીએ છીએ

[ 'સ્વર્ગનો ખજાનો' નં. ૧૦૨ ]

એક મોટો રાજા હતો. તેને બહુ મોટો અને સુંદર બગીચો હતો. એ બગીચામાં ફરવા જવાનું એક દિવસ રાણીને મન થયું. તેથી સાંજને વખતે તે પોતાની સખી સાથે બગીચામાં ફરવા નીકળી. એ વખતે ફરતાં ફરતાં એક બહુ જ સુંદર ફૂલ તેણે જોયું, તેથી તે તોડવાનું તેને મન થયું. એટલે તે ફૂલ પાસે જઇને પોતાને હાથે તેણે એ ફૂલ તોડયું. એ વખતે ત્યાં બગીચાનો રખેવાળ એક આરબ સિપાઇ હાજર હતો. તેણે રાણીજી પાસે જઇને પોતાની બોલીમાં કહ્યું કે, એ ફૂલ તોડો મા! પણ રાણી સાહેબ કાંઇ તેની બોલી સમજ્યાં નહિ, કારણ કે તે આરબ તરતનો તેના દેશમાંથી આવેલો હતો, એટલે રાજાના મુલકની ભાષા તે જાણતો નહોતો. છતાં પણ સારો માણસ હોવાથી એક જમાદારની ભલામણથી રાજાએ તેને રાખેલો હતો. રાણીજી ફૂલ તોડીને સુંઘવા જતાં હતાં એટલામાં તે આરબે રાણીના હાથમાંથી ફૂલ ઝૂંટી લઇ પોતાના પગ નીચે કચરી નાખ્યું. એ જોઇ રાણીને બહુ ગુસ્સો લાગ્યો. તે તળે ઉપર થઇ ગઇ કે આ શો જુલમ ? આવો એક હલકો નોકર મારા હાથમાંથી ફૂલ ઝૂંટવી લે, અને વળી મારા દેખતાં જ તેને પોતાના પગ નીચે કચરી નાખે ? ગજબ! ગજબ! આવું

અપમાન તો કોઈ ગરીબ માણસ પણ સાંખી શકે નહિ, ત્યારે હું તો રાણી છું. મારો બગીચો છતાં હું એક ફૂલ પણ ન તોડી શકું ? આવા વિચારથી તેને બહુ માઠું લાગ્યું. તેથી તે તો રિસાઈ બેઠાં. રાજાએ મહેલમાં આવીને તુરત પૂછ્યું કે, કેમ હવા ખાઈ આવ્યાં ? ત્યારે રાણીએ કહ્યું કે, બળી તમારી હવા ને બળ્યું મારૂં જીવતર ! તમારો એવો હુકમ કે મને એક ફૂલ તોડવાની પણ રજા નહિ ! એક ત્રણ બદામનો નોકર મારા હાથમાંથી મારી પસંદગીનું ફૂલ બલાત્કારથી ઝુંટવી લે, અને વળી મારા દેખતાં જ પોતાના પગ નીચે તેને કચરી નાંખે ! મહારાજ ! આવું અપમાન તો એક લોંડી પણ સાંખી શકે નહિ. આવું આવું રાણીએ ઘણુંએ કહ્યું. તે સાંભળી રાજાને પણ એ નોકર ઉપર બહુ ક્રોધ ચઢયો. તેથી તેને બોલાવીને પૂછ્યું કે, તું રાણીજીને ઓળખે છે કે નહિ ? તે રખેવાળે કહ્યું કે, હા સાહેબ, ઓળખું છું. રાજાએ કહ્યું, ત્યારે તેં તેનું અપમાન કેમ કર્યું ? રાણીના હાથમાંથી ફૂલ ઝૂંટી લઈને તેં તારા પગ નીચે કચરી નાખ્યું, એ વાત સાચી કે ખોટી ? તે સિપાઈએ કહ્યું: સાહેબ, એ વાત સાચી છે રાજાએ કહ્યું, જરા વિચાર તો કર, મારી રાણીને તારાથી હાથ લગાડાય ? એ અપરાધ માટે તને સખ્ત શિક્ષા ખમવી પડશે. ત્યારે તે આરબે કહ્યું કે, સાહેબ, પણ એનું કારણ તો સાંભળો: એ ફૂલ અમારા મુલકનું છે, એટલે હું તેનો ગુણ જાણું છું, ને રાણી સાહેબ તે જાણતાં નથી. એ ફૂલ બહુ જ ઝેરી છે. તેની બાસ લે કે તુરત જ માણસ મરી જાય છે. તે સારૂ મેં રાણી સાહેબને પ્રથમ ના પાડી કે એ ફૂલને અડો મા, તે ઝેરી છે. પણ તેમણે મારી વાત

માની નહિ, ને ફૂલ તોડીને સુંઘવા જતાં હતાં તેથી મેં તેમના હાથમાંથી તે ફૂલ ઝૂંટી લીધું. કારણ કે જો જરાક જ એ ફૂલ સુંઘ્યું હોત તો તુરત જ તેઓ મરી જાત. એ ફૂલનો ઉપરનો દેખાવ બહુ સુંદર છે, માટે બીજું કોઇ માણસ તેની બહારની સુંદરતા ઉપર લોભાઇને ન લે તે સારૂ મેં તેને પગ નીચે કચરી નાખ્યું. આ ઊંડો ભેદ સાંભળીને રાજા રાણી બંને બહુ અજબ થયાં. એ પછી રાજાએ રાણીના મોં સામે જોઇને કહ્યું કે, તમે એની બોલી સમજ્યાં નહિ તેથી આમ થયું છે. એનો હેતુ કાંઇ તમોને અપમાન કરવાનો નહોતો, પણ બીજો ઉપાય નહિ હોવાથી તમારો જીવ બચાવવા સારૂ તેણે એમ કરેલું છે. માટે તમારે તો તેને ઊલટું ઇનામ આપવું જોઇએ. એ સાચી વાત સાંભળીને રાણીનો ગુસ્સો ઊતરી ગયો અને એ પછી તે ચોકીદાર ઉપર વધારે હેત રાખવા લાગ્યાં.

ભાઇઓ ! આવી રીતે આપણે માણસો એક બીજાની બોલી સમજી શકતા નથી અને એક બીજાના હેતુ જાણી શકતા નથી ત્યારે સર્વશક્તિમાન મહાન પ્રભુના ભેદ આપણે કેવી રીતે જાણી શકીએ ? આપણને ન ગમે એવી નવી સ્થિતિમાં આપણે આવી પડીએ ત્યારે પેલી રાણીની પેઠે આપણે પણ વગર મફતનો ગુસ્સો કરી મન બગાડીએ છીએ, અને ખોટા ખોટા વિચારોમાં ઊતરી નાહકના હેરાન થઇએ છીએ. એમ ન થાય, માટે ભાઇઓ ! પ્રભુ જે કરે છે તે ભલું જ કરે છે પણ આપણે તેનો ભેદ સમજતા નથી, એવો વિશ્વાસ રાખતાં શીખો, એટલે સુખ દુઃખમાં તમે આનંદથી રહી શકશો.

---

# ૫૯ : નિંદા ન કરવા વિષે

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૧૨ ]

દોહરા

નારાયણ નિજ હૃદયમેં, અપનો દોષ નિહાર,
તા પીછે તું ઓરકો, અવગુન ભલે વિચાર,
મન ચાહે સોઈ કરે, ભલો બુરો સંસાર,
નારાયણ તું બેઠકે, અપનો ભુવન સંભાર,
તુજે ઓરકી કયા પડી, તું અપની નીવેડ,
તેરી ઝાઝ દરીઆવમેં, ડુબે નહીં ત્યું ખેડ.

જેનો તને પ્રભુ પાસે હિસાબ દેવો ન હોય તેની પંચાત તે તું શું કરવા કરે છે ? પાડોશીના દોષ તે શું જોય છે ? તારા દોષ જો, ને પાડોશીના ગુણ જો, ત્યારે તું ડાહ્યો.

બીજાંઓનાં ધર્મની જવાબદારી કાંઇ તમારી ઉપર નથી ત્યારે પારકી પંચાત શા માટે કરો છો ? માટે પારકી પંચાત છોડ઼ને તું તારું ઊકેલ.

જે પારકાંના દોષ જોવામાં દહાડા કાઢે છે, તે પારકાંની એઠ ખાઇને જીવે છે એમ જાણવું. '

ભસકણા કૂતરા ને ચોર શાહુકાર સૌ સરખા હોય છે.

આપણે સૌને યાદ રાખવાની વાત છે તે એ કે, ગધેડાં સામે ભૂંકે તે તો ગધેડો હોય.

દરેક ભસતા કૂતરા સામે હાથી જો ભાષણ દેવા ઊભો રહે તો તેનાથી આગળ વધી શકાય નહીં. તેમ હે હરિજનો! તમે પણ જો વાદવિવાદ કરનારા નિંદકો સાથે તકરારમાં પડશો તો તમે તમારી ભક્તિમાં આગળ વધી શકશો નહીં.

જેઓ બીજાંની ભૂલો કહાડવામાં જ રહી જાય છે તેઓને પોતાની ભૂલો જણાતી નથી.

જે પોતે ગુન્હેગાર હોય તેને બીજાંનાં કામોનો ઇન્સાફ કરવાનો હક્ક નથી.

દોહરા

કબીરા તેરી ઝુંપડી, ગલા કટનકે પાસ,
કરેગા સો પાવેગા, તુ ક્યું રહત ઉદાસ!

જેઓ બીજાંની ખોડ જોવામાં વખત ગુજારે છે, તેઓને પોતાની ખામી જોવાની ફુરસદ મળતી નથી.

ફૂટેલો ઘંટ જેમ બરાબર અવાજ આપતો નથી તેમ જેનાં અંતરો બગડેલાં હોય છે, તેઓ જ પારકાંની નિંદામાં પોતાના દહાડા ગુજારે છે.

કૂતરાઓ જેમ સારા નરસા સૌને ભસતા રહે છે તેમ નિંદકો પણ નિંદા કરવાના શોખને લીધે અમે શું કરીએ છીએ અને કોને કહીએ છીએ તે સમજી શકતા નથી.

કાગડાઓ જેમ ગધેડાંની પીઠ ઉપર પડેલાં ભાઠાંને ચૂંથ્યા કરે છે, તેમ નિંદકો પણ સદાય પારકાંઓના દોષોનું જ વર્ણન કરતા રહે છે ને તેમાં જ પોતાના દહાડા કહાડતા રહે છે.

કમળાવાળાને જેમ બધું પીળું દેખાય છે ને ચકરીવાળાને જેમ બધું ચક્કર ચક્કર ફરતું દેખાય છે, તેમ નઠારાંઓને બધું નઠારૂં નઠારૂં જ દેખાયા કરે છે.

ગાયનાં આંચળમાં રહેલી બગાઇને આંચળમાં રહેલું દૂધ કામ આવતું નથી પણ લોહી કામ આવે છે, તેમ નઠારા મનુષ્યોને કોઇના સારા ગુણો કામ આવતા નથી પણ તેમાં રહેલા દુર્ગુણોની વાતો કરવી ગમે છે.

ઉંદરો કે જેનું કાંઇ પણ કરડી ખાવાનું જ કામ છે તેઓ કાંઇ એમ સમજતા નથી કે, આ તે સૂતર, રેશમ કે જરીનું ભારે કપડું કરડીએ છીએ, તેમ બકબકિયાઓ પણ આ તે કોનું ભૂંડું કરીએ છીએ અને શું કરીએ છીએ, એનો વિચાર રાખી શકતા નથી.

મુક્ત કહે મતિમંદ નર, સંતકે અવગુન ગાત,
જ્યું બગલા ગંગા ગયે, તદપિ મછલી ખાત.

ઝેરી સર્પોને મોટા મહેલનું સુંદર દીવાનખાનું ગમતું નથી પણ તેને ખુણામાં પડેલાં ગાબડાંઓમાં રહેવું ગમે છે, તેમ દુર્જનોને સદાય પારકાંઓના ગુણ ન જોતાં સજ્જનોમાં રહેલા દોષોની વાતો કરવામાં મજે બની રહે છે.

ટૂંકમાં હરિજનોએ દુર્ગુણ ગ્રહણ કરનારી ચાળણી જેવા ન થવું પણ સાર ગ્રહણ કરનારાં સૂપડાં જેવા થવું.

કૂવાની અંદર ઘણો કચરો પડેલો હોય છે તોપણ આપણે તે કચરા તરફ ખ્યાલ કરતા નથી પણ તેના મીઠા પાણી તરફ લક્ષ રાખીએ છીએ તેમ હરિજનોથી પણ કોઇના દોષ તરફ ન જોતાં ગુણ તરફ જોવાનું બની આવે તો ઘણી સારી વાત છે.

મુંબાઇના ઊંચી જાતના હાફુસ આંબાઓમાં પણ કીડો તો થાય છે, તેમ જીવ તરીકે જન્મેલા હરિજન, સાધુ, વૈષ્ણવો અને મહાત્માઓમાં પણ કોઇક ટાણે ખામી તો જણાશે; પણ તેઓના દોષ તરફ જ નિઘા ન બની રહે અને ગુણો લક્ષમાંથી વિસરી ન જવાય તેની સૂરત રાખવી એ દરેક સમજુ માણસનું કામ છે. માટે કબીર સાહેબ કહે છે કે,

દુહો

કબીર મેરા સાધકી, નિંદ કરો મત કોય,
જોકે ચંદ્ર કલંક હૈ, તો ઉજીયારા હોય.

---

## ૬૦ : પારકાંના દોષ જોવા નહીં

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૧૩ ]

લોટ ચાળવાની ચાળણી એક દિવસ દરજીની સોયને કહેવા લાગી કે, આ તારા પેટમાં કાણું છે તે બહુ જ ખરાબ છે. ત્યારે સોયે ઉત્તર આપ્યો કે બાઇ, મારા પેટમાં એક કાણું છે પણ તારા પેટમાં કેટલાં કાણાં છે તે તેં કોઇ દિવસ ગણી જોયાં છે ?

જેની પોતાની આંખો દુઃખતી હોય તે બીજાનું મોઢું સાફ જોઇ શકતો નથી, તેમ જેનું અંતર બગડેલું હોય છે તેવાઓ જ હમેશાં બીજાંઓની ખામીઓની વાતો કરતા જણાય છે.

મનગમતી રીતે પોતાના મનના વિચાર બાંધીને પારકાંઓ વિષે ગમે તેમ બકયા કરવું, એ તો જાણે ઇશ્વરને ઇન્સાફ કરવાની જગ્યામાંથી ઇશ્વરને ઉઠાડીને પોતે જ ઇન્સાફ કરનાર થઇ બેસવું તેના જેવું છે.

દીનતાવાળો હરિજન તો પોતાને હમેશાં મોટો ગુનેગાર

સમજીને કદી પણ કોઈનાં કર્મો વિષે ઇન્સાફ કરનાર થઈ બેસવા ચહાતો નથી.

કૂવાના ખોદનારને નીચે ઊતરવું પડે છે, અને મહેલના ચણનારને માથે ચઢવું પડે છે; તેમ જે પારકાંની ખોદણી કરે છે તે પોતે જ બગડતો જાય છે, ને જે પારકાંનું ભલું કરે છે તે પોતાનું પણ સાથે ભલું કરતો જાય છે.

જે તોપને મોઢે બંધાવાને જતો હોય તે જ્યારે રસ્તા ઉપરના પડેલા કચરાની ફરિયાદ કરે છે ત્યારે લોકો તેને હસે છે ને કહે છે કે, જુઓ તો ખરા, પોતે તો તોપને મોઢે બંધાઇ મરવા જાય છે ને આ રસ્તો કે જ્યાં એને પાછું કોઇ દહાડે આવવું નથી તેની માથે પડેલા કચરાની પંચાત કરે છે!

તેમ જ પરાયા દોષ જોનાર પ્રપંચીઓ પોતે મરી જવાના છે, તેની તો બિલકુલ યાદ જ કરતા નથી, પણ જ્યાં ફરીને પાછું નથી આવવું તેવા સંસારમાં રહેલાં ખામીભરેલાંઓની ખામીઓ ખોળી કાઢવામાં પોતાના દહાડા ગુજારે છે.

આ બધું હરિજનને હોય નહીં, એમ દરેક હરિજને યાદ રાખવાનું છે.

> જૈસી મીઠી લગત હૈ, આમ કથાકી ગાથ,
> એસી લાગે હરિકથા, તો તરવો ક્યા બાત ?

---

# ૬૧ : બીજાંના દોષ જોવામાં ન રહી જતાં આગળ વધો

[ 'સ્વર્ગનો પ્રકાશ' નં. ૬ ]

એક મહાત્મા એમ કહેતા કે આ દુનિયા છે તે શરતના મેદાન જેવી છે અને તેમાં જે માણુસો છે તે શરતના દોડતા ઘોડાઓ જેવાં છે. એ ઘોડામાં કોઇ આગળ નીકળી જાય છે ને કોઈ પાછળ રહી જાય છે; તેમ જ માણુસોમાંથી પણ કોઇ પ્રભુના રસ્તામાં આગળ નીકળી જાય છે અને કોઇ પાછળ રહી જાય છે. આસપાસના સંજોગોને લીધે તથા કુદરતના બળને લીધે આગળ નીકળી જવાય કે પાછળ રહી જવાય એ જૂદી વાત છે; પણ ઘણા માણુસો એવા કાંઇ પણ કારણો વિના તથા પોતાંનામા અતિશય શકિત હોય છતાં પણ પાછળ રહી જાય છે; માટે એવી રીતે પાછળ રહી જવાનાં કારણો જાણવાં જોઇએ. એ માટે સંતો કહે છે કેઃ—

શરતમાં દોડનાર ઘોડેસ્વાર જો આગળ પાછળ જોવામાં રહી જાય અને પોતાની બાજુવાળા ઘોડેસ્વારો કેવી રીતે ચાલે છે તેની ગણુતરી કર્યા કરવામાં પોતાના વિચારોને રોકી રાખે

તો તે શરતમાં ફતેહ મેળવી શકે નહિ અને પોતાનામાં શકિત હોય છતાં પણ બીજાઓની સામે જોયા કરવાના વાંક માટે જ તે પાછળ રહી જાય એમાં કાંઇ પણ શક નથી. આવી જ રીતે આપણે પણ આપણા કલ્યાણના રસ્તામાં બહુ આગળ વધી શકીએ તેમ છીએ; પણ બીજાઓના દોષ જોવામાં આપણે રહી જઇએ છીએ અને તેમાં આપણે આપણી શકિતઓને ખોઇ નાખીએ છીએ તેથી આપણે આગળ વધી શકતા નથી; કારણ કે પારકાંના દોષ જોવાથી આપણા મનમાં ખરાબ વિચારો દાખલ થાય છે; પરકાંના દોષ જોવાથી આપણો વખત ફોકટ જાય છે; પારકાંના દોષ જોવાથી આપણા મનમાં એઓના દોષની ભાવનાઓ જામતી જાય છે; પારકાંના દોષ જોવાથી આપણે નીચે ઊતરી જઇએ છીએ; પારકાંના દોષ જોવાથી આપણે આપણું કર્તવ્ય ચૂકી જઇએ છીએ; પારકાંના દોષ જોવાથી આપણું ધર્મજ્ઞાન દબાતું જાય છે; પારકાંના દોષ જોવાથી આપણી રહેણીકરણીમાં નબળાઇ આવતી જાય છે; પારકાંના દોષ જોવાથી આપણું મન કઠોર થતું જાય છે; પારકાંના દોષ જોવાથી આપણી બુદ્ધિ સંકુચિત થતી જાય છે અને પારકાંના દોષ જોવાથી આપણો જીવાત્મા પોતાની અસલ મસ્તી છોડીને બંધનમાં પડતો જાય છે. એ માટે એક ભકતરાજ મહારાજ કહેતા કેઃ—

જે માણુસ પારકાંના દોષ જોવામાં રહી જાય છે તે પોતાનો સ્વાર્થ બગાડી નાખે છે; જે માણસ પારકાંના દોષ જોવામાં રહી જાય છે તેની બધી શક્તિઓ અવળે રસ્તે વળી જાય છે; તેની

ઘણી લાગણીઓ કઠોર થઇ જાય છે; તેની કેટલીક સારી વૃત્તિઓ મંદ પડી જાય છે; તેની કેટલીક શુભ ઇચ્છાઓ દબાઇ જાય છે; તેની કેટલીક ઊંચી ભાવનાઓ ખીલી શકતી નથી અને તેને માટે આગળ વધવાની જે જે તકો હોય તેના દરવાજા બંધ થતા જાય છે; કારણ કે દોષનું શ્રવણ કર્યા કરવાથી તથા તેનું મનન કર્યા કરવાથી ગુણો ખસતા જાય છે અને દોષો વધતા જાય છે. એમ થવાથી આગળ જતાં એવું બને છે કે પોતાનું ધારેલું નિશાન ચૂકી જવાય છે અને તેને બદલે દોષોમાં જ રહી જવાય છે. આટલી બધી પડતી પારકાંના દોષો જોવાને લીધે જ થાય છે અને જિંદગીની શરતમાં, સંસારમાં સ્વર્ગ મેળવવાની શરતમાં, અને મુઆ પછી મોક્ષ મેળવવાની શરતમાં હારી જવાય છે; અને તે ફક્ત બીજાંઓના દોષ જોવાની ભૂલને લીધે જ. માટે એવી પારકી પીડા સારૂ આટલી બધી ખરાબીમાં ન ઊતરી જવાય એ સંભાળજો અને એને બદલે ગુણગ્રાહક દષ્ટિ થાય, સારગ્રાહી દષ્ટિ થાય તેમ કરજો! એ જ અમારી વિનંતિ છે.

---

# ૬૨ : સંતો સૌની ઉપર પ્રેમ કેમ રાખી શકે છે ?

[ ' સ્વર્ગનાં રત્નો ' નં. ૯૭ ]

આ જગતમાં સૌથી સારાં માણસ કોણ, સૌથી મોટાં માણસ કોણ, સૌથી ડાહ્યાં માણસ કોણ, અને સૌથી સાચા ભક્ત કોણ, એ તમે જાણો છો ? એના જવાબમાં આખી દુનિયાનાં ધર્મશાસ્ત્રો, આખી દુનિયાના સર્વ કાળના તથા સર્વ દેશના મહાત્માઓ અને આપણો પોતાનો જાતિ–અનુભવ આપણને એમ કહે છે કે, જે માણસો મનુષ્યજાત ઉપર તથા જગતના જીવો ઉપર સૌથી વધારેમાં વધારે પ્રેમ રાખી શકે ને તે પ્રમાણે વરતી શકે તે જ માણસ જગતમાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે; તે જ માણસ પૂજનીય છે, અને તે જ માણસ પોતાના આત્માનું તથા જગતનું ભલું કરનાર છે. માટે જે માણસ સૌની ઉપર વધારેમાં વધારે પ્રેમ રાખી શકે તે જ માણસ મહાત્મા કહેવાય છે, અને તે જ માણસ નમૂના રૂપ છે, તથા અનુકરણ કરવાયોગ્ય છે. કારણ કે પ્રભુપ્રેમ એ બહુ જ અલૌકિક વસ્તુ છે. તે પ્રેમમાંથી મનુષ્યજાત ઉપરનો પ્રેમ જ્યારે બહુ આગળ વધી જાય ત્યારે જગતના સૌ જીવો ઉપરનો પ્રેમ જાગૃત થાય છે. માટે જેનામાં એવો પ્રેમ આવેલો હોય તે માણસ જગતમાં મોટા માણસ થઈ પડે તેમાં કાંઈ નવાઈ નથી. કારણ કે પ્રેમને માટે મહાત્માઓ એમ કહે છે કે,—

સૌ જીવો ઉપરનો પ્રેમ એ સ્વર્ગ છે. નિઃસ્વાર્થી પ્રેમ એ આત્માની વિશાળતા છે. ઉચ્ચ હેતુઓમાંથી ઉત્પન્ન થયેલો કુદરતી પ્રેમ એ આત્માનો વિકાસ છે. સમજણપૂર્વક થયેલો પ્રેમ એ સ્વર્ગે ઊડવાનું વિમાન છે. પોતાના ખાનગી સ્વાર્થને દાબી દઈ બીજાઓને ખાતર અનેક જાતનાં કષ્ટો સહન કરે એ પ્રેમ સ્વર્ગનો પરવાનો છે. હૃદયગુફામાંથી પ્રેમના ઝરાને અખંડ વહેવરાવ્યા કરવો એ હૃદયના ઊંડાણનું સર્ટિફિકેટ છે. સૌથી વધારેમાં વધારે સુગંધી ફેલાવી શકનાર જે અત્તર છે તે પ્રેમ છે. આવો ઉત્તમ પ્રેમ સંતોના હૃદયમાં રહે છે, ને દરરોજ વધ્યા કરે છે, માટે તેઓ મહાત્મા છે, અને પૂજનીય છે.

બંધુઓ ! યાદ રાખજો કે, કોઈ અમુક ધર્મ પાળવામાં મહાત્માપણું નથી. પીળાં કપડાંમાં, ભગવાં કપડાંમાં, સફેદ કપડાંમાં કે કાળાં કપડાંમાં કાંઈ મહાત્માપણું નથી. માથું મૂંડાવવામાં કે દાઢી રખાવવામાં કાંઇ મહાત્માપણું નથી. ઘરબાર તજી દેવામાં ને ભીખ માગવામાં કાંઇ મહાત્માપણું નથી. મંદિરોમાં બેસી જવામાં કે ગુફાઓમાં ભરાઇ રહેવામાં કાંઇ મહાત્માપણું નથી. શાસ્ત્રોનાં થોડાંક વચનો મોઢે ગોખી રાખવામાં અને પઢેલા પોપટની પેઠે ફરીથી તે બીજાઓને કહી સંભળાવવામાં કાંઇ મહાત્માપણું નથી. તિલકો, માળાઓ, જટાઓ અને એવા જ બીજા બહારના આડંબરોમાં કાંઇ મહાત્માપણું નથી. શરીરને વિના કારણ કષ્ટ આપવામાં ને વ્રત ઉપવાસ કરવામાં જ કાંઇ મહાત્માપણું નથી. બહારથી ખોટો સંતોષ રાખવામાં અને અંદરથી અનેક ઘાટ મનમાં ઘડયા કરવામાં કાંઇ મહાત્માપણું નથી. ચેલાઓની પાસે પૂજા કરાવવામાં,

સાષ્ટાંગ દંડવત કરાવવામા, અને માણસોની પાસે ગાડીએ ખેંચાવવામાં કાંઇ મહાત્માપણું નથી. મૂર્ખાઓના કાન ફૂંકી દેવામાં કાઇ મહાત્માપણું નથી, એકાદ નવો પંથ કાઢીને વંશપરંપરાનું લાકડું ઘાલી દેવામાં કાંઇ મહાત્માપણું નથી, હાલના વખતમાં ઉપયોગી ન હોય તેવી નકામી જૂની ક્રિયાઓ કર્યા કરવામાં કાંઇ મહાત્માપણું નથી, અને બહુ મોટી ઉમરમાં કાંઇ મહાત્માપણું નથી, પણ મનુષ્યજાત ઉપરના પ્રેમમાં તથા " आत्मवत् सर्वभूतेषु " જેવો મારો આત્મા છે તેવો જ સૌનો આત્મા છે, એ પ્રમાણે સમજી તે મુજબ વંરતવામાં મહાત્માપણું છે, અને જેટલે દરજ્જે એ ભાવના વિશાળ થાય તેટલે દરજ્જે મહાત્માપણું વધતું જાય છે. માટે જિંદગીની સાર્થકતા કરવા સારૂ, આપણા આત્માનું કલ્યાણ કરવા સારૂ, અને આપણા બંધુઓને મદદ કરવા સારૂ આપણે મનુષ્યજાત ઉપરના પ્રેમને ખીલવવો જોઇએ, અને પછી એ પ્રેમને વધારતે વધારતે જગતના સૌ જીવો ઉપરના પ્રેમને વધારવો જોઇએ. ત્યારે જ ઇશ્વરની કૃપા મેળવી શકાય છે, અને ત્યારે જ જિંદગીની સાર્થકતા થઇ શકે છે.

આ બધી વાતો જાણ્યા પછી ઘણાંએ ભલાં માણસોને એમ લાગી જાય છે કે, સૌની ઉપર પ્રેમ રાખવો એ બહુ સારી વાત છે. ને એ બહુ ઊંચી વાત છે, તેથી તેઓ એમ કરવા ઇચ્છે છે. પણ તેઓથી તેમ બની શકતું નથી, એટલે તેઓ મૂંઝાય છે, અને પોતાનાથી નથી બની શકતું તેનાં કારણો જાણવા ઇચ્છે છે. તેનાં કારણો માટે મહાત્માઓ એમ કહે છે કેઃ—

ગાયના આંચળોમાં દૂધ પણ હોય છે અને લોહી પણ હોય છે, તેમાંથી વાછડાંઓ દૂધ પીએ છે અને ચાંચડ, મચ્છર ઇતરડી, ગીંગોડા વગેરે જંતુઓ લોહી પીએ છે તેઓને એમાંથી દૂધ લેતાં આવડતું નથી. તેમ જ જગતનાં જેટલાં માણસો છે તથા એ સિવાય બીજાં જેટલાં પ્રાણીઓ છે અને જેટલી વસ્તુઓ છે તે સૌમાં કેટલાક નાના મોટા અવગુણો પણ રહેલા છે. મતલબ કે ગુણ વિનાની કોઇ પણ વસ્તુ કે કોઇ પણ પ્રાણી નથી, તેમ જ અવગુણ વિનાની કોઈ પણ વસ્તુ નથી કે કોઇ પણ પ્રાણી નથી. દુનિયાની દરેક ચીજમાં, દરેક માણસમાં, તથા દરેક જીવમાં કાંઇક ને કાંઇક ગુણ તથા કાંઇક ને કાંઇક અવગુણો હોય જ. પણ જે સંતજનો હોય છે તે ગાયનાં વાછડાં જેવા અથવા દૂધ દોહનાર ગોવળ જેવા છે, તેથી તેઓને ખરાબ માણસોમાંથી તથા ખરાબ વસ્તુઓમાંથી પણ ગુણો લેતાં આવડે છે, અને જે અજ્ઞાની માણસો છે તેઓ ચાંચડ, માંકડ, મચ્છર, જળો કે ઇતરડી જેવા છે, તેથી તેઓ દૂધના ઠેકાણામાંથી પણ લોહી ચૂસે છે. એટલે કે ગુણવાળી બાબતોમાંથી પણ તેઓ અવગુણ શોધે છે. આમ હોવાથી તેઓ દુઃખી થાય છે, અને ગુણ શોધનારા જ્ઞાનીઓ સુખી થાય છે. કારણ કે ગુણ જોવાથી જેનામાં ગુણ દેખાય તેની ઉપર પ્રેમ આવે છે, એથી મિત્રતા વધે છે, મદદ કરવાનું મન થાય છે, અને જેને માટે આપણે સારા વિચારો ધરાવીએ તે આપણે માટે પણ સારા વિચારો ધરાવે છે. તેથી તેઓને તથા આપણને બંનેને સુખ થાય છે. પણ એને બદલે જે માણસો બીજાંઓના અવગુણ જોયા કરે છે તેઓના મનમાં દ્વેષ ઉત્પન્ન થાય છે. તેથી તેઓમાં વેરઝેર

વધતાં જાય છે, અને આપણે બીજાંઓનો એક વાંક કાઢીએ તો બીજાંઓ આપણા પણ વાંક કાઢી બતાવે છે. આમ થવાથી કલેશ વધતો જાય છે, તેથી પરિણામે દોષ જોનારને તથા જેના દોષ જોવામાં આવે તેને પણ બહુ નુકશાન થાય છે. તેમ છતાં આપણે સૌ હજી સુધી બીજાંઓના દોષ જોવામાં જ રહી ગયેલાં છીએ, તેથી આપણે સૌ ઉપર જેવો પ્રેમ રાખવો જોઇએ તેવો પ્રેમ રાખી શકતાં નથી. પણ જે હરિજનો છે તેઓ બીજાંઓના દોષ જોતાં નથી, પણ જેનામાં બહુ મોટા દોષ હોય તેનામાં પણ ખાસ ચાહીને ગુણોને શોધે છે, એટલે તેઓને તેમાંથી પણ ગુણ જડે છે, તેથી તેઓ સૌની ઉપર અતિશય પ્રેમ રાખી શકે છે. માટે આપણે પણ જો સંત થવું હોય. પ્રભુને પગલે પગલે ચાલવું હોય, અને મહાત્મા-ઓની આજ્ઞા માની અંતરની શાંતિ મેળવવી હોય ને પ્રભુપ્રેમ વધારવો હોય તો સૌ માણસો તથા સૌ વસ્તુઓ અને બીજા સૌ જીવોમાંથી ગુણ શોધવા જોઇએ, અને તેનો લાભ લેવો જોઇએ. જો એમ કરીએ તો આપણે ધર્મના રસ્તામાં જલદીથી આગળ વધી શકીએ તેમ છીએ, અને તેનાં અમૂલ્ય ફળ ચાખી શકીએ તેમ છીએ. માટે ભાઇઓ ને બ્હેનો ! ગુણગ્રાહક થાઓ, સારગ્રાહી થાઓ, અને સૌની સાથે શુભ ભાવનાઓથી કામ લેતાં શીખો ! એ જ કલ્યાણનો રસ્તો છે.

---

## ૬૩ : સત્સંગથી થતા લાભો

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૧૭ ]

એક શ્રીમંતનો છોકરો હતો. તેને ભણાવવા માટે બહુ સારી સગવડો હતી. જુદી જુદી વિદ્યા શીખવવા માટે જુદા જુદા માસ્તરો થોડો થોડો વખત આવ્યા કરતા હતા. એ માસ્તરોને બહુ મોટો પગાર આપતા હતા અને તેઓ ઘણી મહેનત લેતા હતા. તેમ છતાં એ શ્રીમંતનો દીકરો તેમની મહેનતના પ્રમાણમાં કાંઇ શીખી શકતો નહતો, અને તેના પડોશમાં રહેતા ગરીબ વિદ્યાર્થીઓને શીખવવા માટે કોઇ માસ્તર આવતા નહોતા છતાં પણ તે વિદ્યાર્થીઓ પેલા શ્રીમંતના છોકરા કરતાં વધારે હોંશિયાર દેખાતા હતા. એ જોઇને એક દિવસ તે શ્રીમંતે એક હોંશિયાર પ્રોફેસરની સલાહ પૂછી કે મારા દીકરા માટે હું આટલી બધી મહેનત લઉં છું ને આટલું બધું ખરચ કરું છું છતાં પણ તે બરાબર શીખતો નથી, અને અમારી પાડોશના ગરીબ વિદ્યાર્થીઓને બીજી

કોઇ પણ જાતના સારાં સાધનો નથી છતાં પણ તેઓ બહુ આગળ વધી જાય છે, તેનું કારણ શું ?

આ સાંભળીને તે પ્રોફેસરે કહ્યું કે, તમારો છોકરો એવી રીતે શીખી શકશે નહીં કારણ કે સોબતીઓ વિના એકલે એકલે છોકરાંઓ શીખી શકતાં નથી, પણ દેખાદેખીથી ઘણું કરી શકે છે. માટે જો એને ભણાવવો હોય તો સ્કૂલમાં મૂકો, એટલે ઘણા છોકરાઓને ભણતા જોઇને તેનામાં નવો ઉત્સાહ અને નવું બળ આવશે. ગરીબોના છોકરાઓ તમારા દીકરા કરતાં વધારે શીખી જાય છે તેનું કારણ એ છે કે, તેઓ સ્કૂલમાં જાય છે એટલે તેઓને બીજા ઘણા છોકરાંની સોબત મળી જાય છે, તેથી તેઓ આગળ વધી જાય છે. કારણ કે મનુષ્યનો એવો સ્વભાવ છે કે, બીજાંઓની મદદ વિના, દેખાદેખી વિના અને સારી સોબત વિના તેઓ આગળ વધી શકતાં નથી. માટે જો તમારે તમારા છોકરાને બરોબર રીતે ભણાવવો હોય તો તેને સ્કૂલમાં મૂકો. બીજા વિદ્યાર્થીઓની સોબતમાં રાખો, એટલે તે જલદીથી શીખી શકશે. કારણ કે જેમ એકલું લાકડું કે એકલો કોલસો સળગતો નથી, પણ વધારે લાકડાં કે વધારે કોલસા હોય તો એક બીજાની મદદથી જલદી સળગે છે, તેમ જ એકલાં જમવા બેસીએ તો કાંઇ ખાસ મઝા પડતી નથી પણ ઘણા મિત્રોની સાથે જમવા બેસીએ તો બહુ મજા પડે છે, અને એકલા ચાલ્યા જઇએ તો ઘડીકમાં રસ્તો ખૂટતો નથી ને ઊલટો લાંબો પડે છે, પણ ચાલતે ચાલતે જો કોઇ સારો સાથ મળી જાય તો જલદીથી પહોંચી શકાય છે ને રસ્તો ટૂંકો

લાગે છે. તેમ જ એકલા વિદ્યાર્થીઓ ભણી શકતા નથી, પણ સારા સંગથી તેઓ જલદી શીખી શકે છે. માટે તમને મારી સલાહ એવી છે કે, છોકરાને એકલા રાખવાને બદલે સ્કૂલમાં મૂકો, એટલે સારા સંગને લીધે તે બહુ જલદીથી શીખી શકશે.

એ પછી તે પ્રોફેસરની સલાહ માનીને એ ગૃહસ્થે પોતાના છોકરાને સ્કૂલમાં મૂકયો. ત્યાં બીજા વિદ્યાર્થીઓની દેખાદેખીથી તથા પોતાનો નંબર ઊંચો રાખવાની હોંશથી તે ઝપાટાબંધ શીખવા લાગ્યો.

બંધુઓ ! આ દાખલો આપીને એક મહાત્મા સમજાવતા હતા કે, ભાઇઓ જો તમે એકલા એકલા ભક્તિ કરવા ઇચ્છશો તો તે બરાબર રીતે કરી શકશો નહીં. એમાં તમને કંટાળો લાગશે, અને ઘણા સવાલોમાં તમારા મનનું સમાધાન થઇ શકશે નહીં તેથી તમે શંકાઓમાં ને ડામાડોળ સ્થિતિમાં રહી જશો; પણ જો કોઇ સારા સત્સંગમાં મળી જશો તો તમારા મનના ઘણા ખુલાસા થઇ જશે અને બીજાઓના જોરથી તમારામાં પણ નવું જોર આવી જશે. માટે જો ટકી શકે એવી ભક્તિ કરવી હોય તો એકલા નહીં રહેતાં હરિજનોની સત્સંગની મંડળીઓમાં મળી જાઓ, મળી જાઓ ! એટલે સત્સંગથી જાણ્યે અજાણ્યે અનેક પ્રકારના લાભો થઇ શકશે, એમાં કાંઇ પણ શક નથી. માટે સત્સંગ કરો, સત્સંગ કરો !

---

# ૬૪ : બહારની અડચણોથી સત્સંગની મજા ન છોડી દો. ખરી મજા તો અંદર છે

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૩૦ ]

એક બગીચાવાળાએ કોઇ માણસને કહ્યું કે, શેઠ ! મારી વાડીમાં બોર બહુ સારાં થાય છે, તે તમોને ખાવાલાયક છે; ત્યારે તે શેઠે કહ્યું કે, ભલે કોઇ દિવસ ફુરસદે આવી જઇશ. એ પછી તે શેઠ એ વાડી પાસેથી નીકળ્યો. ત્યારે ત્યાં રસ્તા પર પડેલાં બોર ચાખી જોયાં, પણ તે બહુ ખાટાં લાગ્યાં. એ પછી પેલો બગીચાવાળો તેને મળ્યો ત્યારે તે શેઠે કહ્યું કે, તમે તો તમારી વાડીનાં ફળ બહુ વખાણતા હતા, પણ તે તો બહુ ખાટાં છેઃ મેં એક દિવસ ચાખી જોયાં. ત્યારે તે બગીચાવાળાએ પૂછ્યું કે તમે એ બોર કયાંથી ખાધાં ? શેઠે કહ્યું કે તમારી વાડી પાસેથી હું નીકળ્યો હતો ત્યારે રસ્તા ઉપર પડેલાં થોડાં બોર ચાખી જોયાં પણ તે બધાં ખાટાં હતાં. ત્યારે તે બગીચાવાળાએ કહ્યું કે એ ખાટા બોર તો બહુ દૂરથી મંગાવીને ખાસ ત્યાં વાવેલાં છે. મીઠાં બોર તો વાડીની અંદર વચ્ચોવચ છે. આ સાંભળી તે શેઠે પૂછ્યું કે, એમ કરવાનું શું

કારણ ? ખાટાં બોર તે ચાહીને કોણ વાવે ? તે બગીચાવાળાએ કહ્યું કે, મીઠાં ફળનું રક્ષણ કરવા માટે બહાર ખાટાં ફળ રોપેલાં છે. અટકચાળાં છોકરાંઓ બહારનાં ખાટાં ફળ જોઇને ચાલ્યાં જાય, ને અંદરનાં મીઠાં ફળને નુકસાન ન કરે, માટે એ ખાટી બોરડીઓ રસ્તા ઉપર ને દરવાજા ઉપર ખાસ ઉછેરવામાં આવેલી છે. એ પછે તે શેઠ બગીચાવાળા સાથે વાડીમાં ગયો, અને અંદરનાં મીઠાં ફળ ખાઇને ખુશી થયો. આવી જ રીતે વ્રત, ઉપવાસ, તીર્થ, સ્નાન, દાન, દર્શન, યમ નિયમ વગેરે ધર્મની શરૂઆતનાં પગથિયાંનું જ્ઞાન આપણને સત્સંગમાં મળે છે, અને તે આપણને કઠિન લાગે છે; પણ અંદરના આત્મિક આનંદનું રહસ્ય કાંઇ ઓર જ છે. માટે દરવાજા ઉપરનાં ખાટાં ફળથી નિરાશ નહીં થતાં અંદર ઘુસો. જે મજે છે તે અંદર છે. ધર્મના રસ્તામાં આવતાં સ્નાન, દાન, વ્રત ને ઉપવાસ વગેરે તો ધર્મની વાડ છે. ખરાં ફળ તો સત્સંગથી ઉત્પન્ન થતી ભક્તિની અંદર છે. માટે ભાઇઓ, કાંટાવાળી વાડ જોઇને ફળની મજો ન છોડી દો!

---

## ૬૫ : કડીઓ નદીની વચમાં બળી મૂઓ એ વાતનો મરમ અનુભવી વિના કોણ બતાવે ?

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૨૨ ]

અનુભવીઓ મરમ કેમ બતાવી દે છે એ સમજવા જેવી બાબત છે. તેને માટે કહ્યું છે કે—

એક સલાટ ધંધા અર્થે બહારગામ ગયો હતો. તે ત્યાં અકસ્માતથી મરી ગયો, ત્યારે તેના છોકરા ઉપર એ બાબતના ખબર આપવાનો કોઇએ કાગળ લખ્યો; તેમાં લખ્યું કે, " તમારો બાપ નદીની વચમાં બળી મૂઓ છે. " એ કાગળ તે છોકરાએ વાંચ્યો પણ સમજ્યો નહીં; તેથી બીજાઓ પાસે વંચાવ્યો, ત્યારે તેઓને પણ નવાઇ લાગી. સૌએ કહ્યું કે, નદીની વચમાં ડૂબી જવાય તે બને, પણ નદીની વચમાં બળી મરે તે કેમ બને ? થોડીવારમાં ત્યાં ઘણાં માણસો ભેળાં થઇ ગયાં, પણ કોઇથી કાંઇ ખુલાસો થાય નહીં. અંતે ત્યાં બીજો કોઇ એક કડીઓ મિસ્રી આવી ચઢ્યો, તેણે કાગળ વાંચીને

કહ્યું કે બરાબર છે. કાગળમાં લખ્યું છે તે ખરું છે. બીજા લોકોએ કહ્યું કે એ કેમ બને? ત્યારે તે મિસ્ત્રીએ કહ્યું કે એ જાતનો સલાટ છે. એટલે મકાનો બાંધી આપવાનાં કામ કરતો હશે. તે માટે કયાંઇથી ચૂનો ભરીને તે જતો હશે. રસ્તામાં નદી આવી ને પાણી વધી ગયું, તે પાણી ચૂનાના પથ્થરોને લાગતાં તેમાંથી ગરમી નીકળે, ને એ વખતે ચૂનાની પોઠની વચ્ચે આવી જવાય તો નદી વચ્ચે બળી મરાય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

આ ભેદ સાંભળી સર્વને નદી વચ્ચે બળી મરવાની વાત ખરી લાગી. જરાક વાર પહેલાં જે વાતને ખોટી માનતા હતા તે જ વાત અનુભવી માણસ મળવાથી–ગુરુ મળવાથી ઘડીકમાં ખરી થઇ ગઇ. ગુરુમહિમા આવો છે. માટે જ્ઞાની છોટમ કહે છે કે,

[ ૫૬ ]

ગુરુ વિના મરમ ન જાણે, કોય જન, ગુરુ વિના મરમ ન જાણે;
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે, કોય જન ગુરુ વિના મરમ ન જાણે. (ટેક.)
ઔષધ સઘળાં ગાંધીના ઘરમાં, તે વૈદ વિના મરે રોગે;
દાટેલું ધન પણ ગુરુ વિન ઘરનું, કેમ પડે ઉપભોગે કોય૦
મહાસિંધુમાં નૌકા મૂકે, મરમી પાર ઉતારે;
ભેદ લહ્યા વિન ભૂલ્યો ભમે તે, શ્રમ કરી સર્વે હારે. કોય૦
અરક વિના સઘળે અંધારું, પાસ પડ્યું ન સૂઝે;
જન છોટમ ગુરુ જ્ઞાન મળે તો, પ્રકટ પ્રભુને બૂઝે. કોય૦

## ૬૬ : તાળું ખોલવા માટે જેમ ચાવી-વાળાની જરૂર છે, તેમ આપણાં અંતરનાં તાળાં ખોલવા માટે સદ્ગુરુની જરૂર છે.

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૨૩૩ ]

આપણી ચાવી ખોવાઇ ગઇ હોય, અથવા આપણે નવું તાળું ખોલવું હોય પણ તેની ચાવી આપણી પાસે ન હોય, તો તેથી ઉદાસ થઇ બેસી રહેવાની કાંઇ જરૂર નથી; કારણ કે દુનિયામાં ચાવીવાળાઓ તો ઘણાએ છે અને તેમની પાસે ઘણી જાતની ચાવીઓ હોય છે. જો તેઓને ખોળી કાઢીએ તો તેઓ તુરત જ આપણને જોઇતી ચાવી આપે છે. એ ચાવીવાળાને શોધવા માટે પણ આપણને કાંઇ ચીન, જાપાન કે ઑસ્ટ્રેલિયા જવું પડતું નથી. આપણે ઘર બહાર નીકળ્યા કે તેઓ તો બજારમાં ફરતા જ હોય છે, અથવા દુકાનો માંડીને બેઠેલા જ હોય છે. બીજાઓનાં તાળાં ખોલવા એ તો તેમનો ધંધો જ છે. પણ તેને તમારે બોલાવવા જોઇએ; તેને બોલાવ્યા વિના તમારી ઓરડીમાં બેઠે બેઠે આ તાળું ઊઘડતું નથી, આ તાળું ઊઘ-

ઉતું નથી, એમ કર્યા કરો તો કાંઇ તાળું પોતાની મેળે ઊઘડે નહીં. એ તાળું ઉઘાડવા માટે તો ચાવીવાળાની મદદ લેવી જોઇએ. એમાં પણ કોઈ અટપટા પડદાવાળું નગરિયું કે ચબનું તાળું આવી જાય તો સાધારણ ચાવીવાળાથી વખતે ન પણ ઊઘડે. એ વખતે વળી એ કરતાં પણ વધારે હોંશિયાર ચાવીવાળાને બોલાવવો જોઇએ. આપણાં લોખંડનાં કે પિત્તળનાં તાળાં ખોલવા માટે પણ જ્યારે આટલી બધી તજવીજ કરવી પડે છે ને ચાવીવાળાની જરૂર પડે છે, ત્યારે આપણાં અંતરનાં તાળાં ખોલવા માટે અને સ્વર્ગનાં તાળાં ખોલવા માટે કેવા હોંશિયાર ચાવીવાળાની જરૂર પડે, એનો ખ્યાલ તો કરી જુઓ ! આવાં સાચાં તાળાં ખોલવા માટે જ શ્રી સદ્ગુરુની જરૂર છે. સુંદર દેખાતી ચાંદીની કૂંચીઓના ઝૂડા તો આપણી ઘણીએ શેઠાણીઓ પાસે છે પણ એવી ઉપરથી રૂપાળી દેખાતી ખોટી કૂંચીઓથી કાંઇ ખરાં તાળાં ઊઘડે નહીં. તેમ જ સાચા ગુરુ વિના અને પૂરી લગની લાગ્યા વિના કાંઇ ધર્મનાં ને સ્વર્ગનાં તાળાં ઊઘડે નહીં. માટે આપણને આપણા અંતરનું તાળું ઉઘાડી શકે એવા શ્રીસદ્ગુરુની જરૂર છે. એવા મહાન ગુરુ વિના મોક્ષનાં બારણાં નહીં ઊઘડે, એ નક્કી સમજજો. માટે ભાઇઓ ! શ્રીસદ્ગુરુને શરણે જાઓ ! સદ્ગુરુને શરણે જાઓ !

---

## ૬૭ : સારા ઉપદેશની અસર વ્યર્થ જતી નથી

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૨૬૭ ]

સાધુઓ કહે છે કે ઉપદેશ બીજના જેવો છે. જો સારી જમીનમાં બીજ પડી ગયું હોય તો વખત આવ્યે તેમાંથી કાંટો ફૂટયા વિના રહેતો નથી. તેમ જ ગુરુઓનો ઉપદેશ પણ કાંઇ હમેશાં વ્યર્થ જતો નથી. તેને માટે કહ્યું છે કે,

એક વ્યાસ કથા વાંચતો હતો. તેણે બીજાંઓના ગુના માફ કરવા માટે બહુ સારો ઉપદેશ આપ્યો. એ ઉપદેશથી ખુશી થઇને કથા પૂરી થઇ ત્યારે ત્યાં મળેલા સર્વે લોકો તેની પાસે પૈસા મૂકવા લાગ્યા. એ વખતે એક માણસે આવીને તે વ્યાસના પગ પાસે બે પથરા મૂકયા ! એ જોઇને સૌ લોકો બહુ અજબ થયા. તેથી તે પથરા મૂકનારને લોકોના ટોળામાંથી કોઇએ પૂછયું કે, આનો ભેદ શો છે ? વ્યાસની કથાથી ખુશી થઇને સૌ લોકો પૈસા આપે છે, ત્યારે તું તેની પાસે પથરા મૂકે છે, તેનું કારણ શું ? ત્યારે તે માણસે કહ્યું કે, વ્યાસજીએ એક મારો ગુનો કરેલો છે, તે માટે આજે તેના માથામાં મારવા

સારૂ આ બે પથરા હું લાવ્યો હતો. પણ માફ કરવા માટેનો વ્યાસનો ઉપદેશ સાંભળીને મારો ગુસ્સો ઊતરી ગયો, અને મેં પણ તેને માફ કરવા ઇચ્છયું. તેથી જે પથરા તેના માથામાં મારવા સારૂ લાવ્યો હતો તે તેના પગમાં મૂકયા છે.

ભાઈઓ ! ઉપદેશની અસર આવી બળવાન છે, માટે લાયક ગુરુઓને મોઢેથી હમેશાં અથવા જ્યારે બને ત્યારે જરૂર ધર્મનો ઉપદેશ સાંભળવો જોઇએ. એથી પ્રથમ આપણા દોષો સમજાતા જાય છે, પછે છૂટતા જાય છે, પછે ધર્મમાં વૃત્તિ થતી જાય છે અને છેવટ સદ્ગુરુના ઉપદેશથી પ્રભુમય થઇ શકાય છે. માટે સારો ઉપદેશ સાંભળવાની કોઇ પણ તક બનતાં સુધી જવા દેવી નહીં.

---

## ૬૮ : પાઇની કોથમીર કે દોઢિયાનાં દાતણ લેતાં આપણે કેટલી બધી ચોકસી કરીએ છીએ! પણ જેની મદદ વડે હરિની હજૂરમાં પહોંચવાનું છે એવા મહાન દર-જજાવાળા ગુરુને શોધવામાં કોઇ એટલી મહેનત કરે છે?

[ 'સ્વર્ગની કુંચી' નં. ૨૦૨ ]

તમે શાકભાજી લેવા સારૂ બજારમાં તો ઘણીએ વાર ગયા હશો ત્યાં દાતણવાળીઓ સાથે અને કોથમીર-મરચાં-વાળીઓ સાથે જે તાણખેંચ થાય છે એ તમે ધ્યાન દઇને જોયું છે? પાઇની કોથમીર સારૂ મોટા મોટા શેઠિયા જેવા દેખાતા ગૃહસ્થો ગરીબ ઘાટણો સાથે કેવી માથાફોડ કરે છે, એ શું તમે નથી જાણતા? અને દોઢિયાનાં દાતણ લેતાં તેમા કેટલાં બદલે છે અને કેટલા આઘાં પાછાં કરે છે, એ શું તમે નથી જોયું? વળો એ દોઢિયાનાં દાતણમાં પણ એમ કે અમને તો

બાવળનાં જોઇએ, અમને તો વડનાં જોઇએ, અમને તો ઝીલનાં જોઈએ, અમને તો બોરડીનાં જોઇએ, અને અમને તો જાંબુનાં જોઇએ. દોઢિયાનાં દાતણ લેતાં આટલી બધી પંચાતી, અને તેમાં પણ પાછાં જાડાં પાતળાં તથા તાજાં ને વાસી તો જુદાં!

એવી એવી નાની નાની ચીજોમાં પણ એવી રીતે તજવીજ રાખવી એમાં કાંઇ ખોટું નથી. પણ જેમ એમાં તજવીજ રાખીએ છીએ તેમ જ બીજી સર્વ બાબતમાં તજવીજ રાખીએ છીએ કે નહિ, એ આપણે જોવું જોઇએ.

ભાઈઓ! શાક લેવામાં તો જાણે આપણે ન ઠગાયા; પણ ગુરુ કરવામાં ઠગાઇ જઇએ છીએ, તેનું શું ધાર્યું? આપણા બાપદાદાનો સનાતન આર્યધર્મ છોડીને ગમે તે બાવા સાધુની અને ગમે તે ભટ્ટજી મહારાજોની કંઠીઓ બાંધી લઇએ છીએ, તથા ધર્મને નામે ચાલતાં ધતીંગોવાળી ગમે તે સમાજમાં દાખલ થઇ જઇએ છીએ, તેનું શું ધાર્યું? એ વખતે આપણું જ્ઞાન કયાં જતું રહે છે? પાઇની કોથમીર કે દોઢિયાનાં દાતણ લેતાં તો આપણામાં ઘણી હોંશિયારી આવી જાય છે, પણ કોઇ લેભાગુને ગુરુ કરતી વખત આપણી એ હોંશિયારી કયાં ચાલી જાય છે, એ કાંઇ વિચાર્યું?

કોથમીર થોડી બળી હશે અથવા વાસી હશે તો કઢીમાં જરા ઓછી બાસ આવશે, અને કોઇ ઝૂડીમાં દાતણ વાંકુંચૂંકું આવી ગયું હશે તો એ દાતણ કરતી વખત જરા વાર મઝા નહિ પડે એટલી જ નુકશાની; પણ જો ગુરુ ખરાબ મળ્યો તો જિંદગીનો ફેરો માથે પડશે એ કાંઇ ખબર છે?

મહાન પ્રભુનો પવિત્ર રસ્તો દેખાડનારા, જન્મ–મરણના ફેરામાંથી છોડાવનારા અને આપણને હરિની હજૂરમાં લઈ જનારા શ્રી સદ્‌ગુરુઓ છે. માટે જેની તેની કંઠી બાંધી લેતાં પહેલાં અને જે તે સમાજમાં દાખલ થઇ જતાં પહેલાં આપણા સનાતન ઉત્તમ ધર્મ તરફ જોજો, આપણા પ્રાચીન ઋષિઓના ઊંડા જ્ઞાન તરફ જોજો, અને આપણા બાપદાદાઓની રૂડી નીતિ તરફ જોજો ! એ બધું જોયા પછી જેમાં આપણા હાથપગ ન બંધાઇ જાય એવો ઉદાર ધર્મ, અને જે આપણને ફોગટની જાળમાં બાંધી ન રાખે, પણ આપણાં દુનિયાદારીનાં સુખોમાં તથા પ્રભુના સાચા રસ્તામાં મદદ કરે તેવા પ્રભુમય થયેલા ગુરુને પસંદ કરજો, ભગવદ્ આશરાના બળવાળા ગુરુને પસંદ કરજો, અને ઉત્તમ આચરણવાળા ગુરુને પસંદ કરજો !

---

# ૬૯ : મંદિરોમાં દેવનાં દર્શન કરવા જવાની જરૂરિયાત

[ 'સ્વર્ગની સડક' નં. ૮ ]

શ્રીમંતોને મોજમજા કરવાના તથા રમતગમત કરવાનાં ઘણુાંએ સાધનો હોય છેઃ જેમકે નાચ, તમાસા, નાટકો, ગાયનના જલસાઓ, સરકસો, ફેનસી ફેર, જીમખાનાંઓ, કલબો, શરતોનાં મેદાનો, ઉજાણીઓ, ટીપાર્ટીઓ, પ્રદર્શનો, ક્રીકેટમેચો, અને મુસાફરીઓનો સગવડો વગેરે પોતાના મનને રાજી રાખવાનાં ઘણાં સાધનો હોય છે. પણ ગરીબોને એવાં કાંઇ સાધનો હોતાં નથી; કારણ કે ગરીબાઇને લીધે તેઓ એવી બાબતોમાં પૈસા ખર્ચી શકતા નથી તેમજ તેઓને એટલો વખત પણ મળતો નથી, તેથી એવી ખર્ચાળ મોજો કરવી તેઓને પાલવતી નથી. અને તેમ છતાં પણ સાધારણ માણસોનો એવો સ્વભાવ છે કે, તેને કાંઇક બહારનો આનંદ જોઇએ છે, અને જો એવો આનંદ ન મળે તો તેઓ મોળા પડી જાય છે અને તેઓને પોતાની જિંદગી કંટાળાભરેલી લાગે છે. આવું ન થાય અને એવા ગરીબ માણસોને પણ હમેશાં આનંદ મળી શકે તે સારૂ

ધર્મનાં મંદિરોની જરૂર છે, કારણ કે ધર્મનાં મંદિરોમાં સુંદર મૂર્તિઓ હોય છે, ફૂલ ચંદન તથા ધૂપની સુગંધીઓ હોય છે, જુદા જુદા ઓચ્છવો વખતે નવી નવી જાતના સુંદર દેખાવો હોય છે, દાગીના તથા ઊંચી જાતના વસ્ત્રોના ઠાઠમાઠ હોય છે, મહાત્માઓનાં ચિત્રો હોય છે, નવી નવી જાતના હીંડોળા, પારણાં, અન્નકૂટો તથા દીપમાળાઓ હોય છે, વિદ્વાનો હરિકથાઓ કરે છે, ઉસ્તાદી ગવૈયાઓ તાલસૂરથી પ્રભુનાં ગુણગાન ગાય છે, તથા સિતાર, મૃદંગ, ઝાંઝ વગેરે વાજિંત્રો વગાડે છે, ઘણાએ ભાગ્યશાળી સજ્જનો ત્યાં ભીખ માગવા આવેલા ગરીબોને દાન આપે છે, ચડતા ઊતરતા બધા વર્ગના લોકો શણગારી શણગારાઈને મંદિરોમાં દર્શન કરવા તથા પ્રાર્થના કરવા આવે છે તેથી ત્યાં મેળા જેવો ભવ્ય દેખાવ થઈ રહે છે. એ બધું જોઇને તથા એ બધાંઓની પ્રાર્થનાઓની ભલી અસરો ત્યાં જામી ગયેલી હોય છે, તેને લીધે મંદિરોમાં પવિત્ર અસરો ફેલાયલી રહે છે. એ પવિત્ર અસરોથી તથા ત્યાં થઇ રહેલા હમેશના આનંદથી એવાં ધર્મનાં મંદિરોમાં ઉત્તમ પ્રકારનું વાતાવરણ ફેલાઇ રહે છે. તેથી દુનિયાથી કંટાળી ગયેલાં માણસોનો કંટાળો મંદિરોમાં દર્શન કે પ્રાર્થના કરવા જવાથી મટી જાય છે. એ ઠેકાણે દુઃખીઓ પોતાનાં દુઃખને ભૂલી જાય છે, એ ઠેકાણે રોગીઓના રોગ ઓછા થઇ જાય છે, એ ઠેકાણે નિરાશ થઇ ગયેલાંઓને નવી આશા આવી જાય છે, એ ઠેકાણે નિર્બળોમાં બળ આવી જાય છે, એ ઠેકાણે દરિદ્રીઓ પોતાની દરિદ્રતા ભૂલી જાય છે, એ ઠેકાણે બુઢ્ઢાઓમાં નવો ઉત્સાહ આવી જાય છે, એ ઠેકાણે શોક પાળનારાંઓ

પોતાના શોકને ભૂલી જાય છે, એ ઠેકાણે પાપીઓ પોતાના અપરાધ કબૂલ કરી પોતાના પાપની માફીઓ માગવા મંડી જાય છે, એ ઠેકાણે શ્રીમંતો પોતાની મોટાઇને બાજુએ મૂકી દે છે, એ ઠેકાણે અધિકારીઓ પોતાના અધિકારના મદને વિસરી જાય છે, એ ઠેકાણે મસ્તીખોરો પણ અદબમાં આવી જાય છે. બહુ ભાવિક ન હોય તેઓના મનમાં પણ એ ઠેકાણે ભાવ આવી જાય છે. લોભિયાઓ પણ એ ઠેકાણે જરાકવાર પોતાના લોભને ઓછો કરી પાઇ પૈસો ખર્ચવા લાગે છે અને એ ઠેકાણે અજ્ઞાનીઓમાં પણ પોતાની મેળે મેળે સ્વાભાવિક રીતે જ કાંઇક કાંઇક ગુણ આવી જાય છે. કારણ કે મંદિરોમાં પવિત્ર અસરો ફેલાયલી હોય છે, તેથી તેના બળને લીધે આપણે ન સમજીએ તેવી રીતે ઓચિંતો ઓચિંતો પોતાની મેળે મેળે દરેક જણને તેઓની પ્રકૃતિ પ્રમાણે કાંઇક કાંઇક ફાયદો થયા જ કરે છે. માટે આપણે આપણી અંદરના પ્રભુપ્રેમને પુષ્ટિ આપવા સારૂ ને બહારની ભક્તિ કરવા સારૂ મંદિરોમાં દર્શન કરવા તથા પ્રાર્થના કરવા સારૂ જરૂર જવું જોઇએ, કારણ કે ગરીબ, તવંગર, મૂર્ખ, વિદ્વાન, રૈયત ને રાજાઓને માટે મંદિર એ શાંતિનું સ્થાન છે, અને તેમાં પણ ધંધાને અર્થે આખો દિવસ જેઓ એક જ ઠેકાણે બેસી રહેનારા હોય તેવા સોની, દરજી, કારખાનામાં કામ કરનારા મજૂરો, થોડી ફુરસદવાળા નોકરો, ઘરથી કંટાળેલા બુઢ્ઢાઓ, દુકાનદારો ખેડૂતો, ખારવાઓ વગેરે ગરીબ વર્ગના લોકો તથા વધુ ભાગે હમેશાં ઘરમાં રહેનારી સ્ત્રીઓને ભગવાનનું મંદિર એ એક આશીર્વાદ સમાન છે, કારણ કે ત્યાં જઇને પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરવાથી હૃદયનો

ભાર હલકો થાય છે. ઘડીકવાર પોતાનાં બધાં દુઃખો ભૂલી જવાય છે અને ગરીબાઇને લીધે પોતાને ઘેર જેવું ન હોય તેવું સારૂં સારૂં જોવાનું, સાંભળવાનું, જાણવાનું, શીખવાનું તથા અનુભવવાનું મંદિરમાં મળે છે, તેથી તેઓને બહુ ફાયદો થાય છે, ને બહુ આનંદ થાય છે. આ સિવાય પ્રભુના મંદિરમાં જવાથી બીજો એ પણ લાભ થાય છે કે, ત્યાં ધનવાન ને ગરીબ, વિદ્વાન ને મૂર્ખ, શેઠ ને નોકર, રાજા ને રંક, તથા સ્ત્રી ને પુરુષ સૌ એક જ દરવાજામાંથી આવજાવ કરે છે, એક જ જગ્યામાં બેસે છે, એક જ જાતની ક્રિયાઓ કરે છે, અને એક જ જાતનું જ્ઞાન સાંભળે છે, તથા સૌ સાથે મળીને પ્રભુના ગુણ ગાય છે ને દર્શન કરે છે, તેથી તેઓમાં સંપ વધે છે, ભાઈ-બંધી વધે છે, અને અરસ્પરસ, એક બીજાને મદદ કરતાં શીખે છે; એટલું જ નહિ પણ ગંદાં માણસો પણ મંદિરમાં આવીને સફાઇ રાખતાં શીખે છે, વિવેક વિનાના લોકો બીજાંઓની દેખાદેખીથી વિવેક શીખે છે, હલકી ચાલનાં માણસો સારી ચાલચલણ શીખે છે, ગામડિયાઓ અદબ શીખે છે, વાતોડિયાઓ ચૂપ રહેતાં શીખે છે, પ્રેમીજનો ભજનો શીખે છે, કોઇની મદદમાં ન આવતાં હોય તેવાં માણસો પણ કાંઇક સેવા કરતાં શીખે છે; અને જેને ઇશ્વર સંબંધી કાંઇ જ્ઞાન ન હોય તેવાં બોટ જેવાંઓ પણ રોજના સત્સંગથી ધીરે ધીરે કાંઇક ભગવાનનું જ્ઞાન મેળવી શકે છે. માટે સૌ ભાઇ બહેનોએ દર્શન તથા પ્રાર્થના કરવા સારૂ ભગવાનના પવિત્ર મંદિરમાં જવાનો નિયમ રાખવો જોઇએ.

## ૭૦ : આપણે શા માટે દેવમંદિરમાં જવું જોઇએ ?

[ 'સ્વર્ગની કુંચી' નં. ૧૭૭ ]

મંદિરમાં દર્શન કરવા જતી વખત એ પણ ભૂલી જવું જોઇતું નથી કે, આપણે ત્યાં કાંઇ ગામગપાટા મારવા જતાં નથી, આપણે ત્યાં કાંઇ એક બીજાની મુલાકાતો લેવા જતાં નથી, આપણે ત્યાં કાંઇ બજારભાવ પૂછવા માટે જતાં નથી, આપણે ત્યાં કાંઇ લગનનાં સાટાં કરવા કે પ્રેમની ઇસારતો કરવા માટે જતાં નથી, આપણે ત્યાં કાંઇ લોકોની ખૂબસૂરતી જોવા કે માણસોના હાવભાવ તપાસવા જતાં નથી, આપણે ત્યાં કાંઇ આપણી મોટાઇ બતાવવા કે આપણું ડહાપણ બતાવવા જતાં નથી, અને આપણે પાકી રીતે સમજવું જોઇએ કે પ્રભુનું મંદિર એ કાંઇ નિંદાખાનાનું મકાન નથી, પણ ઇશ્વરની પ્રાર્થના કરવાનું પવિત્ર સ્થાન છે. જાણે અજાણે થઇ ગયેલાં પાપની માફી મેળવવાની જગ્યા છે. જેમ બને તેમ મંદિરની પવિત્રતા વધારેમાં વધારે સચવાય તેમ પોતપોતાથી બનતું કરવાને દરેક જણ બંધાએલું છે. કારણ કે, મંદિરમાં પવિત્રતા

હોય તો જ ત્યાં જવાથી આપણામાં પવિત્રતા આવી શકશે; પણ જો ખુદ મંદિરમાં જ ગડબડ ચાલતી હોય તો ત્યાં જવાથી આપણામાં પવિત્રતા કેમ આવી શકે, એ વિચારવાનું છે. માટે સૌ ભાઈઓ તથા બહેનોએ મંદિરની પવિત્રતા સચવાય તેમ કરવું જોઈએ. હૃદયમાં ઇશ્વરી આવેશ ભરીને જ મંદિરમાં જવું જોઈએ, ને એ આવેશ દેવનાં દર્શન કરતાં શુદ્ધ થવો જોઈએ–વધવો જોઈએ; ત્યાં બીજી નજીવી વાતોની પંચાતી ને ઠઠ્ઠા મશ્કરીની વાતો કરી હૃદયમાં આવેલા ઇશ્વરી આવેશને ભૂંસી નાખવો ન જોઈએ. જો મંદિરમાં દર્શન કરતી વખત આપણા હૃદયમાં આવેશ ન હોય તો એવાં દર્શનથી કાંઈ વિશેષ લાભ નથી. માટે આપણો ભગવદ્ આવેશ ઓછો થઈ જાય એવી વાતો તથા એવાં આચરણ મંદિરમાં નહિ કરવાં જોઈએ.

મંદિરમાં જવાનો હેતુ જો બરોબર રીતે આપણા હૃદયમાં ને આપણી નજર આગળ રહેતો હોય તો આપણે ત્યાં વધારે સારી રીતે વર્તી શકીએ. માટે એ હેતુ બરોબર રીતે આપણા મનમાં ઠસાવવો જોઈએ. મંદિરમાં જવાનો આપણો ખાસ હેતુ ઇશ્વરને પ્રસન્ન રાખવો, ને તેની કૃપા મેળવવી એ જ છે. કારણ કે, તે સમર્થ ઇશ્વરની કૃપાથી સર્વ બની શકે છે. દરેક માણસની ઇચ્છાઓ પોતપોતાના સ્વાર્થ પ્રમાણે જુદી જુદી હોય છે, પણ તે સર્વનો સામાન્ય હેતુ ઇશ્વરને પ્રસન્ન કરવાનો હોય છે. ઇશ્વરને પ્રસન્ન કરવાના પણ અનેક રસ્તા છે, પણ તેમાં દીનતાપૂર્વક લીનતા એ મુખ્ય છે; ને એવી દીનતાપૂર્વક લીનતા તથા આધીનતા ભગવદ્ આવેશમાંથી જ થાય છે, માટે એ

આવેશ હૃદયમાં ભરીને જ આપણે મંદિરમાં જવું જોઇએ. એ આવેશ ઓછો થઇ જાય એવાં કાંઇ પણ કામ કે વાતો ત્યાં નહિ કરવી જોઇએ. બધાય પ્રપંચને એ વખતે મનમાંથી કાઢી નાખવા જોઇએ, ને પ્રભુમય બની જવું જોઇએ. જો એમ ન બની શકે તો મંદિરમાં માત્ર ખાલી ધક્કા ખાવાથી કાંઇ લાભ નથી, પણ ઊલટું નુકશાન છે; કારણ કે, માજીસ્ટ્રેટની હજૂરમાં જે માણસ ગુનો કરે છે અથવા રાજાની સામે જે કોઇ બેઅદબો કરે છે તેને તેવા જ બીજા ગુનેગારો કરતાં વધારે શિક્ષા થાય છે. એવી જ રીતે પ્રભુના મંદિરમાં જેઓ બેઅદબી કરે છે અથવા પાપ કરે છે તેઓનાં પાપ બેવડાં થઇ જાય છે, એટલે તે વધારે શિક્ષાને પાત્ર છે, એ કદી પણ ભૂલી જવું જોઇતું નથી; માટે બીજી કોઇ પણ જગ્યા કરતાં મંદિરમાં વધારે અદબથી રહેવાની, વધારે પવિત્રાઇથી રહેવાની ને વધારે નમ્રતાથી રહેવાની જરૂર છે ને ફરજ છે, એ પકકી રીતે યાદ રાખીને જ મંદિરમાં જવું જોઇએ. તેમજ મંદિરમાં જે ઓળખાણ પિછાનવાળાંઓ મળે તેમની સાથે પ્રેમપૂર્વક જેગોપાળ કરવા એટલું જ બસ છે. તેમની સાથે મંદિરમાં લાંબીચોડી વાતો નહિ કરવી જોઇએ; કારણ કે, એવી વાતોથી ધ્યાન ચૂકી જવાય છે. માટે મંદિરમાં જવાનો હેતુ ન ચૂકી જવાય એ આપણા આત્માના કલ્યાણ માટે ખાસ ધ્યાનમાં રાખજો !

---

## ૭૧ : ધર્મની સાચી ટીકાઓ સહન કરો

[ 'સાચું સ્વર્ગ' પૃ. ૧૩૦ ]

આપણી મૂર્તિપૂજા હાલમાં અશ્રદ્ધાના રૂપમાં આવી પડી છે તેનાં ઘણાં કારણો છે, અને જો તમે તમારા ધર્મનું રક્ષણ કરવા ઇચ્છતા હો તો તમારે ખાસ ચાહીને એમાંનાં મુખ્ય કારણો સમજવાં જોઇએ. કારણ કે એ જાણવાથી આ પ્રોફેસર જેવા અર્ધા વટલેલાઓ મૂર્તિપૂજાની વિરૂદ્ધ જે ટીકા કરે છે તેનો જવાબ દેવાનું તમારામાં બળ આવી શકે છે. માટે આવી કડવી વાતો તરફ તમારે બેદરકારી ન બતાવવી જોઇએ, પણ ધ્યાન આપીને તે સાંભળવી જોઇએ, તેના ખુલાસા કરવા જોઇએ, તેના બચાવ કરવા જોઇએ, અને તેમાં જે ભૂલ જણાય તેમાં સુધારા કરવા જોઇએ. તમારી ઉપર હુમલા થાય ને તેનો તમે જવાબ ન આપી શકો એ કાંઇ તમારે માટે માનભર્યું કહેવાય નહીં. એથી તો ઊલટી તમારી નબળાઇ દેખાઇ આવે અને તમારામાં પોલ ચાલતી જ હશે એમ લોકોની ખાત્રી થઇ જાય એવુ થાય તે હાલના અંધશ્રદ્ધાના જમાનામાં સારૂં નહીં. એથી તો ધર્મને બહુ મોટો ધોકો પહોંચી જાય. એમ ન થાય માટે તમારે આવી જાતની ટીકાઓ તો ખાસ ચાહીને સાંભળવી

જોઇએ. કારણ કે આ જમાનો છૂટાપણાનો છે, એટલે એવી ટીકા તો થશે જ. અને તેમાં પણ મૂર્તિપૂજાના અસલના ને હાલના નિયમોમાં બહુ ફેરફાર થયેલો છેઃ જેમકે, અસલ શિવનાં જ મંદિરો હતાં, પણ હાલમાં ઘણા દેવ થઇ ગયા છે, અને તે બધા સંપ્રદાયવાળાંઓ પોતપોતાની અંદર જ એક બીજાનાં દુશ્મનો છે. શિવવાળાંઓ વૈષ્ણવોની નિંદા કરે છે, વૈષ્ણવો શિવથી બળી મરે છે, રામાનુજવાળાંઓને સ્વામીનારાયણવાળાંઓ ગમતાં નથી, અને સ્વામીનારાયણવાળાંઓને બીજા કોઇ ધર્મવાળાંઓ ગમતાં નથી. આવી રીતે આપણા જ લોકો એક બીજાના ધર્મ, એક બીજાનાં મંદિરો, એક બીજાની મૂર્તિઓ, એક બીજાનાં ધર્મપુસ્તકો, અને એક બીજાના પૂજારીઓથી વિરૂદ્ધ છે. જ્યારે આપણા જ ઘરમાં આવી ફાટફૂટ છે, અને જ્યારે આપણે જ આપણા ભાઇબંધોના સંપ્રદાયની ચેષ્ટા કરીએ છીએ, ત્યારે પરદેશીઓ અને પરધર્મીઓ આપણા ધર્મો માટે ગમે તેવાં ગુલબાનો ઉડાવે તેમાં નવાઇ શું ? એવાં ગુલબાનોથી દોરવાઇને આપણને આપણા સનાતન ધર્મ તરફ અશ્રદ્ધા ન થઇ જાય, પણ આપણે તેમાં સુધારો કરી શકીએ, અને આપણા ભ્રાતૃભાવને સાચવી શકીએ માટે એવી ટીકાઓ આપણે સાંભળવી જોઇએ.

---

## ૭૨ : પૂજારીઓ બગડયા તેનું કારણ

[ 'સાચું સ્વર્ગ' પૃ. ૧૩૨ ]

પંડિતજી ! જેમ અસલના વખતમાં જુદા જુદા સંપ્રદાયો નહોતા, તેમ જ અસલના વખતમાં મંદિરોના માલેકો પૂજારીઓ નહોતા, પણ મંદિરો ગામના મહાજનની મિલ્કત ગણાતી હતી. પૂજારીઓની નિમણૂંક ગામના મહાજન તરફથી થતી હતી, અને મંદિરો તથા પૂજારીઓનું ખરચ ગામના લોકો ચલાવતા હતા. એટલે જો કોઇ પૂજારી સારી ચાલનો ન હોય કે જ્ઞાની ન હોય તો તેને પ્રથમથી એ દરજ્જો મળતો જ નહોતો, અને કદી પાછળથી પૂજારીની ચાલચલગત બગડે તો તેને રજા આપી બીજો લાયક પૂજારી તે જગ્યાએ રાખતા હતા. પણ આજે એવું કાંઇ નથી. આજે તો પૂજારીઓ પોતે જ માત્ર મંદિરના જ નહીં, પણ દેવોના પણ ધણીરણી થઇ બેઠેલા છે. તેમને પૂછે તેને પરમેશ્વર પૂછે ! એટલું જ નહીં પણ આજે તો ગમે તેવા નાલાયક હોય તોપણ વંશપરંપરાના પૂજારીઓ થઇ પડેલા છે; અને તે એક જ ઠેકાણે નહીં, પણ આખા હિંદુસ્થાનમાં એવું ખાતું થઇ પડેલું છે. એટલે પછી તેઓ ફાટે તેમાં નવાઈ શું ? તેઓને મુફતના માલ મળે, ઓઓ તેમનો

વિશ્વાસ કરે, લોકો તેમને માન આપે, કમાવા કજાવાની તેઓને ફિકર નહીં, અને સેવકો તેમને જોઇએ તેટલું ધન આપેઃ એ બધી જાતના વૈભવો ભોગવવાની જેવી જોઇએ તેવી સગવડતા અને જ્ઞાનના નામનું મીંડું ! આમ હોવાથી કોઇપણુ જાતના અંકુશ વિનાના અજ્ઞાન પૂજારીઓ તરફથી સારાં આચરણની આશા કેવી રીતે રાખી શકાય *? તેઓ માત્ર પોતાનાં સુખ અને પોતાના વૈભવની સામું જ જુએ છે. તેમને કોઇ પૂછનાર નહીં હોવાથી, અને તેઓ શૂન્ય અંતઃકરણના હોવાથી જે પૈસા ઇશ્વરી સ્નેહને ખાતર ખરચાવા જોઇએ તે પોતાના ખાનગી મોજશોખ પાછળ ઉડાવી દે છે, અને જે બુદ્ધિ ઇશ્વરી જ્ઞાનમાં વાપરવી જોઇએ તે બુદ્ધિ જુદા જુદા સંપ્રદાયવાળા પોતાના ભાઈબંધો સાથે મેરીતેરી કરવામાં વાપરી નાંખે છે. હવે મને કહો કે જ્યારે આપણા પૂજારીઓની એટલે કે આપણા ગુરુઓ-ની આવી સ્થિતિ છે ત્યારે આપણી મૂર્તિઓ આપણને કેમ જ્ઞાન આપી શકે ? અને આપણાં મંદિરા જગતમાં ઇશ્વરી સ્નેહ કેમ ફેલાવી શકે ?

## રાજાઓ અને ધર્મગુરુઓનો સંબંધ

આપણા પૂજારીઓ બગડયા અને આપણાં મંદિરાની સત્તા ઓછી થઇ તેનું એ પણ એક મુખ્ય કારણ છે કે તેઓને રાજ્યની મદદ નથી. કારણ કે રાજ્ય પરદેશીઓનાં અને પર-

* "મંદિર અને પૂજારીઓ" વિષે "હિંદુસ્થાનની ઉન્નતિ" નામે પુસ્તકમાં એની બીસેન્ટનો લેખ વાંચવાલાયક છે.

ધર્મીઓનાં થઈ ગયાં, એટલે આપણા ધર્મને રાજ્ય તરફથી જે ખાસ મદદ મળવી જોઇએ તે મદદ મળી શકતી નથી. તેથી પણ ધર્મ ઢીલો પડતો જાય છે. પુરાણોની મારફત જો અસલની હકીકત જોઇએ તો દરેક મોટા રાજાની પાસે કોઇ પણ મોટા ઋષિ સલાહકાર તરીકે દેખાય છે. જેમકે જનકના દરબારમાં યાજ્ઞવલ્કય ને અષ્ટાવક્ર વગેરે હતા, દશરથ તથા રામની પાસે વશિષ્ઠ મહારાજ હતા, દુર્યોધનની પાસે દ્રોણાચાર્ય, કૃપાચાર્ય વગેરે હતા. એમ દરેક રાજાની પાસે તેઓની મદદમાં ધર્મગુરુઓ રહેતા હતા. કારણ કે તેઓ સમજતા કે, રાજ્યસત્તા એ તો બહારની સત્તા છે, અને એકલી બહારની સત્તાથી કાંઇ માણસો સરખી રીતે ચાલી શકે નહીં. બહારની સત્તાની સાથે જ્યારે અંતરની સત્તા હોય ત્યારે જ ખરી રીતે પ્રજા સુધરી શકે, અને એવી અંતરની સત્તા ધર્મમાં રહેલી છે, તથા ધર્મગુરુઓની મારફત વૃદ્ધિ પામે છે. માટે રાજાઓ ધર્મગુરુઓની મદદ લેતા હતા. કારણ કે તેઓ સમજતા કે કુંભારને ઘેરે ચારે પગે બાંધી મૂકેલાં ગધેડાંઓ લાત ન મારે, અથવા પિંજરામાં પૂરાઇ ગયેલા સિંહ ઢીલા થઇને પડયા રહે એમાં કાંઇ નવાઇ નથી; પણ જ્યારે તેઓ છૂટા હોય છતાં પણ તોફાન ન કરે ત્યારે જ ખૂબી કહેવાય. તેમ જ રાજ્યના ભયથી, લોકલાજથી કે આજુબાજુના હલકા ભારે સંજોગને લીધે માણસો પાપ ન કરે એમાં શું મોટી વાત ? પણ જ્યારે અંતરમાંથી એમ થઇ જાય કે નહીં, હવે આપણને આવું ન શોભે, એમ સમજીને લાલચોમાં ફસાવાની તક હોય છતાં પણ તે છોડી દે, ત્યારે જ એ ઉત્તમતા કહેવાય. એવી ઉત્તમતા રાજ્યની બહાર-

ની સત્તાથી આવી શકતી નથી, પણ ધર્મની અંતરની સત્તાથી આવી શકે છે. માટે રાજ્યસત્તા કરતાં પણ ધર્મની સત્તા બહુ મોટી છે, એમ સમજીને રાજાઓ ધર્મગુરુઓને માન આપતા અને પોતાની મદદમાં પોતાની જમણી બાજુએ તેઓને રાખતા હતા. કારણ કે રાજાઓ સમજતા કે, અમે તો બહારનું રાજ્ય કરીએ છીએ, પણ ધર્મગુરુઓ તો માણસના અંતરમાં રાજ્ય કરે છે. તેથી અમારા કાયદાઓ પહોંચી શકે નહીં ત્યાં પણ ધર્મગુરુની સત્તા પહોંચી જાય છેઃ જેમકે કોઈ માણસ બીજાં માણસોને માટે પોતાના મનમાં અદેખાઇ રાખે તો તેને રાજ્યનો કાયદો કાંઇ અડચણ કરી શકે નહિ, કોઇ માણસ અતિશય લોભ રાખે તોપણ રાજ્યસત્તા તેમાં વચ્ચે પડી શકે નહીં, કોઇ માણસ પોતાના મનમાં વ્યભિચારના વિચાર કરે તો રાજાની સત્તાથી કાંઇ તે વિચારો અટકી શકે નહીં, અને કોઇ માણસ કાયદાની જાળમાં ન આવે એવી રીતના પ્રપંચો કરે તો ગુનો સાબીત થયા વિના રાજા તેને કાંઇ શિક્ષા કરી શકે નહિ. આવી રીતે એવી જાતનાં ઘણાં પાપો છે કે જ્યાં રાજ્યના કાયદાઓ નિષ્ફળ થાય છે પણ તે જ પાપો ધર્મગુરુઓના ઉપદેશથી અટકી શકે છે. માટે હમેશાં રાજાઓ ધર્મગુરુઓને પોતાની મદદમાં રાખતા હતા. માત્ર આપણા દેશમાં ને આપણા ધર્મમાં જ એવું હતું એમ નહીં, પણ પ્રાચીન ઇરાનીઓમાં, રોમનોમાં, મિસરીઓમાં, યાહુદીઓમાં, બૌદ્ધોમાં અને મુસલમાનોમાં પણ એમ જ હતું એટલું જ નહીં પણ હજી આજે પણ ક્રિશ્ચિયન રાજ્યોમાં ધર્મગુરુઓ રાજાઓ પાસે બહુ મોટા દરજ્જા ભોગવે છે; કારણ કે પ્રજાનાં

નીતિ, ધર્મ વધારવામા રાજ્યને તેઓ બહુ મોટી મદદ કરે છે માટે રાજનીતિમા ધર્મગુરુઓને રાજ્યનુ એક મોટું અગ ગણે છે, અને ધર્મગુરુઓનુ બહુ સન્માન રાખવું એમ ફરમાવેલુ છે આવી રીતે રાજાની મારફત રાજ્યની બહારની સત્તા અને ધર્મગુરુઓની મારફત ધર્મની અતરની સત્તા એ બે મહા શકિતઓ સાથે મળવાથી પ્રજાની સુલેહ–શાતિમા, દેશની આબાદીમા, અને રાજ્યની મજબૂતીમા વધારો થાય છે. માટે ખાસ ચાહીને રાજાઓ ધર્મગુરુઓને પોતાની બાજુમા રાખતા હતા તેથી પરિણામ એ થતુ કે, સુલેહના વખતમા પ્રજામા નીતિ, ધર્મ ફેલાવવામા ધર્મગુરુઓ રાજાઓને ઉપયોગી થઇ શકતા હતા, અને ધર્મને લગતી કાઇ આફતનો સમય આવ્યો હોય ત્યારે રાજાઓ ધર્મગુરુઓના કહ્યા પ્રમાણે ધર્મનું રક્ષણ કરતા હતા એથી રાજાઓની મદદથી પ્રજામા ગુનાઓ થતા અટકતા હતા આવી રીતે અરસપરસની મદદથી પ્રજા સુખી, દેશ આબાદ, અને રાજ્ય મજબૂત રહેતા હતા. તેથી લોકોમા હુન્નરકળા અને ઇશ્વરીજ્ઞાન વધતુ જતુ હતુ.

## અસલના વખતમાં ધર્મગુરુઓની સત્તા

બહુ રૂડી વ્યવસ્થા રહી શકે માટે રાજાઓ જેમ પ્રાતોના હાકેમો, મહાલોના વહીવટદારો, અને ગામડાઓમા પટેલો નીમતા હતા, તેમજ ધર્મગુરુઓ પણ પોતાના હાથ નીચે જુદા જુદા પડિતો રાખતા હતા, અને તેઓને જુદા જુદા ભાગમા ધર્મક્રિયા કરાવવાનો અધિકાર આપતા હતા એ પડિતોની દરેક નાના ગામડાના મંદિરોના પૂજારીઓ ઉપર

સાધારણ સત્તા ચાલતી હતી. ગામડાંઓમાં ધર્મ સંબંધી બાબતમાં જ્યારે કાંઇ મતભેદનો સવાલ ઊભો થાય અને ત્યાંના મંદિરનો પૂજારી તેનો ખુલાસો ન કરી શકે, અથવા પૂજારીના ખુલાસાથી લોકોને સંતોષ ન થાય, ત્યારે તે પોતાના કરબાના રાજાનું પેન્શન ખાનાર મોટા પંડિતને પૂછતા હતા, અને તેથી પણ સમાધાન ન થાય તો રાજાની જમણી બાજુએ રહેનાર રાજાના ગુરુ પાસે જતા હતા જો એ ગુરુથી પણ મનમાનતો ખુલાસો ન થાય તો રાજાને ખરચે દેશદેશાવરના પંડિતોને બોલાવીને ધર્મસભા ભરતા હતા, અને તેમાં વધુ મતે જે નિર્ણય થાય, તે ઠરાવ દેશના સૌ લોકો કબૂલ રાખતા હતા. આવી વ્યવસ્થા હોવાથી સહેલાઇથી ધર્મગુરુઓ બગડી શકતા નહોતા, અને પોતાના સ્વાર્થને ખાતર ધર્મમાં નવાં નવાં લફરાંઓ ઘાલી શકતા નહોતા. તેથી તેઓનાં રૂડાં આચરણ અને તેઓની પવિત્રાઇની અસર લોકોમાં પહોંચી શકતી હતી. એ અસરને લીધે લોકોમાં ધર્મનું બળ રહેતું હતું, અને ધર્મના બળને લીધે તનથી, મનથી, ધનધાન્યથી, તથા પુત્ર-પૌત્રાદિકથી પ્રજા સુખી રહી શકતી હતી. કારણ કે એ વખતે ધર્મગુરુઓની સત્તા કાંઇ માત્ર મંદિરોનાં બારણાંમાં જ અટકેલી નહોતી, પણ રાજમહેલોમાં, ગામઠાંઓનાં ઘરોમાં, અને જંગલોનાં ઝૂંપડાંઓમાં પણ રાજ્યસત્તાની માફક જ ધર્મ-ગુરુઓના સત્ય ઉપદેશની પવિત્ર અસરો લોકોના અંતર-જગતમાં રાજ્ય કરતી હતી. કારણ કે રાજાઓ જેમ ધર્મ-ગુરુઓને પોતાની મદદમાં રાખતા હતા, તેમ જ શ્રીમંત લોકો પણ ખાસ પોતાના ગુરુઓ રાખતા હતા, અને ગામડાંના

ગરીબ લોકો જેઓ પોતાને માટે ખાસ ગુરુ રાખી શકતા નહીં તેઓ મંદિરના પૂજારાઓની આજ્ઞામાં રહેતા હતા. એ પૂજારીઓની એ ફરજ હતી કે, લોકોને ધર્મનો ઉપદેશ આપવો, સારે માઠે પ્રસંગે લોકોને ઘેરે જઇને તેઓને ઘટતી સૂચનાઓ આપવી, તથા ધર્મની ક્રિયાઓ કરાવવી, અને કોઇ કોઇ વખત પોતાની હદમાં જે કાંઇ નાના નાના ગુનાઓ થાય તેનો પંચ સાથે મળીને ઇન્સાફ કરવો. આવી રીતે હોવાથી જેમ કોઇ પણ ગામડું રાજાના પોલીસ પટેલ, તળાટી, હવાલદાર કે સિપાઇ વિનાનું હોય નહીં, તેમ કોઇ પણ ગામ મંદિર અને તેના બ્રાહ્મણ પૂજારી વિના રહેતું નહીં. તેથી સીધી અથવા આડકતરી રીતે દરેક માણસ ઉપર ધર્મગુરુની સત્તા ચાલી શકતી હતી. એટલે ધર્મ વૃદ્ધિ પામતો હતો. અને ધર્મની વૃદ્ધિમાં જ સર્વ પ્રકારનાં સુખ છે, તથા ધર્મની વૃદ્ધિ પવિત્રતા જાળવવાથી જ થઈ શકે છે, માટે મંદિરો વધારવાના અને પૂજારીઓને પવિત્ર રાખવાના બ્રાહ્મણોના દાખલાનું પાછળથી બૌદ્ધોએ બહુ સારી રીતે અનુકરણ કર્યું હતું. તે સારૂ જ મહારાજા અશોકે મંદિરના પૂજારીઓ બનાવવા સારૂ જ પોતાના જુવાન પુત્રને તથા પોતાની કુંવારી દીકરીને ખાસ ચાહીને મઠમાં રહેવા સારૂ સાધુ બનાવ્યાં હતાં, અને ધર્મ ફેલાવવા માટે ઉપદેશક ધર્મગુરુ તરીકે તેમને સીલોન, સુમાત્રા વગેરે દૂર દેશમાં મોકલ્યાં હતાં.

---

# ૭૩ : પૂજારીઓ ઉપર મહાજનની સત્તાની જરૂર

[ 'સાચું સ્વર્ગ' પૃ. ૧૪૧ ]

પ્રભુને અર્થે આપવામાં આવેલા દ્રવ્યનો સારામાં સારો ઉપયોગ થાય તો જ સારૂં, એમ દરેક માણસ ઇચ્છેછે; એટલું જ નહીં પણ દેવદ્રવ્યનો સદુપયોગ કરવો એવું આપણા ધર્મનું ફરમાન છે. માટે મંદિરોને મદદ કરનારા ગૃહસ્થો પૂજારીઓને તેની વ્યવસ્થા માટે પૂછી શકે એવું બંધારણ થાય તો લોકોનો વિશ્વાસ વધે, મંદિરોને તેઓનો સારો કારભાર જોઈને વધારે મદદ મળે અને પૂજારીઓની સત્તા વધે. પણ એ બધું થવા માટે પૂજારીઓએ સુધરવું જોઇએ, અને તેઓ સુધરી શકે તે સારૂ તેઓની ઉપર મહાજનનો કાંઈ અંકુશ હોવો જોઇએ. એવા અંકુશ વિના પૂજારીઓ સુધરી શકે નહીં, અને દેવદ્રવ્યનો સદુપયોગ થઈ શકે નહીં. માટે મંદિરોની મહત્તા અને પૂજારીઓની સત્તા વધે તે સારૂ મંદિરો મહાજનોના ટ્રસ્ટમાં આવે એમ અમે ઇચ્છીએ છીએ. કારણ કે અસલ જેમ ધર્મગુરુઓ ઉપર રાજાઓનો અંકુશ

હતો તેમ પરધર્મી રાજાઓને લીધે ધર્મ સંબંધી બાબતમાં ધર્મગુરુઓ ઉપર રાજાનો અંકુશ હાલમાં થઇ શકશે નહીં, માટે મહાજનોના હાથમાં મંદિરોની સત્તા રહે એમ અનુભવીઓ ઇચ્છે છે. એવું થયા વિના પૂજારીઓ સુધરી શકે નહીં, પૂજારીઓ સુધરે નહી ત્યાં સુધી મંદિરો ઉપર લોકોની પૂરી આસ્થા રહે નહીં, અને જ્યાં સુધી એવી આસ્થા રહે નહીં ત્યાં સુધી મંદિરોને છૂટથી મદદ મળી શકે નહીં, તથા લોકોનું કલ્યાણ થઈ શકે નહીં. માટે દેશની આબાદી તથા ધર્મની ઉન્નતિ સારૂ ધર્માદાના પૈસાની જામીનગીરી બદલ પૂજારીઓએ લોકોના વિશ્વાસમાં આવવાના રસ્તા પકડવા જોઇએ.

## હાલમાં થતો મૂર્તિપૂજાનો ઉપયોગ

દેવદ્રવ્યનો જરા પણ ખરાબ ઉપયોગ ન થાય તેની અસલના વખતમાં બહુ સંભાળ રાખવામાં આવતી હતી; એટલું જ નહીં પણ પ્રભુને અર્થે ખાસ ખરચ કરવા માટે અને પોતાના ભાઇબંધોને મદદ કરવાને માટે જ ઋષિઓના વખતમાં મંદિરો બંધાતાં હતાં, પણ આજે તો કમાણી કરવા સારૂ મંદિરો બંધાય છે કમાણી કરવા માટે જેમ લોકો કારખાનાં કાઢે છે અને તેમાં મજૂરો મહેનત કરીને પોતાના શેઠિયાને કમાણી કરી આપે છે તેમ હાલના વખતમાં પૂજારીઓ દેવોને પોતાના મજૂરો તરીકે વાપરે છે. દેવો તેમને કમાઇ આપે છે ને પૂજારીઓ અમનચમન કરે છે. મારી ઓળખાણવાળો એક માણુસ હતો, તે ર[illegible] આળસુ હતો, કાંઈ ધંધો રોજગાર [illegible] નહોતો. મેં[illegible] તું નકામો

કાં બેઠા રહે ? ત્યારે તેણે કહ્યું કે, કાંઇ ધંધોરોજગાર મળતો નથી તેથી બેઠો છું. મેં કહ્યું કે, તારી મરજી હોય તો કોઇ નોકરી તને અપાવું. તેણે કહ્યું કે, નોકરી મારાથી ન બને. મેં કહ્યું કે ત્યારે તું શું કરીશ ? એમ બેઠે બેઠે જિંદગી કેમ જશે ? ત્યારે તેણે કહ્યું કે, જ્યાં ઘણા અભણ લોકો રહેતા હોય ત્યાં એક ઓરડી લઇશ, ને તેમાં કોઇ દેવની મૂર્તિ પધરાવીશ, પછી જોઇ લેજો મજા ! અહીં એક હનુમાનવાળો મારો દોસ્ત છે. તેણે કહ્યું કે, એ ધંધામાં ખૂબ તડાકો પડે છે. દર શનિવારે દશ શેર તેલ આવે છે, ને દોઢ બે રૂપિયાનો પ્રુડદો જુદો. મેં પૂછ્યું કે, એ તેલનું શું કરો છો ? ત્યારે તેણે કહ્યું કે, ભજીયાં પૂરી બનાવવાવાળા કયાં થોડા છે ? તેને એ તેલ વેચાતું આપું છું. મેં કહ્યું કે, હાય હાય ! એ તો બહુ ખોટું ! હનુમાનજીને ચડાવેલું તેલ એ લે કેમ ? ત્યારે તેણે કહ્યું કે, સસ્તું કોને ન ગમે ? એ લોકો તો એવું જ શોધતા હોય. મેં કહ્યું કે, હનુમાનને ચડાવેલા તેલની પૂરીઓ લોકોને ખવરાવીએ એ તો બહુ મોટું પાપ ! તેણે કહ્યું કે, એ તો એમ જ ચાલે. એમ પાપ બાપ ગણીએ તો આરો કયાં આવે ? એવો સતવાદી તું કયારથી થયો ? લોકો મૂરખા તેને આપણે શું કરીએ ? હું નોકરી કરવા રહ્યો હતો ત્યારે કોઇ ચાર રૂપિયાનો મહિનો પણ નહોતું આપતું, અને હવે બે વરસ થયાં જ્યારથી મૂર્તિ પધરાવી ત્યારથી ત્રીશ રૂપિયાનો મહિનો પેદા થાય છે, ને દાઢિયાનું ખરચ નહીં, બધું પરબારૂં. ઘણાંના જપ બપ આવે તેમાં કામ ચાલ્યું જાય. મેં કહ્યું કે, તને જપ કરતાં કયાં આવડે છે ? ત્યારે તેણે કહ્યું કે, જપ કરતાં ન આવડે તો શું થયું ? - ઢોંગ

કરતાં તો આવડે ને ? દેવને આશરે બધું ચાલ્યું જાય. કોઈને પંજો છક્કો પણ બતાવી દઉં. એમાં આપણા બાપનું શું જાય ? ભલે પછી એ પોક મૂકયા કરે, પણ આપણું તો કામ થઈ જાય ! એવાં પાખંડ દેવને નામે ચાલ્યાં જાય તેમાં કોઈ ભાવ પૂછે નહીં. તને ખબર છે ? પંદર રૂપિયાની મૂર્તિ લીધી'તી, તેમાં આજે બે વરસમાં આઠસો તો પેદા કરી લીધા. આપણે તો બેઠે બેઠે ખાવું ને મોજ કરવી. કમાણી કરી આપવાવાળા હનુમાનજી ધણી મોટા છે, પછી આપણને શું ફિકર ? માટે હવે તું રખડયા કર મા, ને મારી પેઠે કોઈ દેવની મૂર્તિ પધરાવીને કયાંક બેસી જા, એટલે પછી કાંઇ પંચાતી નહીં.

મહારાજ, મને એની વાત ઠીક લાગી. કારણ કે મને કાંઇ ધંધોરોજગાર કરતાં આવડે નહીં, નોકરી આપણાથી બને નહીં, સવારમાં ભાંગ પીવી જોઈએ, બપોરે બે ત્રણ કલાક ઊંઘવું જોઇએ, અને રાતે કયાંક ભાઈબંધ દોસ્તોમાં ફરવા હરવા પણ જવું જોઈએઃ એ બધું કાંઇ નોકરી ચાકરીમાં બને નહીં. માટે કયાંક મંદિર બાંધીને બેસી જવું એમ વિચાર કીધો છે.

### આવી ખરાબીના જવાબદાર કોણ ?

પંડિતજી ! એ માણસની આ વાત સાંભળીને મારું અંતર એવું બળી ગયું કે કાંઇ વાત જ ન પૂછો ! મને લાગ્યું કે, અરે હાય હાય ! આપણા દેવની આવી દશા ! અને આપણા પૂજારીઓની આવી હાલત ! પૂજારીઓને કમાઈ કરી આપવા માટે દેવો ? પૂજારીઓના મજૂરો તરીકે દેવો ? શરમ ! શરમ !

પ્રભુ ! દયા કર, દયા કર ! જે ઇશ્વરી સ્નેહમાંથી મૂર્તિપૂજાની ઉત્પત્તિ થયેલી છે તે મૂર્તિપૂજાનો આવો ઉપયોગ ! અરે પ્રભુ ! આમ તે કયાં સુધી ચાલશે ? જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં મૂર્તિપૂજાની વિરૂદ્ધ ટીકા થાય તેમાં નવાઇ શું ! માત્ર ટીકા જ નહીં પણ પશ્ચિમના વિચારમાં ઊછરતી નવીન પ્રજાની અશ્રદ્ધા થાય તોપણ તેમાં નવાઇ શું ? પંડિતજી ! એવી અશ્રદ્ધાથી પરિણામે કેવી ભયંકર ખરાબી થાય એનો ખ્યાલ તો કરો ! એ ભયંકર ખરાબીના જવાબદાર કોણ ? તમે કહેશો કે પૂજારીઓ; પણ હું કહીશ કે પૂજારીઓ કરતાં પણ આપણે પોતે વધારે જવાબદાર છીએ. કારણ કે તેઓ તો મૂર્ખ છે, ને પોતાના સ્વાર્થમાં આંધળા બનેલા છે, એટલે સારૂં નરસું સમજી શકતા નથી. પણ આપણે સમજતા છતાં એવી બાબતોમાં સુધારા કરવાની તજવીજ નથી કરતા અને જાણી જોઇને આંખમીંચામણાં કરીએ છીએ માટે પૂજારીઓ કરતાં આપણે પ્રભુની નજરમાં વધારે ગુન્હેગાર છીએ. કારણ કે જે અજાણતાં પાપ કરે તેને ઓછી શિક્ષા થાય છે, પણ જે સમજ્યા છતાં જાણી જોઇને પાપ કરે તેને ખાસ વધારે શિક્ષા થાય છે. આપણા પૂજારીઓ જે પાપ કરે છે તે અજ્ઞાનતાથી કરે છે માટે તેઓ દયાને પાત્ર છે. અને તમારા જેવા પંડિતો, શ્રીમંતો તથા અધિકારીઓ કે જેઓ એવી બાબતોમાં કાંઇક પણ કરી શકે તેમ છે તેઓ એવી બાબતો તરફ જાણી જોઇને સમજ્યા છતાં આંખમીંચામણાં કરે છે તેથી તેઓ ખાસ શિક્ષાને પાત્ર છે.

---

## ૭૪ : પ્રભુને નામે ભીખ માગવી એ પ્રભુનું અપમાન કરવા જેવું કામ છે

[ ' સાચું સ્વર્ગ ' પૃ. ૧૪૫ ]

મૂર્તિપૂજાનો અસલ હેતુ એ છે કે, દેવોને અર્થે પૂજારીઓએ ભોગ આપવો જોઈએ. કારણકે જગતમાં ઈશ્વરી સ્નેહ ફેલાવવા માટે સ્વાર્થનો ભોગ આપવાની વૃત્તિમાંથી જ, પોતાના બંધુઓની સેવા કરવાને ખાતર જ મૂર્તિપૂજાની ઉત્પત્તિ થયેલી છે. માટે દેવોનું ખરચ પૂજારીઓએ પોતાના પુરુષાર્થથી ચલાવવું જોઈએ. તેને બદલે હાલમાં દેવો પાસે પૂજારીઓ મજૂરી કરાવે છે, અને પૂજારીઓનું પેટ મૂર્તિઓ ભરે છે. દેવોના નામના મૂર્તિઓ કે જેને આપણા લોકો ખુદ ઈશ્વર તરીકે માને છે તેને માટે, તેના નામથી પૂજારીઓ ફાળા કરે છે

ને જાહેર રીતે ભીખ માગે છે, એ કેટલું બધું શરમભર્યું છે, અને એ ઇશ્વરનું કેટલું મોટું અપમાન છે, એ કાંઇ તમે જાણો છો ? કોઇ મોટામાં મોટા શહેનશાહને માટે તેના હજુરિયાઓ એમ કહે કે, મહારાજાધિરાજને ખાવા માટે કાંઇ નથી, માટે મહેરબાની કરીને કોઇ જુવાર બાજરાનો ટૂકડો રોટલો આપવાની દયા કરો; મહારાજાધિરાજને પેહેરવા માટે કાંઇ નથી, માટે કોઇ મુવાં જીવતાંનાં જૂનાં પૂનાં લુગડાંનો કટકો આપવાની કૃપા કરો, અને મહારાજાધિરાજને બેસવાની કયાંઇ જગ્યો નથી માટે કોઇક નાની એવી ઝૂંપડી બાંધી આપવાની મહેરબાની કરો ! આવી રીતે મહારાજાધિરાજના નામથી ઘરબારીઓ પાસેથી હજુરિયાઓ ભીખ માગે તો તે શહેનશાહને અપમાન લાગે કે નહીં ? તેમ જ જેને આપણે ઇશ્વર સમજીએ છીએ તે દેવો કે મૂર્તિઓના નામથી લોકોમાં ભીખ માગવી એ પણ બહુ શરમભર્યું છે. એ નહીં માફ થઇ શકે તેવો ગુનો છે. કારણ કે ઇશ્વરને અર્થે પોતાના બંધુઓની સેવા કરવાને બદલે પોતે મોજ મારવા સારૂ પૂજારીઓ દેવો પાસે ભીખ મંગાવે છે, એ કરતાં વધારે મોટો ગુનો બીજો શું ? આવું ન થાય માટે અસલના વખતમાં ઘરઘરનાં મંદિર નહોતાં. એટલુંજ નહીં પણ ખાસ એવો ઠરાવ હતો કે, જે શ્રીમંતો કે રાજાઓ મંદિરો બંધાવે તેઓ તેના હમેશના ખર્ચને માટે પણ જોગવાઇ કરે; એટલુંજ નહીં પણ એવી જોગવાઇ કર્યા છતાં પણ એ મંદિરો તેઓ મહાજનને કે રાજ્યને સોંપી દેતા હતા, પોતે તેના માલેક થઇને બેસતા નહોતા. એટલે સારે માઠે કોઇ પણ વખતે દેવો તરફથી પૂજારીઓને ભીખ માગવી પડતી

નહોતી; એટલું જ નહીં પણ આવો પ્રબંધ હોવાથી આજની પેઠે ઘરઘરનાં મંદિરો થઈ પડતાં નહોતાં. અને જુદા જુદા દેવો નહીં હોવાથી તથા મંદિરના માલેકો પૂજારીઓ નહીં હોવાથી એક બીજા પૂજારીઓ વચ્ચે હરીફાઇ કે દ્વેષબુદ્ધિ થઇ શકતી નહોતી. તેથી ભ્રાતૃભાવ જળવાઇ રહેતો હતો, દેવનું માન સચવાતું હતું, અને લોકોમાં પૂજારીઓની પ્રતિષ્ઠા રહી શકતી હતી. કારણ કે દેવને ખાતર અથવા પોતાને ખાતર ભીખ માગવા સારૂ કોઈ પાસે તેઓને લાંબો હાથ કરવો પડતો નહોતો, એટલે તેઓનો મોભો જળવાઇ રહેતો હતો.

---

# ૭૫ : હોળીમાં વાલમભાઇનાં પૂતળાં બનાવે છે તેને બદલે ગુલામગીરીનાં પૂતળાં બનાવી તેનો નાશ કરો

[ 'સાચું સ્વર્ગ ' પૃ. ૫૧૫ ]

આપણે જોઇએ છીએ કે, હોળી વખતે લોકોને કાંઈ ઘેરે ઘેરે બોલાવવા જવા પડતા નથી. એની મેળે મેળે ગમતને ખાતર લોકો ભેળા થઇ જાય છે. પણ સાચી ગમત કેવા પ્રકારની હોવી જોઇએ, તેની સમજ અજ્ઞાન લોકોને નહીં હોવાથી તથા એ જાતનાં સાધનો નહીં હોવાથી ગાળાગલોચમાં, કાદવકચરો ઉડાવવામાં, અને વખતે મારામારીમાં એ તહેવારો પૂરા થાય છે. એથી નાનાં બચ્ચાંઓ ભૂંડું બોલતાં શીખે છે, સ્ત્રીઓ નિર્લજ થાય છે, અને બીજી પણ તેની ઘણીએ માઠી અસરો થાય છે. પણ લોકોના મોજશોખના એ જ વેગને જો સ્વદેશપ્રેમમાં વાળી દીધો હોય તો તેનાં શુભ પરિણામો કાંઇ ઓર જ થાય છે. અને એમ કરવામાં કાંઇ ઝાઝી મુશ્કેલી પણ નથી. માત્ર એટલું જ કે, જે લોકો હોળીમાં વાલમભાઇનાં પૂતળાં બનાવે છે ને તેને ખાસડાંનો હાર પેહેરાવી ગધેડાં ઉપર બેસાડી વરઘોડા કાઢી ફજેતો કરે છે, તેમને કહો કે તમે ગુલામગીરીનાં પૂતળાં બનાવો, ગુલામગીરી કેટલી ખરાબ

છે એ બાબતનાં ગાયનો જોડો, ઢોલ નગારાં સાથે એ ગીત ગાઓ અને વાલમભાઇનાં પૂતળાંને બદલે ગુલામગીરીનાં પૂતળાંને બેઆબરૂ કરી ગધેડે બેસાડી ગામ બહાર કાઢી ઉજ્જડ કૂવામાં, નદીના ઊંડા ધ્રોમાં કે દરિયામાં નાખી આવો. પ્રતાપી અંગ્રેજ સરકારના રાજ્યમાં કોઇ પણ જાતની ગુલામગીરી શોભે નહીં. એ ન્યાયી રાજ્યમાં તો "પ્રભુ અને મારો હક" એ મહાવાક્ય જ પ્રજાના આચારવિચારમાં રમી રહેવું જોઇએ. માટે સાંસારિક, ધાર્મિક અને બીજી જે જે બાબતોમાં ગુલામગીરી હોય તેનો નાશ કરવાના પ્રયત્ન કરો! અંદર અંદર ગાળો દીધામાં શું વળવાનું છે? એવી રીતે ગાળાગાળી કરવી એ આપણી નાલાયકી છે. અને એ સરકારી કાયદાનું અપમાન કરવા બરાબર છે, માટે એનો પોલીસ અટકાવ કરી શકે તેમ છે. પણ આપણે જો સ્વદેશપ્રેમનાં તથા રાજાપ્રજાનું કલ્યાણ થાય એવાં ઉન્નતિનાં ગીતો ગાતાં હોઇએ, અને નામદાર સરકારને જે જાતની ગુલામગીરી ગમતી નથી તે જાતની ગુલામગીરીમાંથી છૂટવાના જો આપણે રીતસર ઉપાયો લેતા હોઇએ, તો સરકારી અમલદારો પણ આપણા એ પ્રયાસમાં આપણને મદદ આપી શકે તેમ છે. માટે આપણે હોળીના ઉત્સવમાં ગાળગલોચમાં જ નહીં રહેતાં, આપણા હાથપગ જેથી બંધાઇ ગએલા છે તે ગુલામગીરીનો નાશ થાય અને આપણને ધાર્મિક, સાંસારિક તથા કાયદા પ્રમાણે રાજદ્વારી સ્વતંત્રતા મળે એવા ઉપાયો કરવા જોઇએ. અને જેમ અસલના વખતમાં છોકરાઓએ હોળિકા નામની રાક્ષસીનો નાશ કર્યો હતો તેમ આપણે હાલના સુધરેલા જમાનામાં ગુલામગીરીનો નાશ કરવો

જોઇએ. હવે વિચાર કરો કે, હોળી નિમિત્તે આખા દેશમાં ને સમસ્ત પ્રજામાં જાગૃતિનો જે જોસ આવી જાય છે તે જાગૃતિ ને તે જોસ જો સ્વદેશપ્રેમમાં લાગી જાય તો આપણું કેટલું બધું કલ્યાણ થાય! એટલી બધી જાગૃતિ ને એટલો બધો જોસ માત્ર ગાળાગાળીમાં ને ધીંગામસ્તીમાં જ ચાલ્યો જાય એ શું દિલગીરીની વાત નથી? એમ થાય એ કેટલી બધી મોટી હાનિ છે એનો જરા ખ્યાલ તો કરો! આવી મોટી ખરાબીઓ થતી અટકે અને તેને બદલે મોટા લાભ થાય તે સારૂ અમે કહીએ છીએ કે આપણા તહેવારો તથા ધાર્મિક ક્રિયાઓમાં સમયને અનુસરતા ફેરફાર કરી આપણી ચાલુ જિંદગીમાં તેનું રહસ્ય ઊતરી શકે એવા તેને બનાવવા જોઇએ. જો એમ કરી શકીએ તો આપણી સેંકડો મંડળીઓથી, હજારો ચોપડીઓથી ને લાખો ભાષણોથી જે કામ ન થઇ શકે તે મહાભારત કામ થોડાં વરસમાં બહુ જ સહેલાઇથી એની મેળે થઇ જશે. કારણ કે દરેક માણસમાં ધર્મ નિમિત્તે તથા મોજશોખને અર્થે કાંઇક ને કાંઇક કરવાની લાગણી તો હમેશાં જાગૃત રહેલી છે. એ લાગણીને જો સારે રસ્તે ન વાળીએ તો તે ખોટે રસ્તે ઊતરી જાય છે. માટે એ જ લાગણી જે ડાબી બાજુએ વહે છે તેને જમણી બાજુએ વાળવી એટલું જ આપણે કરવાનું છે; અને એમ કરવું એમાં કાંઇ બહુ મુશ્કેલી નથી. માટે અમે કહીએ છીએ કે, જેમ બને તેમ એવા સ્વાભાવિક પ્રસંગોનો આપણે ઉત્તમમાં ઉત્તમ રીતે લાભ લઇ લેવો જોઇએ.

---

## ૭૬ : વિજયા દશમીએ કઈ જાતનો વિજય મેળવવો જોઈએ ?

[ ' સાચું સ્વર્ગ ' નં. ૫૧૭ ]

નવરાત્રની ગરબીનો પ્રસંગ પણ ખાસ લાભ લેવા જેવો છે. એ વખતે પણ લોકલાગણી બહુ જાગૃત થએલી હોય છે; છતાં પણ અફસોસ કે એ જોસ ફોગટની તાળીઓ પાડવામાં ને બાયલાઓનાં જેવાં ગીતો ગાવામાં જ ચાલ્યો જાય છે ! એ વખતે જમાનાને અનુસરતી નવી જાતની રમત ગમત સાથે જો છૂટાપણાનાં ગાયનો ગાવામાં આવે અને સ્વદેશપ્રેમનો જોસ ભરવામાં આવે તો ખુશીથી લોકો તે પ્રમાણે વરતી શકે તેમ છે. માટે એ વખતે દેશના આગેવાનોએ લોકો પાસે એવી જાતનાં ગાયનો ગવરાવવાં જોઇએ કે, વિજ્યાદશમીએ જેમ દેવીએ અજ્ઞાની મહિષાસુર રાક્ષસને માર્યો, ભગવાન રામચંદ્રે જેમ અહંકારી રાવણને માર્યો, અને નપુંસક બનેલા અર્જુને જેમ પુરુષાર્થમાં આવી જઇ હથિયાર ધારણ કરી કૌરવોના સૈન્યને હરાવ્યું, તેમ આપણે પણ મહિષાસુર જેવા આપણા અજ્ઞાનપણાનો નાશ કરવો જોઇએ, જાતિભેદ માટેનો આપણો

અહંકાર કે જે રાવણ કરતાં પણ મોટો છે તેનો નાશ કરવો જોઇએ, વિરાટ રાજાને ત્યાં છૂપા રહેલા અર્જુને વિજયાદશમીને દિવસે જેમ નપુંસકપણું છોડી દઈ હથિયારો ધારણ કરી દુશ્મનોને હરાવ્યા, તેમ આપણે બાઇલાપણા જેવી સુસ્તીને છોડી દઇ હાલના જમાનાનું મુખ્ય સાધન જે હુન્નરકળા તેનાં ઓજારો લઈ વેપારમાં ફતેહ મેળવવી જોઇએ, અને અર્જુન જેમ વિરાટ રાજાની ગાયોને પોતાના હથિયારોના બળથી દુશ્મનો પાસેથી પાછી વાળી લાવ્યા તેમ આપણે આપણી લક્ષ્મીને હુન્નરકળાનાં ઓજારોથી પરદેશીઓ પાસેથી પાછી લાવવી જોઇએ; અને દુશ્મનોને જીતવા સારૂ જેમ અસલના રાજાઓની સ્વારીઓ વિજયાદશમીને દિવસે પોતાની સીમની બહાર જતી હતી તેમ ઘણી બાબતોમાં વિજય મેળવવા સારૂ હાલના જમાનામાં આપણે આપણી બૂરી રુઢિઓની બહાર જવું જોઇએ. આવું આવું કરવાને બદલે માત્ર પાવૈયાઓની પેઠે તાળીઓ પાડવામાં અને બાઇલાઓના જેવાં નકામાં ગીતો ગાવામાં જ રહી જઇએ, એ શું શરમભરેલું નથી ? આવા કાંઇપણ મહત્ ઉદ્દેશથી તાળીઓ પાડવામાં આવતી હોય તો એ તાળીઓમાં પણ સાર્થકતા છે, પણ કાંઇ પણ શુભ હેતુ વિના માત્ર " પાય વાજે છે ઘુઘરીનાં ઘમકા " કરવામાં જ વિજયાદશમીનો વિજય આવી જાય એ તો બહુ જ દિલગીરીભરેલું છે. માટે મને લાગે છે કે, નવરાત્ર નિમિત્તે લોકોમાં જાગૃત થએલા જોસનો આપણે લાભ લઇ લેવો જોઇએ, અને આપણા દેશનો, આપણા ધર્મનો તથા આપણી પ્રજાનો ખરેખરી રીતે વિજય થાય એવી રીતે વિજયાદશમીનો ઉત્સવ ઉજવવો જોઇએ.

## બધા તહેવારોમાં નવો જોસ લાવી શકાય તેમ છે

મહારાજજી ! આવી જ રીતે વસંતપંચમી, રામનવમી, ભીમઅગિયારસ, બળેવ, જન્માષ્ટમી, ગણેશચોથ, પિતૃઓની યાદગીરી માટેના શ્રાદ્ધના દિવસો, દિવાળીની ખુશાલીની બેઠકો, અને બેસતા વર્ષની મુબારકબાદીની મુલાકાતોમાં આપણે ઘણુંએ સુધારા કરી શકીએ તેમ છીએ, તથા એ પ્રસંગોમાંથી આપણે ઘણુંએ તત્ત્વ મેળવી શકીએ તેમ છીએ. અને જો એ બધી બાબતનો આપણે બરોબર રીતે તેના ખરા સ્વરૂપમાં ઉપયોગ કરી શકીએ તો એમાંથી નવું જીવન મેળવી શકીએ તેમ છીએ. માટે અમે એવી બાબતોનો નાશ કરવાનું કહેતા નથી પણ તેમાં જમાનાને અનુસરતા ફેરફાર કરવાનુ કહીએ છીએ; તેની ઉપર જે કાટ ચડી ગયો છે તે કાઢી નાખવા કહીએ છીએ; અને આપણી હાલની જિંદગીમાં પ્રત્યક્ષ રીતે ફાયદાકારક થઇ શકે એવી રીતનો તેનો વ્યવહારમાં ઉપયોગ થાય એમ ઇચ્છીએ છીએ.

---

# ૭૭ : ધનતેરસ

[ 'સાચું સ્વર્ગ' પૃ. ૩૧૩ ]

ધનતેરસના તહેવારના દિવસે લક્ષ્મીપૂજન કરવાનો રિવાજ છે. પણ લક્ષ્મીપૂજન એટલે શું, એ તમને ખબર છે ? આપણી થાળીમાં રૂપિયા મૂકીને તેને દૂધથી ધોઇએ, તે ઉપર કંકુ છાંટીએ અને તે ઉપર ફૂલ ચઢાવીએ તથા તેની આરતી ઉતારીએ, એ કાંઇ લક્ષ્મીપૂજન કહેવાય નહીં; પણ મહાત્માઓ કહે છે કે લક્ષ્મીને રાજી રાખવી તેનું નામ લક્ષ્મીપૂજન છે. અને લક્ષ્મી શાથી રાજી રહે છે એની તમને ખબર છે ? ધનધાન્યની વૃદ્ધિ થાય તેથી લક્ષ્મી રાજી રહે છે. ધનનો સારો ઉપયોગ થાય તેથી લક્ષ્મી રાજી રહે છે; નાણું બહુ છૂટથી સૌ ઠેકાણે હરતું ફરતું રહે તેથી લક્ષ્મી રાજી થાય છે; પરદેશની લક્ષ્મી આપણા દેશની લક્ષ્મીને મળવા આવે તેથી આપણા ઘરની લક્ષ્મી રાજી થાય છે; રાજ્યલક્ષ્મીની સાથે આપણા ઘરની લક્ષ્મીને દોસ્તી થાય તો ગૃહલક્ષ્મી રાજી થાય છે; અને જૂનાં ખંડેરોમાં દટાઇ રહેલી, ખનિજરૂપે ખાણોમાં પડી રહેલી, વનસ્પતિરૂપે જંગલોમાં જનારી, તથા રસકસરૂપે ખેતરોમાં ભરાઇ રહેલી પોતાની બહેનપણી લક્ષ્મીને બહાર

કહાડવાથી આપણા ઘરની લક્ષ્મી રાજી થાય છે; એટલું જ નહીં પણ આપણાં સત્કર્મોથી સ્વર્ગના દેવોને રાજી કરીને તેઓની પાસે રહેલી લક્ષ્મીને અહીં લઇ આવવાથી આપણી લક્ષ્મી રાજી થાય છે. આવી રીતે આપણા દેશની તથા આપણા ઘરની લક્ષ્મીને રાજી કરવી તેનું જ નામ લક્ષ્મી-પૂજન છે. કાંઇ થોડાક રૂપિયાને દૂધથી ધોઇને તેની પાસે ધૂપ દીવો કરવાથી લક્ષ્મી રાજી થઇ જતી નથી. માટે જો સાચું લક્ષ્મીપૂજન કરવું હોય તો લક્ષ્મીની વૃદ્ધિ થાય તેમ કરવું જોઇએ, લક્ષ્મીનો સદુપયોગ થાય તેમ કરવું જોઇએ, અને લક્ષ્મી હરતી ફરતી રહે તેમ કરવું જોઇએ. તેને બદલે દરિદ્રી રહીએ, મખ્ખીચૂસ થઈએ અને પૈસાને તિજોરીમાં પૂરી રાખીએ તેથી કાંઇ લક્ષ્મી રાજી થાય નહીં અને લક્ષ્મી ઉપર આવો જૂલમ કર્યા પછી ધનતેરસને દિવસે થોડાક રૂપિયાને દૂધે ધોવાથી ને તેની ઉપર ફૂલ ચઢાવવાથી કાંઈ લક્ષ્મીદેવી પોતાની પૂજા થઈ ગયેલી માની લે નહીં માટે હવે તો આપણે આપણાં તેહેવારોનાં આવાં રહસ્યો સમજીને તેનો વધારે સારી રીતે લાભ લેતાં શીખવું જોઇએ.

---

## ૭૮ : શારદાપૂજન

[ 'સાચું સ્વર્ગ ' પૃ. ૩૧૪ ]

દિવાળી એ શારદાપૂજનનો દિવસ છે. પણ આપણે માત્ર ચોપડાઓમાં શ્રીલક્ષ્મીજીની મહેર છે, શ્રીગણપતિજી સહાય છે, શ્રીદ્વારકાનાથજી સહાય છે, શ્રીનાથજીની કૃપા છે, ભંડાર ભરપૂર છે, વગેરે જેમ આવ્યું તેમ આઠ દસ લીટીઓ લખી દઈએ છીએ, અને ચોપડા ઉપર અબીલ ગુલાલ છાંટી ધૂપ દીવો કરી તેની આરતી ઉતારીએ છીએ, અને ગળ્યું મોઢું કરવા માટે સાકર, પતાસાં કે ગોળધાણા ખાઈએ છીએ, અને તેને જ શારદાપૂજન માન્યા કરીએ છીએ. પણ અફસોસ કે આપણને કોઈ પણ દિવસ એમ વિચાર પણ થતો નથી કે શું સરસ્વતીનું પૂજન આવું હોય ? જે સરસ્વતીની કૃપાથી દુનિયા આબાદ રહે છે, જે સરસ્વતીની કૃપાથી પ્રાણીમાત્ર સુખી રહે છે, જે સરસ્વતીની સહાયતાથી સંસારમાં સ્વર્ગ ભોગવી શકાય છે, જે સરસ્વતીની સહાયતાથી જીવાત્માને ઉન્નતિના રસ્તામાં

ઊડવાની પાંખો મળી શકે છે, જે સરસ્વતીની સહાયથી સૌની ઉપર ધણીપણું ભોગવી શકાય છે, જે સરસ્વતીની સહાયથી મહાપાપોને બાળી શકાય છે, જે સરસ્વતીની સહાયથી કચરામાંથી સોનું બનાવી શકાય છે, જે સરસ્વતીની સહાયથી અમરપણું મેળવી શકાય છે, અને જે સરસ્વતીની સહાયથી મોક્ષ મેળવી શકાય છે, એટલું જ નહીં પણ જે સરસ્વતી (જ્ઞાન) પોતે ખાસ ભગવાનનું જ રૂપ છે, અને જે સરસ્વતીના સૌંદર્યથી, આકર્ષણથી, મોહિનીથી તથા રહસ્યથી લોભાઈને જગત ઉત્પન્ન કરનારા ખુદ બ્રહ્મા પણ જેની પાછળ દોડયા હતા તે સરસ્વતીનું પૂજન કોરા ચોપડામાં એક પાના ઉપર પોતાની મરજી પડે તેમ અથવા ચાલતી આવેલી રીત પ્રમાણે પાંચ દસ લીટી લખીને તથા તેને ફૂલપાન ચડાવી તેની આરતી ઉતારવામાં જ માની લેવું, એ શું સરસ્વતીની સાચી પૂજા છે? એવા પૂજનથી આપણા આત્માને સંતોષ મળે ખરો કે? અને એવા પૂજનથી સરસ્વતી પ્રસન્ન થાય ખરી કે? બંધુઓ, કહો કે નહીં જ. થોડાં વરસો પહેલાં અંધકારના વખતમાં જ્યારે બીજાં કાંઇ સારાં સાધનો નહોતાં ત્યારે જે લોકોએ આવી જાતનું માત્ર નામનું પૂજન પણ સાચવી રાખ્યું તેઓનો એ મોટો ઉપકાર છે, અને એ પછીના અજ્ઞાન લોકોને "સાપ ગયા ને લીસોટા રહ્યા" જેવા એવા માત્ર શારદાના નામના પૂજનમાંથી પણ સંતોષ થતો હોય તો એ જુદી વાત છે; પણ હવે તો આપણી આંખો ઉઘડેલી છે, અને જમાનો ફરતો જાય છે, માટે હવે આપણે અસલનું રહસ્ય સમજીને શારદા પ્રસન્ન થાય તેવી રીતે તેનું પૂજન કરવું જોઇએ. એવું પૂજન કેમ થાય?

એ માટે વિદ્વાનો કહે છે કે, જે શારદાના ઉપાસકો છે, તેવા વિદ્વાનોની સેવા કરવી એનું નામ શારદાપૂજન છે. શ્રીમંતોએ પોતાને ઘેરે પંડિતોને બોલાવવા અને તેમની જ્ઞાનચર્ચા સાંભળવી તથા તેમનો યથાયોગ્ય સત્કાર કરવો તેનું નામ શારદાપૂજન છે. નવાં પુસ્તકો લખવાં તથા ઈનામો આપીને લખાવવાં તેનું નામ શારદાપૂજન છે. પાસ થયેલા વિદ્યાર્થીઓને ઇનામો આપવાં ને તેઓના ઉત્સાહને વધારવો તેનું નામ શારદાપૂજન છે. પ્રજાકીય કૉલેજો તથા યુનિવર્સિટીઓ સ્થાપવી તેનું નામ શારદાપૂજન છે. હુન્નરકળાની કેળવણી વધારવી તેનું નામ શારદાપૂજન છે. ઊંચી જાતની કેળવણી લેવાની ગરીબોને સગવડો કરી આપવી તેનું નામ શારદાપૂજન છે. દેશની આબાદી વધે તેવી નવી નવી જાતની શોધો કરવી તથા કરાવવી તેનું નામ શારદાપૂજન છે. પ્રાચીનકાળની જે વિદ્યાઓ નાશ પામી છે તેને સજીવન કરવી તેનું નામ શારદાપૂજન છે. હાલના વખતમાં જે નવાં નવાં સાયન્સ શોધાતાં જાય છે તેને ખીલવવાં તેનું નામ શારદાપૂજન છે. શરૂઆતની મૂળ કેળવણી મફત તથા ફરજિયાત બનાવવી તેનું નામ શારદાપૂજન છે. શાસ્ત્રોનાં રહસ્યો સમજીને લોકોની ધર્મની ભાવના દૃઢ કરવી તેનું નામ શારદાપૂજન છે. સારાંમાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે ફેલાવવાં તેનું નામ શારદાપૂજન છે. નવી નવી લાઇબ્રેરીઓ ખોલવી અને ગરીબોને સારૂં વાચન મફત પૂરૂં પાડવું તેનું નામ શારદાપૂજન છે; અને પોતાના બંધુઓમાં ઈશ્વરના મહિમાનું જ્ઞાન ફેલાવવું, મનુષ્યમાં રહેલી મહાન આત્મિક શક્તિઓ ખીલવવી, અને જગતનું કલ્યાણ થાય એવા પણ હજી સુધી

છૂપા રહેલા કુદરતના ભેદો સમજાય એવા ઉપાય કરવા તેનું નામ શારદાપૂજન છે. માટે શારદાપૂજનને દિવસે જો ખરેખરી રીતે શારદાનું પૂજન કરવું હોય અને શારદાદેવીને પ્રસન્ન કરી તેના આશીર્વાદો મેળવવા હોય તો આવી રીતની પૂજા કરવી જોઇએ. એમ કર્યા વિના ચાલતી આવેલી રીતિ પ્રમાણે કોરા ચોપડામાં માત્ર પાંચ દસ લીટીઓ લખી દેવાથી કાંઇ શારદા પ્રસન્ન થઇ જાય નહીં. માટે હવે તો અર્થ સમજીને, હેતુઓ સમજીને અને અંદરનું રહસ્ય સમજીને અંતરના ઉમળકાથી આપણે બધાં કામો કરવાં જોઇએ.

---

# ૭૯: તમે તમારી જિંદગીમાં કેટલાં બધાં વ્રત કરો છો? અને તેમ છતાં વાતો વિચારો અને કામો કેવાં કરો છો?

[ 'સ્વર્ગનાં રત્નો' નં. ૩૫ ]

ઘણાં માણસો અનેક જાતનાં વ્રત કર્યાં કરે છેઃ જેમકે, કોઇ લોકો અગિયારશ કરે છે, કોઇ સોમપ્રદોષ કરે છે, કોઇ શનિવારનાં એકટાણાં કરે છે, કોઇ આઠમ ચૌદશના ઉપવાસ કરે છે, કોઇ બીજનું વ્રત કરે છે, કોઇ પૂનેમનું વ્રત કરે છે, કોઇ અમાસને દિવસે કામ બંધ રાખે છે, કોઇ શુક્રવાર પાળે છે, કોઇ રવિવાર પાળે છે, કોઇ રામનવમી, જન્માષ્ટમી, વગેરે જયંતિ પાળે છે. કોઇ શ્રાવણ મહિનાનાં એકટાણાં કરે છે, કોઇ પુરુષોત્તમ માસમાં ફરાળ કરીને રહે છે, અને કોઇ ચોમાસાના વખતમાં કેટલીક જાતના નિયમો પાળે છે. આવી રીતે ઘણું કરીને દરેક માણસ કાંઇ ને કાંઇ ધર્મની ક્રિયાઓ તથા [illegible] કર્યાં કરે છે. પણ તેમ છતાં આપણે જોઇએ છીએ કે, [illegible] વ્રતો કરનારના જીવનમાં પણ ખાસ ઉચ્ચતા આવેલી [illegible] નથી. કારણ કે, એક તરફથી આવાં વ્રતો થાય છે [illegible]

તરફથી જો આપણે તેઓની વાતો સાંભળીએ તો તેમાં કાંઇ દમ જેવું હોતું નથી. તેઓની વાતોમાં અશ્રદ્ધા જણાઇ આવે છે, ઉપલકપણું દેખાઇ આવે છે, કાંઇક સ્વાર્થ દેખાઇ આવે છે, લોકલાજ દેખાઇ આવે છે, અને જાણે લાચારીને લીધે અથવા ફરજ પડયાને લીધે તથા મન કોચવાતે કોચવાતે એ બધું કરતાં હોય તેવો આભાસ થઇ જાય છે. તેઓની વાતોમાંથી જેમ આવું પોલાણ દેખાઇ જાય છે તેમ જ તેઓના વિચારોમાં પણ બહુ જ જબરો ગોટાળો હોય છે. તેઓ બહારથી વ્રત ઉપવાસ કરતાં હોય પણ મનના વિચારો કાંઇ જુદા જ વેગમાં ને જુદી જ દિશાએ ચાલતા હોય છે. તેમ જ કામોની બાબતમાં પણ તેવું જ અંધારૂં હોય છે. જે કરવું જોઇએ તેથી ઊલટું જ તેઓ કરતાં હોય છે. એટલે પોતાના પ્રમાણમાં તથા દેશકાળના પ્રમાણમાં તેઓ ભલાં કામો કરી શકતાં નથી.

હવે વિચાર કરો કે, જેની વાતોમાં પોલાણ હોય, જેના વિચારોમાં ઠેકાણું ન હોય અને જેનાં કામો કેવળ ઊલટાં પ્રકારનાં હોય તેવાં માણસોની એકલી અગિયારશો તેઓને કેટલુંક બળ આપી શકે, ને કેટલાંક આગળ વધારી શકે?

બંધુઓ! આપણે બધાં ઘણુંખરૂં આમ જ કરતાં છીએ, તેથી જ આપણી ધર્મની બહારની ક્રિયાઓ આપણને જેવાં જોઇએ તેવાં ફળો આપી શકતી નથી. કારણ કે ધર્મની બહારની જડ ક્રિયાઓ કે જે સહેલાઇથી બની શકે તેવી હોય છે તે કરવા આપણે મંડી પડીએ છીએ, પણ અંતરનાં જે ચકકરો બદલવાની જરૂર છે, જે ભાવનાઓ ફેરવવાની જરૂર છે,

હૃદયના જે સદ્‌ગુણો ખીલવવાની જરૂર છે અને ધર્મની બહારની ક્રિયાઓ કરતી વખત જમાનાને જોવાની તથા દેશની સ્થિતિને જોવાની જે જરૂર છે તે આપણે જોતાં નથી. આ બધી બાબતોમાં આપણે બેદરકાર રહીએ છીએ, અને માત્ર કંઠી બાંધી લેવામાં, ટીલું કાઢી લેવામાં, દર્શન કરવા જવામાં, નહાવા ધોવામાં, છાંટાથી છોવાઈ જવામાં કે પ્રથમ ખૂબ ખાઈ લઈને પછી થોડા કલાક ભૂખ્યાં રહેવામાં જ આપણે ધર્મ માની લઈએ છીએ. પણ જે ખરેખરી કરવાની બાબત છે, ને પૂરેપૂરી પાળવાની બાબત છે તેમાં તો આપણે સાવ બેદરકાર રહીએ છીએ. તેથી આપણી ભક્તિ ફળીભૂત થતી નથી. આપણને ધર્મનાં રૂડાં ફળ મળતાં નથી. માટે જો ખરો ધર્મ પાળવો **હોય તો ધર્મની બહારની ક્રિયાઓ ઉપર જેટલો ભાર મૂકો છો તે કરતાં મનને સુધારવા ઉપર વધારે ભાર મૂકો**, અને કેવળ અગિયારશો ઉપર નહીં રહી જતાં તમારાં કામો સુધરે તેમ કરો, એટલે તમારી બહારની ક્રિયાઓ પણ ઉપયોગી થઈ પડશે. પણ એમ કર્યા વિના એકલી બહારની ક્રિયાઓથી આરો આવવાનો નથી, એ વાત ખૂબ ધ્યાનમાં રાખજો !

---

# ૮૦ : નિયમ રાખવાથી થતા ફાયદા

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૧ ]

સંતો એમ કહે છે કે, નિયમો એ અજબ જેવી વસ્તુ છે. નિયમોમાં પ્રભુનો હાથ હોય છે, નિયમોમાં કુદરતની મદદ હોય છે, અને નિયમોમાં પ્રકૃતિને બદલવાનું બળ રહેલું છે. તેથી ધર્મના સારા સારા નિયમો રાખવાથી વખત જતાં બહુ જ ફાયદો થાય છે. કારણ કે સામાન્ય લોકો એવા સ્વભાવના હોય છે કે, તેઓ પોતાના કલ્યાણ માટે પણ પોતાના બળથી કે પોતાની સમજણથી ઘણી જાતનાં કામો કરી શકતા નથી. પણ ચોક્કસ પ્રકારના કેટલાક નિયમો લીધાથી એ નિયમોના જોરને લીધે તેઓ કેટલાંક કામો કરી શકે છે. તેથી એવાં માણસોને ધર્મના કેટલીક જાતના નિયમો રાખવાની ખાસ જરૂર છે. માટે સામાન્ય લોકોને એવા નિયમો ઉપર તેમની શ્રદ્ધા બેસે તે સારૂ નિયમો રાખવાથી થતા ફાયદાઓની જુદી જુદી વાતો જુદા જુદા મહાત્માઓ કહ્યા કરે છે. તેમાંની એક વાત એક ભક્તરાજ મહારાજે પોતાના હરિજનોની આગળ કહી હતી તે નીચે પ્રમાણે:-

એક વાણિયો હતો. તે બહુ ગરીબ સ્થિતિનો હતો, પણ તેમ છતાં સારા સ્વભાવનો ને શ્રદ્ધાવાન હતો, પણ તેનામાં

બીજી કાંઈ ઝાઝી આવડત કે ઊંડી સમજણ નહોતી. એ માણસ ધન મેળવવા માટે બહુ ફાંફાં મારતો હતો, અને ઘણાએ સાધુ સંતની પાછળ પાછળ ફરતો હતો. એ પછી એક વખત તેની શ્રદ્ધા બેસે તેવા કોઇ સાધુ આવી ચડયા. તેની પાસે એ ગરીબ વાણિયાએ પોતાની સ્થિતિ જણાવી અને કહ્યું કે, મહારાજ મને ધન મળે એવો કાંઇક રસ્તો બતાવવાની કૃપા કરો !

ત્યારે તે મહારાજે કહ્યું કે, બેટા, તારા પાડોશમાં જે કુંભાર રહે છે તે કુંભારનું તારે હમેશાં મોઢું જોવું. એ કુંભારનું મોઢું જોયા વિના કદી પણ તારે જમવું નહિ, એવો નિયમ રાખ, એટલે તને ફાયદો થઇ જશે. એ પછી તે વાણિયાએ કુંભારનું મોઢું જોવાનો નિયમ રાખ્યો. પણ તેમાં કોઇ કોઇ દિવસ એમ બનતું કે, પેલો કુંભાર બહુ વહેલો ઊઠીને માટી ખોદવા માટે જંગલમાં ચાલ્યો જતો હતો, તેથી જો તેનું મોઢું ન જોવાણું હોય તો તે શેઠ જંગલમાં તે કુંભારની પાછળ પાછળ જતો હતો. એમ કરતે કરતે કેટલીક મુદત વીત્યા બાદ એક દિવસ તે વાણિયાને ઘેરે મેમાન આવ્યા. તેની સાથે જમવા બેસવાની જરૂર હતી, અને તે દિવસે કુભાર રાતમાં બહુ જ વહેલો ઊઠીને ચાલ્યો ગયો હતો તેથી એ વાણિયાથી કુંભારનું મોઢું જોવાયું નહોતું. માટે જમવાની ઉતાવળને લીધે કુંભારનું મોઢું જોવા સારૂ તે વાણિયો તે કુંભારની પાછળ જંગલમાં ગયો. દૈવયોગે એવું બન્યું કે, તે દિવસે જે ઠેકાણે કુંભાર માટી ખોદતો હતો તે ઠેકાણે માટી ખોદતે ખોદતે જમીનમાં દાટેલા દ્રવ્યનો ચરૂ મળી આવ્યો. તેમાંથી કુંભાર ધન

કાઢતો હતો તે વખતે એ વાણિયાએ તેને જોયો. એટલે તે કુંભારને એમ લાગ્યું કે, જો આ વાણિયો પોલીસમાં આ વાત જાહેર કરશે તો બધું ધન પોલીસ લઇ લેશે, ને મને કાંઇ મળશે નહી. એ કરતાં આ ધનમાંથી વાણિયાને અરધો ભાગ આપું તોપણ મારી પાસે ઘણું ધન રહેશે. એમ ધારીને એ કુંભારે તે વાણિયાને કહ્યું કે, શેઠ, તમારો આ ધનમાં અરધો ભાગ છે, માટે તમે આમાંથી અરધું ધન લઈ લો, ને આ વાત કોઇને કહેશો મા ! એ પ્રમાણે વાણિયાને કુંભારનું મોઢું જોવાનો નિયમ રાખવામાંથી પણ ઘણો લાભ થઇ ગયો ને ઘણું ધન મળી ગયું.

આ દાખલો આપીને હરિકથા કરવાવાળાઓ તથા ભગતો એમ સમજાવતા હતા કે, ગધેડાં હાંકનાર જંગલી કુંભારનું મોઢું જોવાનો નિયમ રાખવામાંથી પણ કોઇ વખત જ્યારે આવા ફાયદા થઇ જાય છે ત્યારે જો મહાત્માઓનાં મોઢાં જોવાનો નિયમ રાખ્યો હોય, દેવનાં દર્શન કરવાનો નિયમ રાખ્યો હોય, માળા ફેરવવાનો નિયમ રાખ્યો હોય, સત્સંગમાં જવાનો નિયમ રાખ્યો હોય, હમેશાં દાન આપવાનો નિયમ રાખ્યો હોય, સમજપૂર્વક વ્રત કરવાનો નિયમ રાખ્યો હોય, પરમાર્થનાં કામો કરવાનો નિયમ રાખ્યો હોય, સંતોની સેવા કરવાનો નિયમ રાખ્યો હોય, અને શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો નિયમ રાખ્યો હોય, તો એથી આગળ જતાં કેટલા બધા ફાયદા થઇ જાય, તે વિચારવું કાંઇ મુશ્કેલ નથી. માટે જેનાથી બની શકે તેણે કાંઈક પણ નાના કે મોટા જેવા પાળી શકાય તેવા ધર્મને અનુસરતા

નિયમો લેવા જોઈએ, અને એ નિયમો પોતાની સ્થિતિને બંધબેસતા થાય તેવા હોવા જોઈએ, તથા દેશકાળ સામે જોઈને જે નિયમો લેવાની જરૂર હોય તેવા નિયમો લેવા જોઈએ, અને જે નિયમો લેવાથી આપણું પોતાનું ભલું થાય, તથા બીજા ઘણા જણનું ભલું થાય તેવા નિયમો લેવા જોઈએ. જો એવા નિયમો લીધા હોય અને તે નિયમો વિધિપૂર્વક ને શ્રદ્ધા તથા દૃઢતાપૂર્વક પળાતા હોય તો આગળ જતાં તેનાથી જરૂર જરૂર ને જરૂર ફાયદો અવશ્યમેવ થાય છે. કેટલીક વખત એમ પણ બને છે કે, કેટલીક જાતના નિયમોના ફાયદા પ્રત્યક્ષ રીતે જેવા જોઈએ તેવા દેખાતા નથી, છતાં પણ જો વિચાર કરીએ તો તેના અદૃશ્ય ફાયદાઓ જ્ઞાનદૃષ્ટિવાળાંઓ જોઈ શકે છે. માટે કદી શરૂઆતમાં આપણને નિયમોના ફાયદાઓ સીધી રીતે પૂરેપૂરા ન દેખાય તોપણ નિયમો પાળવા જોઈએ. કારણ કે યોગ્ય નિયમોથી જરૂર ફાયદા થાય છે. માટે ઓ હરિજનો ! તમારાથી બની શકે તેવા સારા નિયમો લેવાની ને તે પાળવાની તજવીજ રાખજો, એજ અમારી વિનંતિ છે.

---

## ૮૧ : નિયમો પાળવાથી કેટલું બધું કામ થઇ જાય છે તેનો ખુલાસો

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૬૭ ]

એક સંત હરિજનોને એમ સમજાવતા હતા કે, ભાઇઓ, ધર્મના રસ્તામાં આગળ વધવા માટે તમારાથી બની શકે તેવા કોઇ પણ જાતના નિયમો પાળવા જોઇએ. કારણ કે નિયમ એ બહુ મોટી વસ્તુ છે. નિયમથી મુશ્કેલ બાબતો પણ બહુ સહેલી થઇ પડે છે, અને નિયમથી અલભ્ય લાભ મળી શકે છે. આવું નિયમમાં બળ છે, કારણ કે દુનિયા નિયમને આધારે રહેલી છે. ચંદ્ર સૂર્ય પ્રભુના નિયમ પ્રમાણે ચાલે છે. પવન અને અગ્નિ પ્રભુના નિયમ પ્રમાણે પોતપોતાનું કામ કરે છે. આકાશના તારાઓનો નિયમ પ્રમાણે ઉદય અસ્ત થાય છે. સમુદ્રમાં ભરતી ઓટ નિયમ પ્રમાણે થાય છે. દુનિયામાં શરદી ગરમી કુદરતના ચોક્કસ નિયમો પ્રમાણે થાય છે. ઝાડોમાં ફળફૂલ નિયમો

પ્રમાણે થાય છે, અને આપણા શરીરના ફેરફારો પણ શરીરશાસ્ત્રના નિયમો પ્રમાણે થાય છે. આવી રીતે બ્રહ્માંડની દરેક મોટી તેમ જ નાની વસ્તુ નિયમોને આધીન છે. તે જ પ્રમાણે ધર્મની બાબતમાં પણ નિયમોથી ઘણું કામ થઇ જાય છે. નિયમોના આટલા બધા ફાયદા છતાં પણ કેટલીક વખત કેટલીક જાતના નિયમો પાળવાથી, પાળનારને તકલીફ થાય છે, અને કેટલીક જાતના નિયમો એવા હોય છે કે, જે આપણા ખ્યાલમાં પણ ઊતરી શકતા નથી. છતાં પણ એવા નિયમો પાળવાથી પણ પરિણામે ઘણો લાભ થાય છે; અને મુશ્કેલ બાબતો પણ બહુ સહેલી થઇ પડે છે. આ વાત સમજાવવા માટે તે સંત એમ કહેતા હતા કે,

એક દોઢિયાવાળી ટિકિટને માટે નામદાર ઇંગ્રેજ સરકારે એવો નિયમ ઠરાવેલો છે કે, આખા હિંદુસ્તાનમાં કોઈ પણ ઠેકાણે એક દોઢિયાનું કાર્ડ* પોસ્ટખાતું પહોંચાડી શકે. આ નિયમને લીધે રંગુનથી એક દોઢિયામાં દ્વારકા કાગળ પહોંચી જાય છે, અને રામેશ્વરથી બદ્રીનારાયણ સુધી એક દોઢિયામાં કાગળ પહોંચી જાય છે. હવે એ જ કાર્ડને એક ઘેરથી બીજે ઘેર પોસ્ટમાં મોકલવું હોય અગર ગામમાં ને ગામમાં મોકલવું હોય તોપણ એક દોઢિયું પડે છે. એ જોઇને તર્ક કરનારાઓને એમ લાગે કે, એક માઇલ કાગળ લઈ જવાનું પણ એક દોઢિયું અને બે હજાર માઇલ દૂર કાગળ લઇ જવાનું પણ એક દોઢિયું,

---

* આ લેખ લખાયો ત્યારે આ નિયમ અસ્તિત્વમાં હતો: હાલ તો કાર્ડના ત્રણ દોઢિયાં પડે છે. ( સંપાદક )

એ કેમ બને ? એ શું ગેરવ્યાજબી નથી ? પણ જ્યાં નિયમ થયો ત્યાં એવો તર્ક કાંઇ કામ લાગે નહીં. તેમ જ ધર્મની બાબતમાં પણ એવા ઘણા નિયમો છે કે, જે નિયમો બહુ સહેલા હોય છે, બહુ સાદા હોય છે, અને બહારથી જોતાં કાંઇ ઊંડી ફીલસુફી દેખાય નહીં તેવા હોય છે; છતાં પણ એ નિયમો પાળવાથી અજબ જેવો ફાયદો થઇ જાય છે. કારણ કે, એ નિયમો ધર્મના હોય છે, એ નિયમો આત્માની ઉન્નતિના હોય છે, એ નિયમો મહાત્માઓના બનાવેલા હોય છે, એ નિયમો શાસ્ત્રોએ પસંદ કરેલા હોય છે અને એ નિયમોમાં ભગવાનની ઇચ્છા આવી ગયેલી હોય છે એટલે ધર્મના નાના નાના નિયમો પાળવાથી પણ બહુ મોટું ફળ મળી જાય છે, એમાં કાંઇ શક નથી. માટે હે હરિજનો અમારી તમને એ જ ભલામણ છે કે, બની શકે એટલા ધર્મના નિયમો પાળજો ! એટલે આગળ જતાં તમને અણધાર્યો લાભ થઇ જશે, એમાં કાંઇ પણ શક નથી. માટે ધર્મના નિયમો પાળજો ! ધર્મના નિયમો પાળજો !

---

# ૮૨ : નીમીએકાદશીને દિવસે હાલમાં કેવાં નિયમો લેવાય છે તે તો જરા જુઓ !

[ 'સ્વર્ગની સીડી ભા. ૧' પૃ. ૩૨૫ ]

અષાઢમાં નીમીએકાદશી આવે છે, તે દિવસે ઘણાંએ હરિજનો ચોમાસાના ચાર મહિના સારૂ ઘણી જાતના નિયમો લે છે. જેમકે, કોઇ એક વખત જમવાનો નિયમ લે છે. કોઇ ફરાળ કરવાનો નિયમ લે છે. કોઇ દરરોજ સમુદ્રમાં સ્નાન કરવાનો નિયમ લે છે. કોઇ દેવનાં દર્શન કર્યા વિના જમવું નહીં એવો નિયમ લે છે. કોઇ સૂરજનાં દર્શન કર્યા વિના જમવું નહીં એવો નિયમ લે છે. કોઇ ચોમાસાના ચાર મહિના સુધી મુસાફરી કરવી નહીં એવો નિયમ લે છે. કોઇ જમતી વખત મુનિવ્રત રાખવાનો નિયમ લે છે. કોઇ ઘોડા ઉપર કે ગાડીમાં બેસવું નહીં એવો નિયમ લે છે. કોઇ કાંઇ પણ વસ્તુ ખાતી વખત પ્રભુનું નામ લીધા પછી જ તે ખાવું કે પીવું એવો નિયમ લે છે. કોઇ દરરોજ બ્રાહ્મણોને સીધું આપવાનો નિયમ લે છે. કોઇ બ્રાહ્મણોને દરરોજ વાટકો કે કળશો આપવાનો નિયમ લે છે. કોઇ કેળનાં કે ખાખરાનાં પાનની પત્રાવળીમાં જમવાનો નિયમ લે છે. કોઇ દરરોજ ગીતાનો કે ભાગવતનો એક એક અધ્યાય વાંચવો એવો નિયમ લે છે. કોઇ હમેશાં ટાઢે પાણીએ નહાવું એવો નિયમ લે છે. કોઇ ચોમાસામાં રીંગણાં, બટેટાં, કોહોળું, ભાજી વગેરે કેટલીક જાતનાં શાક ન ખાવાં એવો નિયમ લે છે. કોઇ એક જ અન્ન ખાઇને

એવો નિયમ લે છે. કોઇ મીઠું (નીમક) ન ખાવું એવો નિયમ લે છે, અને કોઇ સોમવાર કે શનિવારનાં એકટાણાં કરવાનો નિયમ લે છે. આવી આવી ઘણી જાતના નાના નાના નિયમો લેવાય છે, અને તે બધા નિયમો ઘણું કરીને બાયડીઓ વધારે લે છે પણ એ નિયમો પોતાની પ્રકૃતિને અનુકૂળ છે કે નહીં? એ નિયમોથી પોતાનાં કુટુંબની સગવડો સચવાય છે કે નહીં? એ નિયમથી પોતાની તંદુરસ્તી સારી રહે છે કે નહીં? એ નિયમથી કાંઇ સંગીન લાભ થાય છે કે નહીં? એ નિયમો હાલના દેશકાળમાં અનુકૂળ આવી શકે તેવા છે કે નહીં? અને એ નિયમોથી પોતાને ફાયદો થાય છે કે નુકસાન થાય છે એનો કાંઇ પણ વિચાર કર્યા વિના દેખાદેખીને લીધે, ચાલતા આવેલા રિવાજને લીધે, તથા બધાં કાંઇક કરે છે માટે મારે પણ કરવું જોઇએ, એવા વિચારથી જ ઘણી બાઇઓ કેટલીક જાતના નિયમો લે છે, અને તેમાં ઘણી વખત ઊલટી અગવડમાં આવી પડે છે જેમકે, સમુદ્રમાં કે નદીએ સ્નાન કરવાનો નિયમ લીધો હોય, પણ ચોમાસાના દિવસો હોય તેથી વરસાદમાં ભીંજાતે ભીંજાતે ગાઉ અર્ધો ગાઉ જાય તેથી ઊલટાં માંદાં પડી જાય છે, અને તેમ છતાં હઠ પકડી રાખે તેથી મંદવાડ વધતો જાય છે, અને તેમાંથી વખત જતા વધારે ખરાબી થાય છે. ફરાળ કરવાનો નિયમ લીધો હોય પણ ઘણી વખત ઘણી જગ્યોએ જોઇતી ફરાળની વસ્તુઓ મળી શકતી નથી, તથા ઘણી બાઇઓ પાસે ફરાળ માટે છૂટથી પૈસા ખરચવાની સગવડો હોતી નથી, તેથી વારંવાર નહીં પચે તેવી ચીજો ખાઈ લે છે, અને તેથી ઘણી બાઇઓ જ્યારે ત્યારે માંદી પડયા કરે છે, અને બીજા પણ

ઘણાએ ખાવા પીવાના અગવડભર્યા નિયમો રાખવાથી સ્ત્રીઓની પોતાની તથા ખાસ કરીને તેઓને ધાવતાં બચ્ચાંઓની તંદુરસ્તી બગડે છે; એટલું જ નહીં પણ કોઈ કોઇ જાતના નિયમ તેઓની માને, સાસુને કે વરને પસંદ ન હોય તેથી વારંવાર ઘરમાં ને કુટુંબમાં કલેશ થયા કરે છે. છતાં પણ આપણી અજ્ઞાન બહેનો એવા નાના નાના બહારના નિયમો ઉપર બહુ ભાર મૂક્યા કરે છે, અને દેશકાળ જોયા વિના તથા પોતાની શક્તિ સમજ્યા વિના નિયમો લે છે, તેથી એવા નિયમોના જે ફાયદા મળવા જોઇએ તે તેઓને મળી શકતા નથી માટે નીમીએકાદશીને દિવસે આપણી અજ્ઞાન બહેનો નાના નાના અગવડભર્યા નિયમો લે છે તેને બદલે આપણે પોતે જમાનાને અનુસરતા સગવડભર્યા મોટા નિયમો લેવા જોઇએ જેમકે,

## હાલમાં આપણા દેશને કેવી જાતની પ્રતિજ્ઞાની જરૂર છે?

કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે હું મારા દેશમાં ફલાણી જાતનો નવો હુન્નર દાખલ કરીશ, અને એ હુન્નર દાખલ કરી શકું નહીં ત્યાં સુધી હું મારૂં લગ્ન કરીશ નહીં. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા બંધુઓ બહુ અજ્ઞાન છે, માટે તેઓને કેળવણી આપવા પાછળ હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશના લોકો ઉપર પરદેશમાં જૂલમ થાય છે, તે જૂલમ મટાડવાના ઉપાયો લેવામાં હું મારૂં બધું ધન ખરચીશ કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે હું મારા દેશનો વેપાર વધારવામાં મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ

કે, હું નાતોનાં બંધનો તોડવાના પ્રયત્નો કરવામાં મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશની પ્રજામાં બહાદુરી વધે એવા ઉપાયો કરવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, ઘરસંસારી ખોટા રિવાજો તોડવાનું હું પ્રથમ મારે ઘેરથી શરૂ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા બંધુઓને પરદેશ મોકલવાનો રસ્તો ખુલ્લો કરવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારી વિધવા બહેનોની જિંદગી સુધારવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે મારા દેશના ગરીબ ખેડૂતોને સુધારવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા દેશના વટલી ગયેલા આપણા ગરીબ અજ્ઞાન બંધુઓને પાછા આપણા ધર્મમાં લેવામાં હું મારૂં ધન ખરચીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, રાજા-પ્રજાનો સંબંધ વધારે સારો થાય માટે અમલદારોનો જૂલમ તોડવા સારૂ કાયદાની રીતે લડત ચલાવવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા ધર્મ ઉપર જે કાટ ચડી ગયો છે ને આપણા ધર્મના હાથ પગ જે બંધાઇ ગયા છે તે સુધારવામાં ને આપણા ધર્મને પાછો તેના અસલ ઉદાર સ્વરૂપમા લાવવામાં હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા દેશમાં નવી નવી જાતનાં ફળો ને નવી જાતનાં રૂ વગેરે ઉગાડવા માટે ગરીબ ખેડૂતોને મફત બી પૂરાં પાડવામાં હું મારી બધી દોલત અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે,

નાવારસ, નિરાધાર, ગરીબ, રખડતાં છોકરાંઓને સુધારવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશમાં ને મારી સ્વભાભાષામાં હુન્નરકળાનાં પુસ્તકો રચાવવામાં હું મારૂં ધન ખરચીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, ગરીબોને સારૂં ને સસ્તું વાંચન પૂરૂં પાડવામાં હું મારૂં બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ, કે અમારી નાતમાં પરદેશ જવાનો રિવાજ નથી પણ હું મારા છોકરાઓને નવા નવા હુન્નરો શીખવા માટે પરદેશ મોકલીશ કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશનાં જાનવરોને મરતાં બચાવવામાં ને તેઓની ઓલાદ સુધારવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, દુકાળને વખતે ગરીબોને મદદ કરવામાં હું મારૂં બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા બંધુઓમાં સ્વદેશાભિમાન જગાડવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે હિંદુસ્થાનમાં બાવન લાખ બાવાઓ છે, તેઓને સુધારવા માટે હું મારૂં બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, ઊંચ વર્ણના લોકો જેને અડતાં પણ અભડાઇ જાય એવા સાડાચાર કરોડ અતિશૂદ્ર હિંદુસ્થાનમાં છે, અને તે બધા બહુ જ ગરીબ ને તદ્દન અજ્ઞાન છે, તેઓને સુધારવામાં હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. અને આપણા દેશમાં હજી સેંકડે એક પણ સ્ત્રી ભણેલી નથી, માટે ઘણા લોકોએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા દેશમાં સ્ત્રી કેળવણી

વધારવામાં અમે અમારું સર્વસ્વ અર્પણ કરીશું; એટલું જ નહીં પણ જો જરૂર પડે તો દેશના કલ્યાણને અર્થે અમે અમારા પ્રાણ આપવા પણ તૈયાર છીએ. આવી જાતની પ્રતિજ્ઞા લેનારાં માણસો અત્યારે આપણા દેશને જોઇએ છે. જો એવાં થોડાંક માણસો પ્રતિજ્ઞા લેવા તૈયાર થાય, જો એવા થોડાંક માણસો પોતાના સ્વાર્થનો ભોગ આપવા તૈયાર થાય, અને જો એવા થોડાંક માણસો देहं पातयामि किंवा अर्थं साधयामि કરીને દેશના કલ્યાણનાં કામોમાં કમર કસીને ઊભાં રહે તો થોડા જ વખતમાં આપણા દેશની દશા બદલાઇ જાય, એમાં કાંઇ પણ શક નથી. અરે ! જે દેશમાં આવી પ્રતિજ્ઞા લીધેલાં માણસો હોય તે દેશમાં નમાલાપણું કેમ રહી શકે ? તે દેશમાં દરિદ્રતા કેમ રહી શકે ? તે દેશમાં પરાધીનતા કેમ રહી શકે ? તે દેશમાં જૂલમ કેમ રહી શકે ? તે દેશની પ્રજાનો તિરસ્કાર કેમ થઇ શકે ? અને તે દેશમાં દુઃખ કેમ રહી શકે ? કદી પણ રહી શકે જ નહીં. પણ અફસોસ કે એવી પ્રતિજ્ઞાવાળાં માણસો ક્યાં છે ? એવી પ્રતિજ્ઞાવાળાં માણસો હોય તો આપણા દેશની આવી દુર્દશા કેમ હોય ? અને આપણા લોકોની આવી અધમ દશા કેમ હોય ? ન જ હોય.

માટે હવે આપણે આપણા તહેવારોના મૂળ હેતુઓ સમજીને નીમીએકાદશીના દિવસે ઉપર જણાવ્યા મુજબના નિયમો લેવા જોઇએ. જો એવા નિયમો લઇએ તો થોડા જ વખતની અંદર આપણી પોતાની અને આપણા દેશની ઉન્નતિ થઇ શકે, એમાં કાંઇ પણ શક નથી. માટે પ્રાર્થના કરો કે હે પરમકૃપાળુ પિતા પરમાત્મા આવી જાતની પ્રતિજ્ઞા લેવાની અમને સદ્‌બુદ્ધિ આપ, અને એ પ્રતિજ્ઞાઓ પાળવાનું બળ આપ, બળ આપ !

---

# ૮૩ : ઇશ્વરના હુકમની વિરૂદ્ધ ચાલનારાં પાપીઓની જાતો

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૧૩૧ ]

જેમ પાપ ઘણી જાતનાં છે, તેમ તે પાપ કરનારાં પાપીઓની જાત પણ ઘણા પ્રકારની છે. જેમકે કોઇ પોતાની મૂર્ખાઇને લીધે પાપ કરે છે, કોઇ પાપ કરીને ફુલાય છે, કોઇ અતિ દુઃખી થઇ જાય તોપણ પાપ કર્યા કરે છે, કોઇ સમજતાં છતાં પણ પાપ કરે છે, અને કોઇ તો આંકેલા ખૂંટિયાની પેઠે મસ્ત બનીને બેપરવાઇથી પાપમાં જ જિંદગી ગાળે છે.

એ સર્વે પાપીઓના, જ્ઞાનીઓએ નીચે પ્રમાણે પાંચ વર્ગ પાડેલા છેઃ—

૧ મૂરખ–પાપી, ૨ અભિમાની–પાપી, ૩ હઠીલો–પાપી, ૪ જ્ઞાની–પાપી, ૫ ઇશ્વરે છૂટો મૂકેલો–પાપી. એ પાપીઓને ઓળખવા માટે તથા પાપનું સ્વરૂપ સમજી તેથી બચવા માટે એ બધા પ્રકારનાં પાપીઓની ટૂંક હકીકત આપણે જાણવી જોઇએ

## મૂરખ–પાપી

મૂરખ–પાપી તે કે જે પારકો માલ રાખીને રાજી થાય છે, પણ સમજતો નથી કે એ કેમ પચી શકશે? યાદ રાખજો કે કસાયેલું ખાય તેને ઓકવું જ પડે છે, તેમ જ જે મૂરખો પારકાંના હરામના માલ ખાઇને રાજી થાય તેને પણ ઓકવું જ પડશે; એટલે કે ખાધેલું વ્યાજ સાથે પાછું આપવું પડશે. હરામનું ખાવું તે કસાયેલું ખાવા બરોબર છે. ખાતી વખત દૂધપાક બહુ મીઠો લાગે, પણ જો તેમાં માખી આવી ગઇ હોય તો માત્ર ખાધેલો દૂધપાક જ ઓકવો પડે છે એમ નહીં, પણ સાથે મહિના બે મહિના સુધીની શકિતને પણ ઓકી નાંખવી પડે છે; તેમ જ પારકાંનો માલ ખાવો એ હાલમાં આપણને દૂધપાક જેવો લાગે છે પણ તેમાં પાપરૂપી માખી છે, તે એ પારકા માલને પચવા નહીં દે એમ જે સમજતા નથી ને પાપ કરે છે તે મૂરખ–પાપી છે.

## અભિમાની–પાપી

અભિમાની–પાપી તે કે જે પાપ કરીને ફુલાય. તેને કસાઇના જાડા થયેલા બકરા જેવો સમજવો. કસાઇના બકરાની પેઠે પાપીનું ફુલણજીપણું પણ તે અભિમાનીના નાશને માટે જ હોય છે. આવા અભિમાની–પાપી કોઇક જ હોય છે એમ સમજવું નહીં. આપણે પણ તેવા જ છીએ. આપણે પણ કોઇની નિન્દા કરીને, કોઇને માર મારીને, કોઇના પેટ ઉપર પગ મૂકીને, કોઇનું અપમાન કરીને અને કોઇને કહોડે ચડાવી દઇને

મનમાં ફુલાઈએ છીએ, અને બીજાંઓ પાસે એવી જાતનાં પરાક્રમોનાં આપણે ખુશી થઈને વખાણ કરીએ છીએ; પણ આપણે સમજતાં નથી કે, એવી રીતનાં પ્રભુને નહીં ગમે તેવાં કામો કરવાં એ પરાક્રમ નથી પણ પાપ છે. એવાં પાપીઓને શાસ્ત્રમાં અભિમાની–પાપી કહેલાં છે. એક તો અભિમાન જ પાપ છે, અને બીજું એ કે પાપનું અભિમાન કરવું એ પાપનું પણ પાપ છે, એટલે તે સૌથી વધુ ખરાબ છે. કદાચ ન ચાલતે અથવા ભૂલ્યે ચૂકયે આપણાથી પાપ થઈ જાય તો તેનો પશ્ચાત્તાપ કરવો જોઈએ; કારણ કે પશ્ચાત્તાપની આગથી પાપની સખ્તાઈ પીગળી શકે છે, પણ પાપનું અભિમાન કરી તેને બેવડું બનાવવું નહીં જોઈએ અને પાપનાં કામોથી ફુલાઈને કસાઈના બકરા જેવું નહીં બનવું જોઈએ. એટલું બને તો પણ અરધાં પાપ ઓછાં કરી શકાય છે. માટે ભાઈઓ ! પાપનું અભિમાન ન કરો !

## હઠીલો–પાપી

પોતાના પાપથી પોતે દુઃખ પામે, તે નજરે જુએ, અને મનમાં સમજે, તોપણ પાપને છોડે નહીં, તે હઠીલો–પાપી કહેવાય છે. જેમ કે મધને બહુ ગરમ કરેલું હોય તોપણ રીંછ તેમાં મોઢું બોળે છે. મોઢું દાઝી જાય, હેરાન થાય, ને ઠેકડા મારવા પડે તોપણ તેમાં મોઢું ઘાલે છે. એક વાર દાઝે તોપણ તેથી અટકતું નથી; વળી પાછું મોઢું બોળે છે, એવી જ રીતે હઠીલાં પાપીઓ પણ પોતાના પાપથી હેરાન થાય તોપણ પોતાની પાપી હઠ છોડતાં નથી. જુગારીઓ જાણે છે કે, જુગાર રમ-

વાથી ખરાબી થાય છે, તોપણ તેઓ જુગારને છોડતા નથી. વ્યભિચારીઓ જુએ છે, સમજે છે, ને અનુભવેછે કે, વ્યભિચારથી આપણા દેહની, આબરૂની, તથા પૈસાની ખરાબી થાય છે, અને ઇશ્વરથી વિમુખ થવાય છે, તોપણ વ્યભિચાર છોડતાં નથી. દારૂડિયાઓ જાણે છે કે દારૂની લતથી પૈસાની તથા શરીરની અને મનની મોટી ખરાબી થાય છે, અને લાજ આબરૂનું તથા ઇશ્વરી જ્ઞાનનું સત્યાનાશ વળે છે, તોપણ તેઓ દારૂને છોડી શકતા નથી. નાતોના આગેવાન શેઠિયાઓ અને પટેલિયાઓ સમજે છે કે, અરે ઘણીએ બાબતો ગેરવાજબી કરીએ છીએ, અમારા લાગવગનો તથા સત્તાનો ગેરઉપયોગ કરીએ છીએ, અને ઘણાએ ગરીબ નાતીલાઓ તથા ઘણીએ રાંડીરાંડોના નિસાસા લઇએ છીએ, તોપણ તેઓ પોતાની શેઠાઇની કે પટેલાઇની મમત છોડતા નથી. લોભિયાઓ સમજે છે ને જુએ છે કે આજ દિવસ સુધી આ દુનિયામાંથી કોઇપણ પોતાની સાથે ધૂળની એક ચપટી પણ લઇ ગયું નથી, અને લઇ જવાનું પણ નથી, તોપણ તેઓ લોભને છોડી શકતા નથી; કારણ કે તેઓ હઠીલા–પાપી છે. પોતાની નજીવી મમતો સારૂ પાપને વળગી રહે છે, એવા હઠીલા–પાપી ન થવાય તે સંભાળજો!

## જ્ઞાની–પાપી

દીવો લઇને કૂવામાં પડે તે જ્ઞાની–પાપી કહેવાય છે. આપણી પેઠે સાંભળે બધું, સમજે બધું, પણ કરે કાંઇ નહીં, તે જ્ઞાની પાપી કહેવાય છે. એવાં માણસો વાતો બહુ મોટી મોટી કરે છે, ઉપદેશ પણ બહુ આપે છે, ઉપર ઉપરથી દેખાવ પણ

સારા સારા કરે છે, પણ અંતરમાં તો ઢમઢોલ ને માંહી પોલ જ હોય છે. બીજાંઓ તો અંધારાને લીધે કૂવામાં પડે છે પણ જ્ઞાની-પાપી તો પોતાના હાથમાં મસાલ લઇને કૂવામાં પડે છે. બીજાંઓ તો અજ્ઞાનથી, ખરાબ સંજોગથી, કે અકસ્માતથી ભૂલ્યે ચૂકયે મરે છે, પણ જ્ઞાની-પાપી તો જાણે ખાસ આપઘાત કરે છે. બીજાં પાપીઓમાં ને જ્ઞાની-પાપીમાં જે ભેદ છે તે એ જ કે, જ્ઞાની-પાપીઓ તો આંધળાં જેવાં છે ને તેમનું જ્ઞાન તે તેઓના હાથમાં મસાલ જેવું છે. પણ આંધળાને પોતાના હાથમાંની મશાલ જેમ કામ આવતી નથી, તેમ જ્ઞાની-પાપીને પોતાનું જ્ઞાન પણ કામ આવતું નથી; કારણ કે જે જ્ઞાન વડે પાપથી બચવું જોઇએ, તે જ જ્ઞાનથી તેઓ વધારે પાપ કરે છે. સમજ્યા છતાં, જ્ઞાન છતાં માણસો કેમ પાપ કરે છે એ એક મોટો સવાલ છે; પણ તેને માટે મહાત્માઓએ કહેલું છે કે, જ્ઞાન છે તે બંને બાજુથી ધારવાળી તરવાર જેવું છે. તેથી આપણાં બંધન પણ કપાય છે, અને તેથી આપણું માથું પણ કપાય છે. જ્ઞાનની તરવારનો કેમ ઉપયોગ કરવો એ તેના વાપરનારના હાથમાં છે. ભકત લોકો જ્ઞાનની તરવારથી પોતાનાં કર્મના બંધનને કાપી નાંખે છે અને જ્ઞાની-પાપીઓ જ્ઞાનની તરવારથી પોતાના જ હૃદયમાં જખમ પાડે છે. જ્ઞાની-ભકતોમાં ને જ્ઞાની-પાપીઓમાં એ જ ભેદ છે કે, જ્ઞાની-ભકત તરતો જાય છે, ને જ્ઞાની-પાપી ડૂબતો જાય છે. માટે ભાઇઓ ! મૂરખ રહી જવાય તો ફિકર નહીં, પણ જ્ઞાની-પાપી ન થવાય એ સંભાળજો !

## ઇશ્વરે છૂટાં મૂકેલાં પાપી

જે દરેક પ્રકારના પાપ કરે છે, જે કોઇ પણ પ્રકારનાં પાપ કરવાથી અચકાતો નથી, જેને પાપનો મુદ્દલ ત્રાસ લાગતો નથી, અને જે પાપ કરવામાં પાછું વાળીને જોતો નથી, તથા સારૂં નરસું સમજવાની જેની લાગણી મરી ગયેલી હોય છે, તેને સાધુઓ ઇશ્વરે છૂટો મૂકેલો પાપી કહે છે. પ્રભુની દયામાંથી નીકળી ગએલા જીવને ઇશ્વરે છૂટો મૂકેલો પાપી કહેવામાં આવે છે પ્રભુની સામાન્ય 'દયામાંથી તો કોઇ નીકળી શકતુ નથી, પણ જીવો ઉપર, અને તેમાં પણ મનુષ્ય-જાત ઉપર ઇશ્વરની વિશેષ દયા છે; ભક્તજન ઉપર તો ખાસ વિશેષ દયા છે. એ વિશેષ દયામાંથી ઇશ્વરે છૂટાં મૂકેલાં પાપી નીકળી જાય છે; કારણ કે મૂર્ખ–પાપી, અભિમાની–પાપી, હઠીલો–પાપી, ને જ્ઞાની–પાપી તો ચોકસ પ્રકારનાં જ પાપો કરે છે, પણ ઇશ્વરે છૂટો મૂકેલો પાપી તો બિનધડક દરેક પ્રકારનાં અઘોર પાપો કરે છે અને તે માટે કદી પણ તેને પશ્ચાત્તાપ થતો નથી; અથવા કોઇ પણ ચીજથી તે સુધરતો નથી. આવો મોટો પાપી પાછો વ્યવહારમાં સુખી હોય છે, તેથી સૌ લોકોને બહુ અજાયબી લાગે છે, અને ઘણાં માણસો વારે વારે એમ પૂછયા કરે છે કે, "ધર્મીને ઘેર ધાડ, ને કસાઇને ઘેર કુશળ" કેમ હોય ? એના જવાબમાં સાધુઓ કહે છે કે પ્રભુની દયામાંથી નીકળી ગએલા પાપી માણસને તેના પૂર્વેનાં સારાં કર્મોનું ફળ પણ પ્રભુ એ જ વખતે આપી દે છે, એટલે તેને માટે નરકનો રસ્તો સાવ ખુલ્લો થઇ જાય

છે. આ ભવનાં કે આગલા ભવનાં તથા વડીલોનાં સારાં કર્મો એ નરકના રસ્તામાં અડચણકારક છે. માટે એવા નારકી જીવોને પ્રભુ તેમનાં કર્મનું ફળ રોકડું જ ચૂકાવી દે છે, કે જેથી તેને ઝટઝટ સીધો નરકમાં મોકલી શકાય. આવા પ્રભુની દયામાંથી નીકળી ગયેલા જીવોને ઈશ્વરે છૂટાં મૂકેલાં પાપી કહેવામાં આવે છે. એ જીવોને મોટામાં મોટી શિક્ષા થવાની છે; એટલે હાલમાં પ્રભુ તેને નાની શિક્ષા કરતો નથી, તેથી તેઓ પોતાનાં પાપમાં જ મસ્ત બનેલાં રહે છે; અને દુનિયાની, ધર્મની, તથા ઇશ્વરની દરકાર કરતા નથી. આવા ઇશ્વરે છૂટાં મૂકેલાં પાપીઓ તે દુનિયામાં જીવતા જમદૂતો જેવાં છે. પણ આપણી ઉપર ઇશ્વરની દયા છે કે એવા કોઇક જ હોય છે; અને આપણે ઇચ્છીશું કે પ્રભુની કૃપાથી એવા કોઇ પણ ન થાય.

---

# ૮૪ : રોગ મટાડવાનો એક અકસીર ઉપાય

[ 'સ્વર્ગની સડક' પૃ. ૧૯૮ ]

કોઈ પણ જાતનો રોગ મટાડવા માટે આપણે જ્યારે કોઈ સારા વૈદની સલાહ લઈએ છીએ ત્યારે તે મુખ્ય બે ઉપાય બતાવે છે. પહેલું એ કે કરી પાળવી, અને બીજું એ કે દવા ખાવી. હવે કરી પાળવાની બાબતમાં આપણે જાણીએ છીએ કે, કોઈ દરદીને તેલ મરચું ખાવાની ના પાડવામાં આવે છે, કોઈ દરદીને સાકર ખાવાની ના પાડવામાં આવે છે, કોઈ દરદીને ઘી ખાવાની ના પાડવામાં આવે છે, કોઈ દરદીને દૂધ પીવાની ના પાડવામાં આવે છે, અને કોઈ દરદીને દહીં છાશ વગેરે ખટાશવાળી ચીજો ખાવાની ના પાડવામાં આવે છે. આવી આવી જાતની ખાવાપીવાની કરી પાળવાની વાતો આપણે જાણીએ છીએ. પણ એ સિવાય બીજી કેટલીક માનસિક જાતની કરી પાળવાની હોય છે, એ વાત બધા દરદીઓ કે વૈદો જાણતા નથી, પણ એ તો જે આગળ વધેલા સંતો હોય કે સાચા ગુરુઓ હોય, અગર મનુષ્યપ્રકૃતિના અનુભવી વૈદો હોય તેઓ

જ એ વાતો જાણી શકે છે, અને યાદ રાખજો કે, ખાવાપીવાની બહારની કરી પાળવી એ તો બહુ જ નાનકડી વાત છે, અને એથી તો બહુ જ થોડો ફાયદો થઇ શકે છે. પણ જે સાચી વાત છે, જે મુદ્દાની વાત છે, અને જેથી જલદી ફાયદો થઈ શકે તેમ છે, તે કરી તો કાંઇક જુદી જ છે. માટે સંતો એમ કહે છે કે—

જે માણુસની ઉપર તમોને વેર હોય, જે માણુસનું તમે બૂરું ઇચ્છતા હો, જે માણુસ તમારા મનમાં વારે વારે ખટકયા કરતો હોય, અને જે અણગમતો માણુસ તમારી નજર આગળ તર્યા કરતો હોય તે માણુસને–તે તમારા દુશ્મનને જો તમે માફ કરો અને તેની સાથેનું વેર તજી દો તો તુરત જ તમારો રોગ મટવા માંડે છે, અને પ્રથમના કરતાં મંદવાડમાં પણ તમે ઘણા વધારે શાન્તિથી રહી શકો છો. પણ દુશ્મનને માફ કરવાની કરી પાળવી એ વાત બહુ મુશ્કેલ છે, તેમ જ જો એ કરી પાળતા આવડે તો તેના ફાયદા પણ બહુ મોટા છે. આ સિવાય આવી જ જાતની બીજી પણ એક કરી પાળવાની હોય છે, અને તે એ કે, જુદા જુદા માણુસમાં ગુપ્ત રીતે જુદી જુદી જાતનાં મોટાં મોટાં પાપ રહેલાં હોય છે. જેમકે કોઇમાં ચોરી કરવાનું પાપ હોય છે, કોઇમાં વ્યભિચારનું પાપ હોય છે, કોઇ-માં જૂઠું બોલવાનું પાપ હોય છે, કોઇમાં લોભનું પાપ હોય છે, કોઇમાં ક્રોધનું પાપ હોય છે, અને કોઈમાં અદેખાઇનું પાપ હોય છે. આવી રીતે જુદાં જુદાં માણુસોમાં જુદાં જુદાં ગુપ્ત પાપો રહેલાં હોય છે. તેમાંથી જે જાતના પાપમાં પોતે

ફસાયેલા હોય તે જાતનું પાપ તજી દેવાની પોતાના મંદવાડ વખતે પ્રતિજ્ઞા કરે તો તેથી તેને મંદવાડ વખતે બહુ મોટો દિલાસો મળી જાય છે, અને તે શાન્તિમાં રહી શકે છે, તથા તેનો રોગ બહુ જલદીથી મટવા માંડે છે. પણ તેમાં શરત એ કે, પાપ તજવાની કરી પાળવી જોઇએ, અને એ માટે પ્રતિજ્ઞા લેવી જોઇએ, તથા એ પ્રતિજ્ઞા આખી જિંદગી સુધી પાળવી જોઇએ. જો એમ કરી શકાય તો મંદવાડ વખતે બહુ શાન્તિ મેળવી શકાય છે. માટે જેનાથી બની શકે તેણે આ સત્યને કુદરતી ઉપાયે અજમાવવાની કોશિશ કરવી જોઇએ, અને તેમાંથી મળતા મહાન લાભો લેવા જોઇએ, તથા આ બાબતો પોતાનાં સગાંસ્નેહીઓ અને દોસ્તોને સમજાવવી જોઇએ. કારણ કે એમ કરવામાં પણ બહુ પુણ્ય છે. માટે મંદવાડ વખતે શાન્તિમાં રહેવા સારૂ પાપ તજવાની પ્રતિજ્ઞા કરો, પાપ તજવાની પ્રતિજ્ઞા કરો !

પુણ્ય કરવાથી પાપ ઠેલાય છે ને તેથી આયુષ્ય વધે છે, એમ આપણા લોકોની માન્યતા છે, તેથી જ્યારે કોઈ માણસો માંદાં પડે છે ત્યારે તેનાં સગાંવહાલાંઓ તેને હાથે દાન કરાવવા માંડે છે. જેમકે—તે વખતે ગૌદાન કરે છે, બ્રાહ્મણો જમાડે છે, કુટુંબનાં સગાંવહાલાંઓને પોતાની શક્તિ પ્રમાણે મદદ કરે છે, ગાયોને ઘાસ નખાવે છે, બાળકોને ખાવાનું અપાવે છે, મંદિરોમાં સીધાં તથા પૈસા મોકલાવે છે અને ગુરુની ભેટ કાઢે છે. આ બધું કરવામાં મુખ્ય હેતુ એ હોય છે કે, પુણ્ય કરવાથી પાપ ઓછાં થાય છે, અને પાપ ઓછાં થવાથી મંદવાડ મટી જાય છે.

બંધુઓ! આ કાંઇ નવો વિચાર નથી. પણ એ તો ચાલતો આવેલો જુના વખતનો સિદ્ધાંત છે. માટે એ જ ઉત્તમ સિદ્ધાંતને આધારે મહાન ભગતો કહે છે કે પાપ તજવાથી મંદવાડ મટી શકે છે, અને પાપ તજવાથી આયુષ્ય વધી શકે છે. માટે પોતાના અંતરમાં રહેલાં ગુપ્ત પાપ તજવાથી અગર જે માણસોએ આપણું બૂરું કરેલું હોય તેવાં માણસોને માફ કરવાથી મંદવાડ ઓછો થઇ જાય છે, અને મંદવાડ વખતે પણ શાન્તિમાં રહી શકાય છે. માટે મંદવાડ વખતે શાન્તિમાં રહેવા સારૂ ખાસ ચાહીને કેટલીક જાતનાં પાપો તજવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ, કારણ કે સેંકડો દવાઓ જેટલો ફાયદો કરી શકે તે કરતાં પાપ તજવાથી ઘણો જ વધારે ફાયદો થાય છે. માટે જો જલદીથી મંદવાડને દૂર કરવો હોય અને મંદવાડ વખતે પણ ખરી શાન્તિ ભોગવવી હોય તો જેમ બને તેમ તમારા અંતરમાં રહેલાં પાપને તજવાની પ્રતિજ્ઞા કરો, તથા તમારા દુશ્મનોને માફ કરો, અને તેની સાથે તમારાથી બનતા પરમાર્થ કરો, એટલે બહુ જલદીથી મંદવાડ મટી શકશે.

---

# ૮૫ : આપણાથી અજાણમાં થતાં પાપો વિષે

[ 'સ્વર્ગની સડક' નં. ૭૫ ]

જ્યાં બહુ હવા કે જરૂર જેટલું અજવાળું ન આવતું હોય તેવે ઠેકાણે પોતાના જૂના મહેતાઓને બેસાડી તેઓની પાસે નામું લખાવ્યા કરવું, અને તેઓની આંખોને નુકશાન થાય તેની દરકાર ન કરવી તેનું નામ પાપ છે.

પોતાના કારખાનામાં જે લોકો કામ કરવા આવતા હોય તેવા કારીગરો તથા મજૂરોની તંદુરસ્તીની સંભાળ ન રાખવી અને તેઓને ખરાબ વાતાવરણમાં ઘણીવાર સુધી રહેવાની ફરજ પાડવી તથા તેઓને કામ કરવાની જગ્યામાં સફાઈ ન રાખવી એ એક જાતનું પાપ છે.

આપણી ગાડીના ઘોડાઓ કે બળદોએ જરૂર જેટલું કામ કરેલું હોય અને તેઓ થાકી ગયા હોય છતાં પણ આપણા થોડાક લાભ સારૂ કરીને તેઓને વારે વારે ગાડીમાં જોડવા અને તેઓના ગજા ઉપરાંત તેઓની પાસેથી કામ લેવું એ એક જાતનું પાપ છે.

આપણા ઘરમાં કોઇ વિધવા ભાભી કે બ્હેન હોય, તેની પાસે બધો ઢસેડો ઢસડાવ્યા કરવો અને તેમ છતાં તેની થોડી સગવડો પણ સાચવવી નહિ, ને મનમાંથી એમ સમજવું કે, એ આપણું નહિ કરે તો કયાં જશે ? ભાવે નહિ કરે તો કભાવે પણ તેને કરવું જ પડશે, માટે આપણે શા માટે તેને કાંઇ વધારે સગવડ કરી આપીએ ? જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી તો ચાલવા દો, એમ સમજીને તેઓને દાબેલાં રાખવાં ને તેઓની પાસે વધારે પડતું કામકાજ કરાવવું એ પણ એક જાતનું પાપ છે.

બહુ સાંકડી જગ્યામાં ઘણાં છોકરાંઓને બેસાડીને ભણાવવાં, અને થોડાક ભાડાના લોભ સારૂ છોકરાંઓની તંદુરસ્તીને નુકસાન થવા દેવું તથા તેઓના અભ્યાસમાં અડચણ પડવા દેવી તેનું નામ પાપ છે.

આપણે જાણતા હોઇએ કે ઘરમાં બાયડી માંદી સાજી ચાલ્યા કરે છે, છતાં પણ તેની દવા માટે કાળજી ન રાખીએ, ને ચાલે ત્યાં સુધી તેની પાસે કામકાજ કરાવ્યા કરીએ, ને પછી અંતે તેમાંથી તેની તંદુરસ્તીને જોખમભરી સ્થિતિમાં લાવી મૂકીએ પણ વખત હોય ત્યાં લગી ચેતીએ નહિ કે તેને કાંઇ સગવડ અપાવીએ નહિ તેનું નામ પાપ છે.

કેટલાક અમલદારો પાસે ઘણાએ ખેડુતો તથા બીજા ગરીબ લોકો નાનાં નાનાં કામ માટે વારંવાર ધક્કા ખાયા કરે છે, પણ કેટલાક તલાટીઓ, કારકુનો, તથા બીજા નાના મોટા અમલદારો કોઇ કોઇ વખત પોતાના મનમાં એમ સમજે છે

કે, 'એમાં શું મોટી વાત ? એની ગરજે આવે છે. એવા માણસોની ખાતર અમે શું અમારી સગવડો છોડી દઈએ ?' એમ સમજીને તેઓની તરફ બેદરકારી રાખવી અને એ લોકો આપણને શું કરી શકે એમ છે ? એમ જાણીને તેઓને ધક્કા પાડયા કરવા તેનું નામ પાપ છે.

જે વૈદ્ય કે ડોકટર પોતાની પાસે આવેલાં દરદીઓને થોડા વખતમાં આરામ કરી શકે તેમ હોય, તેને બદલે પોતાની ફરજ બજાવવામાં વાર લગાડે, દવા તૈયાર કરવામાં આજકાલ કર્યા કરે, અને 'એવા મંદવાડોનું તો એમ જ ચાલે' એમ સમજી બેદરકારી રાખ્યા કરે ને પોતાને આશરે પડેલાં દરદીઓ પાસેથી ગેરલાભ લીધા કરે તે એક જાતનું પાપ છે.

કોઈ વકીલે કોઈનો કેસ પોતાના હાથમાં લીધેલો હોય, અને પછી પોતાને બીજો મોટો કેસ મળે, અથવા હવા ખાવા તેડી જનાર કોઈ શેઠિયો, કે મિત્ર મળે, તે સારૂ પેલા માણસના કેસમાં મુદત નખાવ્યા કરવી, અને કાંઈ કાંઈ બહાનાં કાઢયા કરવાં, તથા મનમાથી એમ સમજવું કે હવે મને કેસ સોંપીને એ માણસ કયાં જાય તેમ છે એમ ધારીને તેના કેસ માટે બેદરકારી રાખવી એનું નામ ગેરલાભ લેવો એ છે, અને તે પાપ છે.

રેલવે કે આગબોટમાં જેટલી જગ્યા હોય તે કરતાં વધારે ઉતારૂઓને ટીકીટ આપવી અને પછી તેઓને ધકકામુકી કરવા દેવી, તથા તેઓને અગવડમાં મૂકવા, અને મનમાંથી એમ સમજવું કે, એમાં આપણો શું વાંક છે ? એ લોકો

પોતાની ગરજે હેરાન થાય છે, એમ સમજી તેઓની સગવડો તરફ ઘટતું ધ્યાન ન આપવું એનું નામ ગેરલાભ લીધો કહેવાય અને તે પાપ છે.

ચેલાઓ ગુરુનું માન રાખતા હોય, તેઓની સગવડો સાચવતા હોય અને મનમાંથી આશા રાખતા હોય કે, ગુરુ તરફથી કાંઇક ખાસ લાભ મળશે, છતાં પણ ગુરુ પોતાના વૈભવમાં પડયા રહે અને મનમાંથી એમ સમજ્યા કરે કે, 'એની અમને શું દરકાર છે? એવા તો ઘણાએ પડયા છે. અમે કાંઇ તેઓની ઉપર થોડા જ છીએ? એવાઓ માટે કોણ માથાકૂટ કરે? પોતાની ગરજે આવે છે ને આપે છે, એમાં નવાઇ શું કરે છે? પોતાના ગુરુને નહિ આપે ત્યારે બીજા કોને આપશે?' એમ સમજીને તેઓના તરફ બેદરકારી રાખવી તેનું નામ પાપ છે.

બંધુઓ! આવી આવી અનેક બાબતોમાં સારાં સારાં માણસો તથા મોટી મોટી કંપનીઓ પણ કેટલીક જાતના ગેરલાભ લઇ લે છે, અને તેમ છતાં ય પાપનું કામ કરીએ છીએ એમ તેઓ જાણતા નથી. માટે એવી જાતની ભૂલ ન થાય તે સંભાળજો અને અજાણમાં થઇ જતાં પાપોની ચોકસી રાખજો, તથા એવાં પાપો તરફ તમારા સ્નેહીઓનું ધ્યાન ખેંચજો, એ જ અમારી ભલામણ છે.

---

# ૮૬ : કોઇના અંતરમાં આવેલા ઉત્સાહને તથા પ્રેમને ઉડાવી દેવો અને તેઓને નાહિંમત બનાવવા એ બહુ મોટું પાપ છે

[ 'સ્વર્ગની સડક ' નં. ૧૮ ]

અગાઉના વખતમાં જ્યારે લડાઈઓ થતી ત્યારે લશ્કરને શૂર ચડાવવા માટે ભાટ ચારણો મહાભારતમાંથી બહાદુરીનાં વર્ણનો ગાઇ સંભળાવતા હતા. અને તે એવી ભભકથી રૂવાડાં ઊભાં કરનારા સિંધુડા રાગમાં ગાતા કે, તેથી જે નાહિંમત હોય તેનામાં પણ એ વખતે હિંમત આવી જતી હતી. એ સિવાય બહાદુરી વધે ને લડવાનો જોશ આવે એવી જાતનાં વાજિંત્રો વગાડવામાં આવતાં હતાં. આજે પણ યુરોપિયન લશ્કરોની સાથે તેઓને હુંશિયાર રાખવા માટે અને તેઓને બહાદુરી આપવા માટે લશ્કરી બેન્ડ વગાડવામાં આવે છે. કારણ કે આ જગતમાં કોઇપણ માણસને ખરે પ્રસંગે હિંમત આપવી એ બહુ જ મોટી વાત છે.

ઉત્સાહી માણસોના ઉત્સાહને વધારવો, પ્રેમી જનોના પ્રેમને વધારવો, અભ્યાસીઓના અભ્યાસને વધારનારી બાબતમાં ટેકો આપવો, અને ધર્મના વિચારોને આગળ વધારવા માટે હિંમત આપવી એ બહુ જ મોટી વાત છે, અને એમાં પ્રભુ બહુ જ રાજી છે. કારણ કે એથી ઘણાં માણસોની જિંદગી સુધરી જાય છે, અને એ બધું માત્ર થોડાક સારા શબ્દો વાપરવાથી થઇ શકે છે, પણ અફસોસ કે આપણાં ઘણાં ભાઇબહેનોને સાચી બાબતોમાં ઉત્સાહ આપવાનો પરમાર્થ કરતાં પણ આવડતું નથી. કદી એટલું ન આવડે તોપણ તે ચાલી શકે, પણ ઘણાં માણસો તો એ કરતાં પણ આગળ વધીને વધારે ગંભીર પાપ કરે છે, અને તે એ કે, જે માણસો હિંમતવાન હોય તેઓને પણ એવાઓ નાહિંમત કર્યા કરે છે, અને ભયના વિચારો તેઓના મનમાં દાખલ કર્યા કરે છે. જેમકે કોઇ વિદ્યાર્થીને ભણવાની મરજી હોય તો તેને ટેકો આપવાને બદલે કહે છે કે, 'ભણવામાં કાંઇ વળશે નહિ. હવે તો ઘણાંએ ભણેલાંઓ થઈ ગયાં છે. હવેના વખતમાં કાંઇ વિદ્યાનું માન રહ્યું નથી, માટે વીશી જેટલું કમાતા થાઓ એવું કાંઇક કરો.' આમ કહીને આગળ વધી શકે તેવા વિદ્યાર્થીને પણ નાહિંમત કરી નાખે છે. કેટલાંક માણસો કોઇ બીમાર માણસને જોઇને કહે છે કે, 'અરરર ! આ તમને શું થઇ ગયું ? તમે તદ્દન લેવાઇ કેમ ગયા ? મને તો તમારી તબિયત જોખમભરેલી લાગે છે. એ જાતનો રોગ સારો નહિ. જુઓને હમણાં જ મારો એક દોસ્તદાર એ રોગમાં ઊડી ગયો. બીજો અમારો એક સગો પણ એ રોગથી પીડાય છે, તેને માટે પણ ડાકટરોએ આશા મૂકી

છે. આવી જાતના રોગમાં કોઇક જ માણસ બચે છે, માટે તમે ગફલતી રાખો મા !' આવી આવી વાતો કર્યા કરે છે, અને દરદીનેગભરાવી નાખે છે. એટલું જ નહિ પણ જરાક જેટલો રોગ હોય તેને પણ બહુ મોટો કરી બતાવે છે. પણ આવી રીતે પોતાની મરજી પડે તેમ ગમે તેવી વાતો કરનારાં માણસો જાણતાં નથી કે, અમે નિર્દોષ માણસોનાં હૃદયમાં આવી મૂર્ખાઇભરેલી વાતોથી કેટલું બધું ઝેર રેડીએ છીએ !

ઘણા લોકો ધર્મની બાબતમાં બહુ લાગણીવાળા હોય છે, અને જો તેઓને જરાક ઉત્તેજન મળે તો તેઓ બહુ આગળ વધી શકે એવા હોય છે. પણ એવાં પ્રભુપ્રેમી માણસોને તથા જેઓનાં હૃદયમાં અંદરથી પ્રેરણા થયા કરે છે કે, અમે ધર્મનાં અમુક કામો કરીએ તો સારૂં, તેવા લોકોને પણ એવા નાહિંમત કરનારા તથા સારા કામમાં આડી ફાચડ મારનારા લોકો કહે છે કે, 'ધર્મ ધર્મ શું કર્યા કરો છો ? હવેના જમાનામાં તો ધર્મને છેટો રાખવો જોઇએ. એવા ધર્મઘેલા થશો તો કોઇ પણ કામમાં ફાવી શકશો નહિ. આવડી નાની ઊમરમાં એટલો બધો ધર્મ શાનો હોય ? ઘરડાં થઇએ અને બીજું કાંઇ કામ કરવાનું ન હોય ત્યારે ધર્મની વાતો કરીએ. હમણાં જુવાનીમાં તો મોજ કરવાની હોય. હમણાં વળી ઉપવાસ, જપ, તીર્થ એ બધું હોય કે ? તમે પણ કોઈ ગાલાવેલા માણસના સંબંધમાં રહેતા લાગો છો, નહિ તો આવા રાંડીરાંડ ડોસીઓના જેવા ધર્મઘેલછાના વિચારો તમારામાં ક્યાંથી હોય ? હમણાં તો મોજ કરવાનો વખત છે. માલ ઉડાવો ને લહેર કરો. ધર્મ ધર્મ શું કરો છો ?'

આવી રીતે બીજમાંથી ફૂટતા અંકુરોને દાબી નાખવા, વહેતા ઝરાઓને બંધ પાડી દેવા, અને સોનાની ખાણને દાટી દેવી એ જેટલું ખરાબ છે–તે કરતાં પણ પ્રભુપ્રેમના વિચારોને તોડી પાડવા એ વધારે ખરાબ છે. ઘણા ગુરુઓ પોતે બહુ ઊંચા દરજ્જાના હોય છે પણ તેઓ પોતાના શિષ્યોને એટલી હદ સુધી ઊંચે ચઢાવતા નથી. તેઓની આગળ તો એમ જ કહ્યા કરે છે કે, 'ધર્મ પાળવો એ તો બહુ મુશ્કેલીની વાત છે, ધર્મ પાળવો એ તો તરવારની ધાર ઉપર ચાલવા જેવું છે, અને જે માથાં મૂકે તે માલ કાઢે છે. એ કાંઇ તમારાથી બની શકે એમ નથી. ભગવાનનો પ્રેમ મેળવવો એ કાંઇ રમતની વાત નથી, પણ એ તો માથાની ઓલી કોરની વાત છે. જુઓને પેલા ભક્તને ઓળખો છો ને ? બહુ જપ કરવા લાગ્યો તેથી ગરીબ થઇ ગયો છે, એ ખબર છે કે ? અને આપણી પેલી ભગતડી ડોસી બદરીનારાયણ ગઇ તે ત્યાં રસ્તામાં જ રહી એ ખબર છે કે ?' આવી આવી વાતો કરીને તથા મુશ્કેલીઓ બતાવીને તેઓ પોતાના આસપાસના લોકોને પ્રભુપ્રેમમાં ઢીલા પાડી દે છે, અને જે લોકોને ઉત્તેજન આપી આગળ વધારવા જોઇએ તેઓને જ ઊલટા પાછળ હઠાવે છે, અને તેમ છતાં આવી મહાન ભૂલ પણ તેઓના ધ્યાનમાં આવતી નથી

બંધુઓ ! આવી રીતે જાણતાં અને અજાણતાં આપણે સૌ વારંવાર નિરાશાની વાતો કર્યા કરીએ છીએ, અને સીંદરીમાંથી સાપ કરી બતાવીએ છીએ, તથા રજનું ગજ કરી બતાવીએ છીએ, અને ઉંદરનો ડુંગર કરી દેખાડીએ છીએ..

તેથી પરિણામ એ થાય છે કે, પ્રેમમાં, ભક્તિમાં, સમૃદ્ધિ મેળવવામાં, વિદ્યાભ્યાસમાં, કળાકૌશલ્યમાં, જ્ઞાનમાં અને ઇશ્વરી રસ્તામાં બહુ સહેલાઇથી આગળ વધી શકે તેવાં માણસો હોય તેઓને પણ આપણે નાહિંમત કરીને પાછળ રાખી દઇએ છીએ, અને તેમ છતાં એ કેટલું બધું પાપ છે તે આપણે જાણતાં નથી. માટે કોઇપણ હરિજને બીજાંઓને નાહિંમત કરનારા વિચારો ન ફેલાવવા જોઇએ, પણ જેમ બને તેમ ઉત્સાહભરેલા, હિંમત આપનારા, અને વ્યવહારમાં તથા પરમાર્થમાં ઉપયોગી થઇ શકે એવા જ વિચારો જાહેર કરવાની ટેવ પાડવી જોઇએ. એ જ હરિજનોનું લક્ષણ છે, એ જ મહાત્માઓની શિખામણ છે, એ જ શાસ્ત્રની આજ્ઞા છે, અને એમાં જ આપણું સૌનું કલ્યાણ છે. માટે કોઇને પણ નાહિંમત કરો મા, પણ તમારા સંબંધમાં આવતાં સૌ માણસોમાં ઉત્સાહ ને પ્રભુપ્રેમ ફેલાવો એ જ અમારી વિનંતિ છે.

---

# ૮૭ : મોજશોખ કરવા સારૂ કરજ કરવું એ મહા પાપ છે

[ 'સ્વર્ગની કુંચી' નં. ૫૧ ]

આપણા શાસ્ત્રનો ઠરાવ છે કે આપણા ઉપર કોઇનું પણ કરજ રાખવું નહિ. કારણ કે જ્યાં સુધી માથે કરજ હોય ત્યાં સુધી સ્વર્ગનાં સુખ ભોગવી શકાતાં નથી આપણા લોકોમાં કહેવત છે કે, જે આપણી પાસે માગતો હોય તેનો બેલ બનીને પણ કરજ ચુકાવવું પડશે. આ કહેવત ઉપરથી આપણા બાપદાદાઓ માનતા હતા કે સાત પેઢી સુધી પણ કરજ ચૂકવ્યા વિના છૂટકો નહિ થાય તેથી છોકરાનાં છોકરાઓ અને તેના છોકરાઓ પણ પોતાના દાદા પરદાદાનાં કરજ ચુકાવતા હતા. એવી આપણા લોકોમાં નીતિ હતી, તેથી કરજ કરતાં માણસો બહુ ડરતા હતા અને પોતાની સ્થિતિ પ્રમાણે કરકસરથી રહેતા હતા; પણ આજે તો મુદતના કાયદાઓ થઈ ગયા છે, લહા લેવાની કોર્ટો થઇ ગઇ છે, દેવાળું કાઢવાની શરમ મુકાઇ ગઇ છે એટલે લોકો કરજ કરતાં ડરતાં નથી. આપણી સરકારે મુદતના કાયદાઓ કાઢયા છે, પણ યાદ રાખજો કે પ્રભુને ત્યા કાંઈ એવા મુદતના કાયદાઓ નથી. ત્રણ વર્ષ ને છ વર્ષ ચાલ્યાં જાય એટલે અહીં આપણે કાયદાથી બચી શકીએ, પણ છ ભવ ચાલ્યા જાય તોપણ કરજ ચૂકવ્યા વિના પ્રભુના કાયદામાંથી– કર્મના કાયદામાંથી છટકી શકીએ તેમ નથી. માટે ભાઇઓ ! બહુ મોજશોખ કરતાં જરા સંભાળજો ! વિલાયતી બીડીઓ ને

વારે વારે ચહા પીતાં જરા વિચારજો ! ઊંચી કિનારીના ધોતિયાં ને બારીક મલમલો વાપરતા પહેલા જરા ખીસું તપાસવાની મેહેરબાની કરજો ! સે ટપોમેટમ ને ઊંચા બૂટ છત્રીઓ વાપરતા તમારી સ્થિતિ તપાસજો ! શરતોમા જુગાર ખેલતા અને બાઇ સીકલો દોડાવતા પહેલા તમારી ચાલુ આવક તપાસજો ! ઈસ્કી ટટ્ટુ થઇ મેળાઓમા ખરીદી કરતા અને વારે વારે નાટકો જોવા જતા પહેલા તમારી ફરજો તપાસજો ! નવા નવા મસાલાવાળી પાનપટીઓ ચાવતા તથા નવી નવી જાતના પીણાઓ પીતા પહેલા તંદુરસ્તીનો વિચાર કરજો ! યુરોપિયનોની વાંદરનકલ કરતા તથા દેખાદેખીના ઉડાઉ ખર્ચો કરતા પહેલા તમારા કુળની આબરૂ તરફ જોજો ! સારૂં લગાડવા સારૂ નાતવરા કરતાં તથા બડેખા બનવા માટે ફોગટના ઉડાઉ ખર્ચો કરતા પહેલાં કરજદાર ન થઇ જવાય એ સંભાળજો ! અને ખોટી ખોટી મોટી મોટી આશાઓમા રહી બાપ મરે બમણા ને ચાચો મરે ચોગણા લખી આપી લાખના બાર હજાર કરતા પહેલા કાઇક જરાતરા વિચાર કરજો

બહેનો ! તમે પણ લૂગડા ઘરેણા સારૂ કરીને સાસરિયા સાથે કજિયા કરતા પહેલા વિચારજો ! આણાપરિયાણા વખતે ભાઇ બાપ સાથે કરિયાવર માટે ખેંચતાણ કરતા પહેલા તેમનું ગજું તપાસજો ! તમારાં સુંદર સાડીઓની ઝલકદાર કોરો અને તમારી ચોળીઓના ફેશનેબલ ફૂમનાઓ સારૂ કરીને ધણીનું લોહી ન પીવાય એ સંભાળજો ! તમારા છોકરાઓને ઝીકના ને જરીના કોટ પાટલૂન બનાવવા સારૂ કરીને તમારા વરને કરજ

કરવું ન પડે એ તપાસજો! રોજ૦ રોજ બદલાતી નવી નવી ફેશનની બંગડીઓ, અને નવી નવી ફેશનનાં કપડાંઓ પહેરી પરીઓ જેવાં થઇને ફરતાં પહેલાં ધણીની આબરૂ ન જાય એનો વિચાર કરજો! અધું અંગ ઉઘાડું દેખાય એવાં બારીક કુમાસનાં કપડાંઓ અને નાટકી ડ્રેસની નકલ કરી સાવળીંગાની પેઠે ચટકમટક ચાલતાં પહેલાં તમારા કુળની આબરૂ તરફ જોજો! ઘરમાં હીંડોળાખાટ ઉપર હીંચકા ખાતાં ખાતાં અને સહીપણીઓ સાથે રમતગમતની વાતો કરતાં કરતાં મનમાં મોજશોખનાં જે જે તરંગો ઊઠે, તેને પોતાની સ્થિતિ વિચારીને કાબુમાં રાખતાં શીખજો! ઘરમાં નવરા બેસી રહી ગામગપાટા હાંકતાં ને સગાંવહાલાંની નિંદા કરતાં જરા વરની પણ દયા ખાજો! તદ્દન તેની જ ઉપર નહિ પડતાં ભરવા ગૂંથવાનું કે લખવા વાંચવાનું શીખી તેને કાંઇ મદદગાર થઇ પડાય તેમ કરજો અને ઉપરછલ્લી મોજશોખ સારૂ કરીને, જરાક લટકોમટકો કરવા સારૂ કરીને, ગેરવાજબી રીતે નાતવરા કરી ધણીને કરજમાં નાંખી નરકની ટિકીટ અપાવતાં પહેલાં પ્રભુને ખાતર કાંઇક વિચાર કરજો! કારણ કે કરજ મહા ભૂરું છે, અને આપણે ત્યાં મુદ્દતના કાયદાઓ તથા લ્હા લેવાની કોર્ટો છે પણ હરિની હજૂરમાં ઇન્સાફની વખતે કાંઇ લ્હા લઇ આપણાથી દેવાળું કહાડી શકાય તેમ નથી અને જમદૂતની પાસે કાંઈ મુદતના કાયદાઓ નથી; માટે ભાઇઓ અને બહેનો! મોજશોખ સારૂ કરજ કરી નરકની ટિકિટ લેતાં પહેલાં તમારા આત્માને અર્થે અને સર્વશક્તિમાન મહાન પ્રભુને અર્થે કાંઇક જરાતરા પણ વિચાર કરજો!

# ૮૮ : ઇશ્વરે આપણને જે આપ્યું હોય તે આપણે બીજાંઓને જો ન આપીએ તો પાપ લાગે છે, કારણ કે આપણે તો પિરસણિયા છીએ જમણવાર કરનાર તો કોઇ બીજો જ ધણી છે

[ 'સ્વર્ગની સડક' નં. ૩૪ મે ]

આ જગતમાં ઘણાં માણસો પાસે ઘણુંએ ધન હોય છે, ઘણાં માણસોને મોટા મોટા અધિકાર હોય છે, ઘણા માણસોમાં શરીરનું બળ હોય છે, ઘણા માણસોમાં બુદ્ધિનું બળ હોય છે, ઘણાં માણસોમાં ધર્મનું બળ હોય છે, ઘણાં માણસોમાં ઘણીક જાતના ચમત્કારો કરવાનું બળ હોય છે, ઘણાં માણસોમાં કોઈ કોઈ જાતના મહાન સદ્ગુણો હોય છે, ઘણાં માણસો ઉપર ઘણી જાતની કૃપા ઊતરેલી હોય છે, અને એ બધું પોતાની જરૂર કરતાં જેટલું વધારે હોય, તે બધું પોતાના બીજા ભાઇબંધોને મદદ કરવાને માટે જ હોય છે. કારણ કે પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છા એવી છે કે. જગતના સૌ જીવો જેમ બને તેમ વધારે ને વધારે સુખી થવા જોઇએ તે સારૂ તેણે કેટલાંક માણસોમાં, કેટલાંક પ્રાણીઓમાં, અને કેટલીક વસ્તુઓમાં

કાંઇક ખાસ ખૂબી મૂકેલી હોય છે, તે ખૂબીઓનો, ગુણોનો, તથા શક્તિઓનો ઉપયોગ કરવાથી ઘણા જીવોને ઘણી જાતની મદદ કરી શકાય છે; અને ઘણા જીવોનું ઘણા પ્રકારનું સુખ વધારી શકાય છે. તેથી દરેક માણસને પોતાની જરૂરિયાત કરતાં ઘણી વધારે શક્તિ આપેલી છે, અને એમ હુકમ કરેલો છે કે, તમારી પાસે જે વધારે શક્તિ છે, તમારી પાસે જે વધારે ઐશ્વર્યં છે, અને તમારી પાસે જે વધારે ઇશ્વરની કૃપા છે તેનો જેમ બને તેમ બીજાંઓને લાભ આપો. કારણ કે તમારી પાસે તમારા ઉપયોગ કરતાં જે કાંઇ વધારે શક્તિ છે, તે નકામી રાખી મૂકવા માટે નથી, પણ એ શકિતનો ઉપયોગ કરીને તેમાંથી તમે આગળ વધો અને તમારા બન્ધુઓને તેનો લાભ આપી તમે પ્રભુના કૃપાપાત્ર થાઓ તે સારૂ, તમોને એ શક્તિ આપવામાં આવેલી છે. માટે તમારામાં જે ગુણ હોય અથવા તમારામાં જે શકિત હોય તેનો બીજાંઓને લાભ આપવામાં જરા પણ લોભ કરશો મા ! કારણ કે તત્ત્વ સમજવાવાળા મહાત્માઓ એમ કહે છે કે,—

બન્ધુઓ ! તમે તો પિરસણિયા છો, માલ તો કોઇક બીજાનો જ છે. જેમ કોઇ મોટો શેઠિયો નાત જમાડતો હોય ને તેમાં ઘણી ચીજો હોય, તેમાંથી કોઇ રસોઇઓ જલેબી પીરસતો હોય, કોઇ મોહનથાળ પીરસતો હોય, કોઇ ઘેબર પીરસતો હોય, કોઇ બરફી પીરસતો હોય, કોઇ મેસુબ પીરસતો હોય, કોઇ ભજીયાં પીરસતો હોય, કોઇ ખમણઢોકળાં પીરસતો હોય, કોઇ ચટણી પીરસતો હોય, કોઈ સંભારિયાં

શાક પીરસતો હોય, કોઇ દૂધ પીરસતો હોય, કોઇ પાણી આપતો હોય, અને કોઇ પાનબીડાં આપવાનું કામ કરતો હોય. તે રસોઇયાઓ જો પીરસવામાં ગફલત કરે અને જમનારાંઓને જે ચીજ જોઇતી હોય તે ચીજ આપે નહિ તો એ ઘણું જ ખોટું કરે છે, તેમ જ પ્રભુએ કૃપા કરીને આપેલા ગુણો તથા શક્તિઓનો જે માણસો પોતાના બીજા બંધુઓને લાભ આપતા નથી તેઓ પણ ઘણી જ મોટી ભૂલ કરે છે. અને યાદ રાખજો કે એમ કરવું એ માત્ર ભૂલ જ નથી પણ એમ કરવું એ બહુ જ મોટું પાપ છે. કારણ કે આપણામાં જે કાંઇ ગુણો હોય, જે કાંઇ લાયકાત હોય, કે જે કાંઇ સમૃદ્ધિ હોય તે બધો પ્રભુનો માલ છે, અને તે પીરસવા સારૂ પ્રભુએ આપણને હુકમ કરેલો છે. માટે આપણે આપણી પાસેના માલના પ્રમાણમાં બહુ છૂટથી પીરસવું જોઇએ; પણ એવી રીતે પીરસવાને બદલે જો લોભ કરીએ, અને આપણી પાસે વસ્તુઓ પડી હોય છતાં પણ ભૂખ્યાં તથા નોતરેલાં માણસોને આપીએ નહિ તો એ ઘણુંજ ખોટું કહેવાય, ને એમ કરનાર પિરસણિયાએ પોતાના માલીકનું અપમાન કરેલું કહેવાય. માટે બંધુઓ ! વિના કારણ એવી ભૂલમાં ને એવા પાપમાં પડયા રહેશો મા ! પણ જેમ બને તેમ પ્રભુએ આપેલી શક્તિ તથા સદ્ગુણો તમારા બંધુઓમાં ખૂબ છૂટથી પીરસાય તેમ કરજો, કારણ કે એમાં જ પ્રભુ રાજી છે, ને એમાં જ તમારૂં કલ્યાણ છે.

---

# ૮૯ : મારું અધૂરાપણું

[ 'સ્વર્ગનું અમૃત' નં. ૬૮ ]

પ્રથમ કોઈ કોઈ વખત મારા મનમાં એમ લાગી આવતું કે મારા વહાલાને અર્થે હું બહુ જ સહન કરું છું છતાં પણ તે મારાથી બેદરકાર રહે છે આવા વિચારોથી મારો પ્રેમ કાંઈક ઢીલો પડતો, મારી શ્રદ્ધા કાંઈક મોળી પડતી, મારો પુરુષાર્થ કાંઈક ઓછો થતો અને મારું અભિમાન કાંઈક વધતું હતું. પરિણામે મને જે લાભ થવો જોઈએ તે થતો નહોતો. એ જોઈને મારા વહાલાએ એક દિવસ મને ચેતવ્યો કે,

ઓ નાલાયક! બોલ તું શું કહે છે? મહાદેવને પાણીનો લોટો ચડાવ્યો એનો તું બદલો માગે છે પણ મેં તને મનુષ્ય અવતાર આપ્યો એ માટે તુ મને શું આપે છે? તેં અગિયારસને દિવસે ફરાળ કર્યું એનું અભિમાન કરે છે, પણ મેં તારે માટે ચંદ્ર સૂર્ય બનાવ્યા એ માટે તું મને શું આપે છે? તેં સંક્રાન્તિ કે ગ્રહણને દિવસે જરાતરા દાન કર્યું એનો તું બદલો માગે છે, પણ મેં આખી જિંદગી સુધી તારા એકનું જ નહિ પણ તારાં બધાં કુટુંબનું પોષણ કર્યું એ માટે તું મને શું આપે છે? તેં યાત્રા કરી એ માટે તું મારી પાસેથી બદલો માગે છે, પણ મેં તને તંદુરસ્તી આપી એ માટે તું મને શું આપે છે? તારા શરીરના આરોગ્ય સારૂ તું નાહ્યો ધોયો ને ટીલાંટપકાં કર્યાં એનો તું મારી પાસેથી બદલો માગે છે, પણ મેં તને આંખ, નાક, કાન, જીભ વગેરે ઇંદ્રિયો આપી એ માટે તું મને શું આપે છે? તેં મારી કથા સાંભળી એ માટે તું

બદલો માગે છે, પણ મેં તને રૂડાં માબાપને પેટે જન્મ આપ્યો એ માટે તું મને શું આપે છે? તેં મારા નામનું સ્મરણ કર્યું એ માટે તું મારી પાસેથી બદલો માગે છે, પણ મેં તારે ખાતર વરસાદ વરસાવ્યો એ માટે તું મને શું આપે છે? તારા આત્માના કલ્યાણ માટે તું મંદિરમાં ભક્તિ કરવા ગયો એ માટે તું મારી પાસે બદલો માગે છે, પણ મેં તારે ખાતર મહાસાગર અને આકાશના તારાઓને કબજામાં રાખેલા છે એ માટે તું મને શું આપે છે? તું કોઈ વખત જરા તારા કામ ક્રોધ કે લોભને રોકે છે, એ માટે તું મારી પાસેથી બદલો માગે છે, પણ મેં તને બુદ્ધિરૂપી મહાન શક્તિ આપેલી છે એ માટે તું મને શું આપે છે? તેં તારા ઠાકોરજી સારૂ ફૂલની માળા બનાવી અથવા કાંઈ ખર્ચ કર્યું એ માટે તું મારી પાસેથી બદલો માગે છે, પણ મેં તારા માટે આખી પૃથ્વી ફળદ્રુપ બનાવી એ માટે તું મને શું આપે છે? તેં તારા દેવ પાસે ધૂપ દીવો કર્યો કે નૈવેદ્ય ધર્યું એનો તું મારી પાસે બદલો માગે છે, પણ આ જિંદગીમાં સુખ મેળવવા સારૂ તથા મરણ પછી મોક્ષ મેળવવા સારૂ મેં તને અનેક સાધનો આપેલાં છે એ માટે તું મને શું આપે છે? અને તું પાળી તો શકતો નથી, છતાં પોથીપંડી જ્ઞાનની વાતો કરી શકે છે એ માટે તું મારી પાસેથી બદલો માગે છે, પણ મેં તને જિંદગી આપેલી છે એ માટે તું મને શું આપે છે?

તું કહે છે કે મેં આમ કર્યું ને મેં તેમ કર્યું, પણ જરા વિચાર તો કર કે તેં કર્યું ક્યાંઈ? દાતાર તું બને છે પણ માલ ક્યાંથી આવ્યો?

---

# ૯૦ : મારું મિથ્યાભિમાન

[ 'સ્વર્ગનું અમૃત ' નં. ૬૯ ]

પ્રથમ ઘણી વખત હું મારા દોસ્તોમાં બેઠો બેઠો વાતો કરતો કે, મેં તો ઘણુંએ કર્યું છે. ત્રણવાર તો યાત્રા કરી, બે ચાર વખત નાતો પણ જમાડી, વ્રતો કરવામાં પણ ઊણપ રાખી નથી, અને સત્સંગ કરવામાં પણ કાંઇ બાકી નથી રાખ્યું. એ સાંભળીને સૌ મારાં વખાણ કરતાં અને હું મનમાં મનમાં ફૂલાયા કરતો તથા એમ માન્યા કરતો કે હું બહુ ભારે કરું છું. પણ આવાં અભિમાનને લીધે હું નીચે પડી જતો હતો. તેમાંથી બચાવી લેવા માટે એક દિવસ સત્સંગ વખતે મારા વહાલાએ એક મહાત્માના મુખ દ્વારા મને કહ્યું કે, તારાં કામો સામે તું શું જુએ છે ? તારી માંગણીઓ સામે જો ! તેં થોડાક બ્રાહ્મણો જમાડયા એ સામે શું જોઇ રહ્યો છે ? પણ તારા મનમાં સ્વર્ગ મેળવવાની ઇચ્છા છે એ સામે જો ! અને પછી વિચાર કર કે તેં થોડાક બ્રાહ્મણો જમાડયા એ મોટી વાત છે કે એના બદલામાં પ્રભુ તને સ્વર્ગ આપશે એ મોટી વાત છે ? તેં થોડીક માળા ફેરવી એ મોટી વાત છે કે એના બદલામાં પ્રભુ તને જમના દંડમાંથી ને નરકની આગમાંથી બચાવી લેશે એ મોટી વાત છે ? તેં થોડાક અપવાસ કે એકટાણાં કર્યાં હશે એ મોટી વાત છે કે એના બદલામાં અમરપણું મેળવવાની આશા રાખવી એ મોટી વાત છે ? તું તારી સગવડતા પ્રમાણે કોઇક તીર્થોમાં નાહ્યો હશે એ મોટી વાત છે કે એના બદલામાં

મનુષ્ય મટીને દેવ બનવાની આશા રાખવી એ મોટી વાત છે ? કોઇ કોઇ બાબતમાં કોઇ કોઇ વખતે થોડી થોડી વાર તારા મનને માંડમાંડ તેં રોકયું હશે એ મોટી વાત છે કે એના બદલામાં હરિની હજૂરમાં રહેવાની ઇચ્છા રાખવી એ મોટી વાત છે ? સંજોગને આધારે દર્શન કરવા કે પ્રાર્થના કરવા તું મંદિરોમાં જતો હશે એ મોટી વાત છે કે એના બદલામાં ઇશ્વરી ઐશ્વર્ય મેળવવાની ઇચ્છા રાખવી એ મોટી વાત છે ? તારા મનને રાજી રાખવા સારૂ શાસ્ત્ર તથા મહાત્માઓના સત્સંગથી તેં થોડી ઘણી પ્રભુની લીલાની વાતો જાણી હશે એ મોટી વાત છે કે એના બદલામાં જન્મમરણના ફેરામાંથી છૂટવાની આશા રાખવી એ મોટી વાત છે ? અને તને રૂપિયો મળ્યો હોય ત્યારે પૈસો ધર્મમાં ખર્ચ્યો હોય અથવા કાંઇ કાયાનાં કષ્ટ કર્યાં હોય એ મોટી વાત છે કે એના બદલામાં મોક્ષ મેળવવાની ઇચ્છા રાખવી એ મોટી વાત છે ? ટાંચણી આપીને રાજ્ય મેળવવાની ઇચ્છા રાખવી ને તેમ છતાં ટાંચણી આપ્યાનું અભિમાન કર્યા કરવું, એ ધર્મ કઈ જાતનો ? અને એ ભક્તપણું કેવું ? વાહરે વાહ ! વાલમભાઇ, તારી ખૂબી તો તારી જ પાસે છે હોં ! દુનિયાને ઠગે છે એમ પ્રભુને પણ ઠગાતો હશે કાં ? જો ડાહ્યો હોય, તો તારા નાનાં નાનાં ધર્મનાં કામો સામે ન જો અને એનું અભિમાન ન કર; પણ તારી મોટી ઇચ્છાઓ સામે જો અને એના પ્રમાણમાં તું કાંઇ પણ કરી શકતો નથી એમ સમજી જઇને દીનતાપૂર્વક વારંવાર જિગરમાંથી રો ! એમ કરીશ ત્યારે જ તારો આરો આવશે; પોતાનાં વખાણ સાંભળ્યે આરો નહિ આવે.

---

## ૯૧ : કોઇ મને દીનતા શીખવો

[ 'સ્વર્ગનું અમૃત' નં. ૩૫ ]

બંધુઓ ! હવે મેં મારી જિંદગી બદલી છે, હવે મારો નવો અવતાર થયો છે, હવે હું દ્વિજ થયો છું. હવે મારે નવા પાઠ શીખવા છે. આજે મને દીનતાનો પાઠ શીખવાનું મન થયુ છે. કારણ કે હવે હું જોઇ શકું છું કે મારી ચાલમાં અભિમાન છે, મારા ચહેરામાં અભિમાન છે, મારી વાણીમાં અભિમાન છે, મારા વિચારોમાં અભિમાન છે, મારા મનમાં અભિમાન છે, મારી બુદ્ધિમાં અભિમાન છે, અને મારા કામકાજમાં અભિમાન છે વળી મારા સૂવામાં અભિમાન છે, મારા ઊઠવામાં અભિમાન છે, મારા ખાવાપીવામાં અભિમાન છે, મારા દોસ્તો માટે મને અભિમાન છે, મારા મોજશોખ માટે મને અભિમાન છે, મારા ઘર માટે મને અભિમાન છે, મારા શરીર માટે મને અભિમાન છે, મારા ગુણ માટે મને અભિમાન છે અને મારી ભક્તિ માટે પણ મને અભિમાન છે, એટલું જ નહિ પણ મારી જિંદગીની દરેક બાબતમાં જોઇએ તે કરતાં વધારે અભિમાન ઘૂસી ગયું છે.

એ મિથ્યાભિમાનને લીધે હું નીચે પડી જાઉં છું, એ અભિમાનને લીધે હું નાલાયક થઈ જાઉં છું. એ અભિમાનને

લીધે મારું કર્યું-કારવ્યું ધૂળમાં મળી જાય છે, અને એ અભિમાનને લીધે હું નરકમાં રહી જાઉં છું. એ વાત હવે મને સમજાઇ છે, માટે હું દીનતા શીખવા ઇચ્છું છું.

હવે મને સમજાય છે કે જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ ઊંચું ચઢાતું જાય છે, જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ આપણામાં ગુણો વધતા જાય છે, જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ આપણી આડે આવતા પડદાઓ ખસતા જાય છે, જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ આપણા હૃદયનો ભાર હલકો થતો જાય છે, જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ આપણને વધારે વધારે અંતરનો આનંદ મળતો જાય છે, જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ આપણા પાપ કપાતાં જાય છે, અને જેમ જેમ આપણામાં દીનતા આવે તેમ તેમ આપણે ઇશ્વરની વધારે નજીક જઇ શકીએ છીએ. મને દીનતા શીખવો; કેમકે ઈશ્વર તરફ ખેંચાવાનું કુદરતી આકર્ષણ અને પ્રારબ્ધ કર્મને બાળી નાખનારો જ્ઞાનાગ્નિ દીનતામાંથી જ પ્રકટ થાય છે, એટલું જ નહિ પણ પરમાત્મા સાથે આત્માનું ઐક્ય દીનતા વડે જ થાય છે, માટે દીનતા મેળવો !

---

# ૯૨ : મોટાઈનું અભિમાન નહીં કરો ! તમારા ગામમાં કે તમારી નાતમાં તમે મોટા હશો, પણ જગતની અંદર તમે કાંઇ બિસાતમાં નથી

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૫૭ ]

એક શ્રીમંતે કોઇ જ્ઞાની સંન્યાસીને પોતાને ઘેર જમવા બોલાવ્યો. પછી તે સંન્યાસીની સાથે તે શેઠ પોતાના વૈભવની ને મગરૂરીની વાતો કરવા લાગ્યો ને બતાવવા લાગ્યો કે, આ વાડી મારી છે, સામેનો બંગલો મારો છે, ફલાણી મિલ મારી છે, તેની પાસેનું તળાવ અમારૂં છે. માથેરાનમાં અમારો બંગલો છે. દ્વારિકામાં અમારી વાડી છે. આ બાજુની ચાલી લેવાનો વિચાર છે, એવી એવી રીતની વાતોથી પોતાની બડાઈ બતાવવા લાગ્યો. સંન્યાસી ત્યાગી ને જ્ઞાની હતો, તેથી તેને આવી વાતો રૂચી નહીં. તેને લાગ્યું કે, આ માણસ બહુ અભિમાની છે. ઇશ્વરના અખૂટ વૈભવમાંથી તેને માત્ર અણુના પણ અણુ જેટલું મળ્યું છે, તે પણ જીરવી શકતો નથી. તેને કાંઇ

એ બાબતમાં સમજાવવો જોઇએ ગૃહસ્થોને ઘેર સાધુઓ જાય તેનું ફળ એ જ હોવું જોઇએ કે, કાંઇ ને કાંઇ ધર્મનું રહસ્ય બતાવવું, ને તેમને શ્રદ્ધા-ભક્તિમાં લાવવા. પણ આજના વખતના કડક મિજાજના તુમાખી શેઠિયાઓ ગરીબ સાધુઓનાં કઠિન વચનો સાંખી જાય તેવા મજબૂત મનવાળા નથી હોતા, માટે તેઓને તો યુક્તિ પ્રયુક્તિથી સમજાવવા જોઇએ એમ ધારી તે સંન્યાસીએ ચાલતી વાત ફેરવી નાખીને તે શેઠનો છોકરો ત્યાં માસ્તર પાસે નકશો શીખતો હતો તેને પૂછયું કે, એ શું છે? ત્યારે છોકરાએ કહ્યું કે પૃથ્વીનો નકશો. સંન્યાસી-એ પૂછયું, તેમાં હિન્દુસ્તાન કયાં છે? છોકરાએ તે બતાવ્યું. સંન્યાસીએ કહ્યું, એવડા બધા મોટા નકશામાં હિંદુસ્તાન એવડું? છોકરાએ કહ્યું, હા મહારાજ, આખી પૃથ્વીની આગળ હિંદુસ્તાનની શું બિસાત! મહારાજે કહ્યું, એ નકશામાં મુંબઇ કયાં આવ્યું? છોકરાએ એક બિંદુ બતાવ્યું, ને કહ્યું કે એ મુંબાઇ. મહારાજે કહ્યું, મુંબાઈમાં તારા બાપની મિલ કયાં છે તે નકશામાં બતાવ! છોકરો મહારાજની સામું જોઇ રહ્યો, ને કહ્યું કે એ તો એમાં નથી. મહારાજે કહ્યું કે, એવડી મોટી મિલ ને એવડો મોટો વાડી બંગલો એમાં નથી કેમ? છોકરાએ કહ્યું મહારાજ! પૃથ્વીના નકશામાં હિંદુસ્તાન એક બેર જેવું છે, ને હિંદુસ્તાનમાં મુંબાઇ એક મીંડા જેવું છે, તેમાં અમારો બંગલો કયાંથી હોય? દુનિયાની આગળ અમારો બંગલો શું બિસાતમાં?

મહારાજે શેઠ સામું જોઇને કહ્યું, જોયું શેઠજી! આ

તમારો છોકરો શું કહે છે ? દુનિયાના એક બિંદુનું તમે એક પરમાણુ પણ નથી, ને તેમ છતાં પણ તમે કેટલું બધું અભિમાન રાખો છો ? તમારા મૃત પાસે તમે ગમે એટલા મોટા થાઓ, પણ જગતના હિસાબમાં ને પ્રભુ પાસે તમે કાંઇ પણ બિસાતમાં નથી; માટે ખોટી ખુમારી ન રાખો ! જો જગતમાં મોટું થવું હોય, ને પ્રભુ પાસે રૂડા થવું હોય તો તે દાન કરવાથી-પરમાર્થ કરવાથી થઇ શકશે; મારૂં મારૂં કરવાથી નહીં. અહંકારને તો પ્રભુ આસુરી ભાવ કહે છે. ગીતાજીમાં પ્રભુએ કહ્યું છે કે,

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारूष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥
અ. ૧૬ શ્લો. ૪.

અર્થ-હે અર્જુન, દંભ, દર્પ, અહંકાર, ક્રોધ, પારૂષ્ય, અને અજ્ઞાન એ આસુરી સંપત્તિ છે. એવી આસુરી સંપત્તિમાં ફસાઇ જવાથી સાચી ભક્તિ થઇ શકે નહીં. માટે કોઇ પણ નાશવંત ચીજનું અભિમાન નહીં કરવું જોઇએ.

આ સાંભળીને તે ગૃહસ્થ શરમાઇ ગયો. તેણે પોતાની ભૂલ ખુલ્લી રીતે જોઇ લીધી, એટલે હવે પછી એવી ભૂલ ન થાય તેની તજવીજ રાખવા લાગ્યો. આપણે પણ એવી ભૂલોથી-- એવાં પાપોથી બચવા યત્ન કરવો જોઇએ.

---

# ૯૩ : જેઓ માનના બહુ ભૂખ્યાં હોય છે તેઓ કેવાં હોય છે તેનો એક નમૂનો

[ 'સ્વર્ગની સડક' નં. ૯૧ ]

સો વરસ પહેલાં આપણા દેશમાં બહુ મોટાં મોટાં કુદરતી જંગલો હતાં. એ જંગલોમાં વાઘ, વરૂ વગેરે ઘણાંએ હિંસક પ્રાણીઓ રહેતાં હતાં. તે જંગલોની અંદર થોડા થોડા ગાઉને છેટે નાનાં નાનાં ગામડાંઓ હતાં. એ ગામડાંઓમાં વાઘનો ઉપદ્રવ બહુ હતો. ઘણી વખત ગામની અંદર વાઘ આવી જતો, અને કોઇનાં બકરાં, ઘેટાં, વાછડાં કે કૂતરાંને ઉપાડી જતો તે વખતે કોઇ કોઇ બહાદુર માણસો વાઘને મારી નાખતા, અગર ઘણાં માણસો ભેળાં થઇ તેને ભગાડી મૂકતાં.

એક વખત એવા ગામડામાં એક વાઘ આવ્યો અને એક ભરવાડના ફળિયામાં બાંધેલા વાછડા ઉપર તલપ મારી. એ વખતે તે ભરવાડ પોતાના ઘરમાં બેઠો બેઠો રોટલો ખાતો હતો, અને તેની બાઇડી આંગણામાં ઊભી ઊભી કુહાડી વતી લાકડાં ફાડતી હતી તે બાઇએ વાઘને વાછડા ઉપર હુમલો કરતો જોયો, અને વાઘનું બધું જોર તથા બધું ધ્યાન પોતાના શિકાર ઉપર રોકાયલું હતું. તે જોઇ એ બાઇએ વાઘને કુહાડાના ત્રણ ચાર ઘા ઉપરાઉપરી એકદમ મારી લીધા, તેથી વાઘ નીચે પડી ગયો વાઘને જોઇને એ બાઇનો ધણી બી ગયો, તેથી રોટલો ખાવો છોડી દઇ ઘરના મેડા ઉપર ચડી ગયો, અને ધ્રૂજવા લાગ્યો. એટલામાં તેણે જોયું કે, પોતાની બાઇડીએ તો બહુ બહાદુરી

કરી હતી, અને વાઘને કુહાડે કુહાડે મારતી હતી. તે જોઇને પોતે મેડા ઉપર ઊભે ઊભે બીતે બીતે ને ટાંટીયા ધ્રૂજતે કહ્યું કે, સાબાશ ! સાબાશ ! તેં ખૂબ હિંમત રાખી છે, ને બહુ બહાદુરી કરી છે. હવે બે ત્રણ ઘા માથા ઉપર માર, એટલે વાઘ તુરત જ મરી જશે. તેની કેડ તો ભાંગી ગઇ છે, હવે માથું ભાંગી નાંખ ! ડર મા હો, લગાવી દે ! ખૂબ જોરથી માર ! આ પ્રમાણે મેડામાં ઊભે ઊભે વાતો કરવા લાગ્યો. બાઇડીએ માથા ઉપર કુહાડાના બે ઘા માર્યા તેથી તે વાઘ મરી ગયો. એ પછી તે ભરવાડ મેડા ઉપરથી નીચે ઊતર્યો, અને જાણે પોતે બહુ મરદાઇ કરી હોય તેમ એ વાઘ સામે જોવા લાગ્યો એ પછી. વાઘના કાન તથા પૂંછડું તેણે કાપી લીધાં, અને પૂંછડું પોતાનાં ગળામાં વીંટયું અને કાન હાથમાં લઇ ગામમાં ફરવા ચાલ્યો, અને જે લોકો સામા મળે તેને કહેવા લાગ્યો કે, જુઓ ! આ બહુ મોટા વાઘને મેં મારે આંગણે મારી નાખ્યો. એ સાંભળીને બધા લોકો તેનાં વખાણુ કરવા લાગ્યા, તેથી તે મનમાં મનમાં ફુલાવા લાગ્યો, અને છાતી કાઢી ગામના બજારમાં વાઘની પૂંછડી લઇને ફરવા લાગ્યો.

બંધુઓ ! જે માણસો માનના ભૂખ્યાં હોય છે ને તેમ છતાં પોતાની અંદર કામ કરવાનું ખરેખરૂં બળ હોતું નથી તે માણસો આવી જાતનાં હોય છે. તેઓ કોઇકનાં કરેલાં સારાં કામોનું માન પોતે ખાટી જાય છે. કોઇકે કરેલી બહાદુરીનો ટોપલો પોતાની ઉપર લઇને ફરે છે, અને પોતાનાથી કાંઈ ન બનતું હોય છતાં પણ બધું અમે કરીએ છીએ એવો દેખાવ

ને એવો ડોળ કર્યા કરે છે. પણ યાદ રાખજો કે, એમ કરવું એ ઘણું જ ખરાબ છે, અને એ બહુ જ મોટું પાપ છે. કારણ કે જેમ કોઇનું ધન ચોરી લેવું એ પાપ છે તેમ જ કોઇનું માન ચોરી લેવું એ પણ બહુ મોટી ચોરી છે, ને તે પણ પાપ છે. તેમ છતાં આપણે સૌ થોડુંઘણું એ જાતનું પાપ કરીએ છીએ, અને તેમ છતાં જાણતા નથી કે આ અમારાથી પાપ થાય છે. પણ યાદ રાખજો કે, જાણ્યે અજાણ્યે આવી જાતની ભૂલો આપણાથી વારંવાર થયા કરે છે. એથી જે માન બીજા ખરેખરા હકદારને મળવું જોઇએ તે માન આપણે લઇએ છીએ. જે ભલા માણસનાં વખાણ કરવા જોઇએ ને કરાવવાં જોઇએ તેને બદલે આપણે આપણાં વખાણ કરીએ છીએ તથા કરાવીએ છીએ. અને જે બાબત સાથે આપણને સીધી રીતે સંબંધ ન હોય તથા જે કામમાં આપણે ખરી રીતે મહેનત ન લીધી હોય તેવા કામનું માન પણ જ્યારે આપણને મળે ત્યારે આપણે રાજી થઇએ છીએ, પણ જરા વિચાર તો કરો કે, એવી રીતે ફુલાવાનો આપણને શું હક છે ? કોઇકને આપવાનું માન લઇ લેવાનો આપણને શું હક છે ? યાદ રાખજો કે, આમ કરવું એ ચોખ્ખે ચોખ્ખી અને મોટામાં મોટી ચોરી છે. માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો ! ખોટા માનમાં ન પડયું રહેવાય એ સંભાળજો, અને માનની ભૂખ સારૂ, માનના લોભ સારૂ, અને માનની આશાએ બીજા કોઇને ગેરઇન્સાફ ન થાય એ સંભાળજો !

---

## ૯૪ : દેવ અને ઇશ્વરનો સંબંધ કેવો છે તે તમે જાણો છો ?

[ 'સ્ત્રીઓનું સ્વર્ગ ' પૃ. ૧૯ ]

દેવો હમેશાં દર પળે પ્રભુની આધીનતા ચાહે છે. દીનતા એ જ તેઓનું જીવન છે અને આધીનતા એ જ તેઓનું કર્તવ્ય છે. પ્રભુની હજૂરમાં માનપૂર્વક હાથ જોડીને તેઓ પ્રભુના હુકમની વાટ જોતાં જ બેઠેલા હોય છે. તેઓમાં હું પણું કે પોતાપણું હોતું નથી. કયારે પ્રભુ અમોને હુકમ ફરમાવે અને કયારે અમે તે બરાબર રીતે બજાવીએ, એ જ ભાવના તેઓના મનમાં રમતી હોય છે. તેઓને કોઇ પણ જાતના સુખની કમી હોતી નથી અને તોપણ તેઓનો આનંદ તો પ્રભુના સ્વરૂપનું ધ્યાન ધરવામાં અને પ્રભુના દર્શનમાં જ હોય છે. પ્રભુની ઇચ્છા એ જ તેઓની ઇચ્છા, પ્રભુનો હુકમ એ જ તેઓનું કર્તવ્ય; પ્રભુનાં દર્શન એ જ તેઓનું સુખ અને પ્રભુમાં તન્મય થઈ જવું એ જ તેઓની સાર્થકતા છે, પ્રભુના હુકમો પાળવા સિવાય બીજું કાંઇ તેઓ જાણવા ચાહતા નથી, એટલું જ નહીં પણ પોતાનું પોતાપણું પણ તેઓ ભૂલી —

ગયેલા હોય છે. આવી દીનતા અને આવી આધીનતાને લીધે જ તેઓ દેવ છે, અને તે સારૂ જ શાસ્ત્રોમાં પ્રભુએ દેવોને મોટા તથા પૂજનીય ગણેલા છે.

દેવો જ્યારે આવો ઉત્તમ સેવકભાવ રાખે છે ત્યારે પ્રભુ તેમને માટે શું કરે છે એ તમને ખબર છે ? પ્રભુ દેવોના સુખને માટે હમેશાં તત્પર રહે છે. દેવોને માટે તેણે સ્વર્ગ બનાવેલું છે, દેવોને માટે તેણે મનવાંચ્છિત ભોગો આપનારાં કામધેનુ ને કલ્પવૃક્ષ બનાવેલાં છે, અને દેવોના સુખને માટે તે અવતાર લે છે. દેવો જ્યારે ઊંઘે છે ત્યારે તેમની આધીનતાથી ખુશી થઇને પ્રભુ તેમની ચોકી કરે છે; દેવો જ્યારે પ્રભુના ગુણ ગાય છે ત્યારે પ્રભુ પોતે તેમની પાસે નાચે છે; દેવો જ્યારે બેસે છે ત્યારે પ્રભુ તેમની પાસે તેમનાં સુખોની સગવડને માટે ઊભો રહે છે; દેવો જ્યારે ચાલવા ઇચ્છે છે ત્યારે પ્રભુ તેમને તેડી લે છે અને દેવોની જ્યારે ખાવાની ઇચ્છા થાય છે ત્યારે ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ પ્રભુ તેમને પૂરી પાડે છે. ટૂંકામાં એ જ કે દેવોને સુખી જોઇને રાજી થવું અને દેવોના સુખને માટે મહેનત કર્યા કરવી એ પ્રભુનો આનંદ છે. આવો સેવ્ય-સેવકનો ઇશ્વર અને દેવ વચ્ચે સંબંધ છે અને તે જ સંબંધ આ દુનિયામાં સ્ત્રી-પુરૂષ વચ્ચે હોવો જોઇએ; એટલે કે જેમ દેવો પ્રભુને માટે કરે છે તેમ સ્ત્રીઓએ પોતાના પતિ માટે કરવું જોઇએ, અને જેમ પ્રભુ દેવોને માટે કરે છે તેમ પતિએ પોતાની પત્ની માટે કરવું જોઇએ. એમ આર્યશાસ્ત્રની આજ્ઞા છે, અને એ ઇશ્વરની ઇચ્છા છે.

## દેવોમાં મોટા નાનાપણું

આપણામાં જેમ નાની મોટી ઉમર ઉપરથી તથા વધતી ઓછી સત્તા ઉપરથી નાનામોટાપણું કહેવાય છે તેમ સ્વર્ગમાં નથી. ત્યાં તો જેનામાં વધારે દીનતા અને વધારે આધીનતા હોય તથા જેનામાં વધારે શ્રદ્ધા અને વધારે પ્રભુપ્રેમ હોય તે જ મોટા કહેવાય છે. કારણ કે દેવોનું દેવત્વ દીનતામાં અને પ્રભુ-પ્રેમમાં જ છે. તેમ જ અહીં પણ સમજવાનું છે કે, જે સ્ત્રીમાં પતિપ્રેમ વધારે હોય અને આધીનતા વધારે હોય તે જ ખરી સ્ત્રી છે, તે જ મોટી છે અને તે જ અહીં તથા સ્વર્ગમાં પણ વંદનીય છે. કારણ કે એવી સ્ત્રીઓ પ્રભુની કૃપાપાત્ર ગણાય છે, અને યાદ રાખજો કે, પ્રભુની કૃપા ભાગ્યશાળીઓને જ મળે છે.

# ૯૫ : સ્ત્રીઓ વિના પુરૂષોની સ્થિતિ કેવી હોય ?

[ 'સ્ત્રીઓનું સ્વર્ગ' પૃ: ૩૧ ]

અનુભવી વિદ્વાનો કહે છે કે, સ્ત્રીઓ વિના પુરૂષોની સ્થિતિ ચારયા વિનાનાં પશુઓનાં બચ્ચાં જેવી હોય છે. તમારે ત્યાં પેલો વ્રજવાસી ટોપીવાળો, અર્ધો ગાંડા જેવો જુવાનિયો આવે છે તેની સ્થિતિ તમે નથી જોતાં ?

મેં કહ્યું, કોણ ? બંસી ?

હા, હા, એ ચકરમને તમે ક્યાં યાદ કીધો ? આખો દિવસ બાઇડીની જ વાતો અને વહુના જ ખ્યાલો ! મને તો લાગે છે કે, આખો દિવસ બાઇડી બાઇડી કરતાં કોઈક દિવસ તે બિચારો ગાંડો થઇ જશે.

મહારાજે કહ્યું, એમ થાય તો એમાં કાંઇ નવાઈ નથી. કારણ કે કુદરતી રીતે પુરુષોને એક વિસામાની જગ્યા જોઇએ છે, એ જગ્યા તે લગ્નસ્નેહ છે. એ જગ્યા તે સ્ત્રી છે. માટે જ્યાં સુધી તે ન મળે ત્યાં સુધી તેનું મન ક્યાંઇ ઠરે નહીં. ભલે તેઓને સારામાં સારા દોસ્તો મળે, સારામાં સારા ગ્રંથો મળે, મનમાનતી દોલત મળે, બેસુમાર વૈભવો મળે, તથા ગમે તો

રાજ્ય મળે અને ઘણીખમા ઘણીખમા થઇ રહે, તોપણ એવી હજારો ચીજોથી પણ સ્ત્રી વિના તેમનું મન તૃપ્ત થતું નથી. ગમે એટલું જ્ઞાન મેળવે, સ્વર્ગના વિમાનો મળે અને દેવતાઇ ભોગો મળે તોપણ એ બધાથી પણ સ્ત્રી વિના પુરુષ શાંતિ પામી શકતો નથી. જ્યારે તે સ્ત્રીનું હસતું મોઢું જુએ અને બે ઘડી સ્ત્રીની વાતો સાંભળે, ત્યારે જ તેને અંતરમાંથી આનંદ થાય છે. રહેવાને ઘર ન હોય, પહેરવાને વસ્ત્ર ન હોય અને ખાવાને અન્ન ન હોય તોપણ, કંદમૂળ ખાઇને પણ અને ભીખ માગીને પણ લાયક સ્ત્રીની સાથે પુરુષ સુખથી રહી શકે છે, અને સ્ત્રીની સોબતમાં રહે એટલો વખત પોતાનાં બધાં દુઃખો તે ભૂલી જાય છે. એટલું જ નહીં પણ પુરુષને કદી સ્વર્ગનું રાજ્ય મળ્યું હોય અને સ્ત્રી ન મળી હોય તો એ સ્વર્ગનું રાજ્ય પણ તેને સ્ત્રીના જેટલો આનંદ આપી શકતું નથી. એવા સેંકડો જાણીતા દાખલાઓ છે કે, સ્ત્રીને ખાતર શ્રીમંતોએ શ્રીમંતાઇ છોડી દીધેલી છે, સ્ત્રીને ખાતર રાજાઓએ રાજ્ય છોડી દીધેલાં છે અને સ્ત્રીને ખાતર સાધુઓએ સાધુપણાં છોડી દીધેલાં છે. બેટી, આ બધું શા માટે ? એનું કારણ એ જ છે કે, પ્રકૃતિથી જ પુરુષોના આનંદનું સ્થાન સ્ત્રી છે. પ્રભુએ પુરુષોની રચના જ એવી કીધી છે કે, સ્ત્રીના પ્રેમ વિના પુરુષોથી આનંદ ભોગવી શકાય જ નહીં. માટે જ આપણાં શાસ્ત્રોમાં સ્ત્રીને અર્ધાંગના કહેલી છે. કારણ કે પુરુષોનું અરધું અંગ જ સ્ત્રી છે. એટલે સ્ત્રી વિનાનો પુરુષ તે અરધો પુરુષ છે, અને એવા અરધા પુરુષો અરધા ચકરમ હોય તેમાં નવાઇ શું ?

બેટી, તેં જોયું છે કે દુનિયામાં વધારે ગુના કોણ કરે

છે ? યાદ રાખજે કે, જેઓને બૈરી મળેલી નથી તે વાંઢાઓ જ સૌથી વધારે ગુના કરે છે. વેશ્યાઓને ત્યાં રખડનારાઓનો મોટો ભાગ કોણ હોય છે ? ખોટા ચલાવનારા ભામટાઓ કોણ હોય છે ? વાંકી ટોપી મૂકીને ફરનારા અને ફાટે ડાચે ગમે તેમ બોલનારા કોણ હોય છે ? કમાવાની દરકાર વિનાના અને ઉડાઉ કોણ હોય છે ? નકામો વખત ગાળનારા અને ગામની સ્ત્રીઓનાં છિદ્ર જોનારા કોણ હોય છે ? બેટી, એ બધામાં ખાસ વાંઢાઓ જ હોય છે ? યુરોપ અમેરિકાના મૅડ હાઉસના હેવાલો તેં વાંચ્યા છે ? મૅડ હાઉસમાં પણ સેંકડે સિત્તેર ટકા વાંઢાઓ જ વધારે હોય છે, કારણ કે સ્ત્રી વિના પુરુષ અરધો છે. સ્ત્રીના બંધથી જ પુરુષને સંસારના બંધનમાં બાંધી શકાય છે. સ્ત્રીથી જ પુરુષો નવું જીવન મેળવી શકે છે, અને સ્ત્રીની મદદથી જ પુરુષો પુરુષાર્થ કરી શકે છે. કારણ કે સ્ત્રી એ પુરુષોની અરધી શક્તિ છે. એટલે જો એ અરધી શક્તિની મદદ પુરુષ ન મેળવે તો તે અરધો જ રહી જાય છે. એટલે તેનાં કામો પણ હાફમૅડ જેવાં જ હોય છે. આવું ન થાય માટે જ આપણાં શાસ્ત્રોમાં કહેલું છે કે, સ્ત્રી–પુરુષોએ લગ્ન કરવું જ જોઈએ. ઋષિઓએ લગ્નને ધર્મની પવિત્ર ફરજ ગણી છે, અને પ્રભુએ મનુષ્યોને લગ્ન કરવાનો શાસ્ત્ર મારફત હુકમ કરેલો છે, તેનું કારણ હવે તું સમજી કે નહીં ?

---

# ૯૬ : લગ્ન એટલે શું ?

[ 'સ્ત્રીઓનું સ્વર્ગ' પૃ. ૩૩ ]

મેં કહ્યું, હા મહારાજ, એ હું બરાબર સમજી. અગાઉ જ્યારે હું અંગ્રેજી શીખતી ત્યારે મેં થોડાંક ફ્રેંચ નૉવેલો વાંચ્યાં હતાં અને તેમાં એવી જાતના વિચારો જોયા હતા કે, લગ્ન એટલે શું અને શા માટે દુનિયામાં લગ્ન જોઈએ ? માણસોએ નાહક પોતાની મૂર્ખાઈથી જ લગ્નની ફાંસી પોતાના ગળામાં નાંખેલી છે. બહુબહુ તો લગ્ન એટલે એક જાતનો કંટ્રાક્ટ, અને જો અનુકૂળતા ન હોય તો બીજા સાટાંઓની માફક એ સાટું પણ તોડી શકીએ. એમાં વળી ધર્મ શું ? એ વખતે લગ્નનું શુદ્ધ સ્વરૂપ હું સમજી નહોતી એટલે એ વિચારો મને બહુ મૂંઝવતા હતા. કારણ કે આપણાં શાસ્ત્રોમાં તો લગ્નને અતિશય મહત્તા આપી છે, અને પતિપ્રેમમાં જ સ્ત્રીઓનું સર્વસ્વ માન્યું છે. પણ એ તો એમ કહે છે કે, લગ્ન એટલે કાંઈ નહીં પણ માત્ર એક જાતની મૂર્ખાઈ, અને બહુ બહુ તો એક જાતનો કંટ્રાક્ટ.

મહારાજે કહ્યું, બેટી, એ લોકોને આપણા લોકોના જેવાં ઉત્તમ શાસ્ત્રો મળેલાં નથી, એટલે તેઓ કલ્પના સાથે જ રમ્યા કરે છે, તેનું એ પરિણામ છે. પણ અધ્યાત્મ જ્ઞાનવાળા ત્રિકાળદર્શી ઋષિઓએ તો મનુષ્યની પ્રકૃતિના નિયમો જાણીને, કુદરતના નિયમો સમજીને અને જગતનું બંધારણ જોઈને પ્રભુની ઇચ્છા મુજબ આર્યધર્મના નિયમો બાંધેલા છે. એટલે જેમ જેમ તેમાં આપણે ઊંડા ઊતરીએ તેમ તેમ તેનું

રહસ્ય વધતું જાય છે, અને ઇશ્વરની તરફ જ જતું જાય છે. એ જ આપણા સનાતન આર્યધર્મની ખૂબી છે. અને એવાં ઊંડા જ્ઞાન માટે જ આખી દુનિયાના ફિલસુફોમાં આર્યધર્મનાં મહિમ્ન ગવાઇ રહ્યાં છે. બીજા ધર્મ અને પંથવાળાઓએ પોતાનો દેશકાળ જોઇને, લોકોના આચારવિચાર જોઇને, અને બીજા મતોની ખૂબીઓ તથા ખામીઓ જોઇને પોતાના મતને માટે ધર્મના નિયમો બાંધેલા છે, તેથી તે બાંધનારાઓને એમ લાગ્યું કે લોકોને અમે આ બહુ સહેલાઈ કરી આપીએ છીએ, પણ પરિણામ ઊલટું થયું. તેમને માનનારા ઊલટા ખાડામાં પડી ગયા, કારણ કે એ નિયમો એ વખતે દેખાવમાં સારા હતા પણ તે બહારના હતા, અંતરના નહોતા, પ્રભુની ઇચ્છામાંથી નીકળેલા નહોતા, કુદરતના ભેદો સમજીને થયેલા નહોતા, અને મનુષ્ય જાતની ઉત્પત્તિનું બંધારણ સમજીને થયેલા નહોતા, એટલે તે અમુક કાળને માટે જ હતા. જેમકે, જ્યાં સુધી પશ્ચિમની પ્રજા અધ્યાત્મ જ્ઞાનની ઉન્નતિથી દૂર હતી ત્યાં સુધી તેઓને બાઇબલનું જ્ઞાન રૂચ્યું, પણ હવે ચુસ્ત ક્રિશ્ચિયન ફિલસુફને પણ એટલા જ્ઞાનથી તૃપ્તિ થતી નથી. હવે તેઓને કાંઇક વધારે જોઇએ છે, અને જે વધારે જોઇએ છે તે તેમાંથી ચોખ્ખે ચોખ્ખી રીતે મળી શકતું નથી. કારણ કે મુસાના જૂનાં કરારો બદલીને તેને બદલે નવા કરારો મહાત્મા ઈશુ ખ્રિસ્તે બાંધી આપ્યા, પણ કદી પણ ન બદલાય એવા ત્રિકાલાબાધ કરારો તેઓને મળ્યા નહોતા. એ મેળવવા માટે હવે યુરોપ અમેરિકાની પ્રજાની નજર આર્યધર્મ તરફ દોડી છે. કારણ કે આર્યધર્મ એ સનાતન ઇશ્વરી ધર્મ છે.

બેટી, પ્રભુપ્રેમમાંથી જ લગ્નસ્નેહની ઉત્પત્તિ થયેલી છે, અને લગ્નસ્નેહથી જ પ્રભુપ્રેમ વધી શકે છે. માટે જ મનુષ્યની ઉત્પત્તિની સાથે જ લગ્નસ્નેહની ઉત્પત્તિ થયેલી છે. એટલે લગ્ન સ્વાભાવિક છે, તે ટાળી શકાય તેવી બાબત નથી. કારણ કે લગ્નસ્નેહનો આધાર આપણી કલ્પનાઓ અને દેશ–કાળ ઉપર નથી પણ તેનો સંબંધ તો મનુષ્ય જાતની પ્રકૃતિના મૂળમાં છે. આમ હોવાથી જ પ્રાચીન ઋષિઓએ લગ્નને ધર્મની પવિત્ર ફરજ માનેલી છે, અને કોઇ પણ સ્ત્રીએ કે પુરુષે તીવ્ર વૈરાગ્ય આવ્યા વિના કુંવારૂં ન જ રહેવું એમ આજ્ઞા કરેલી છે. કારણ કે કુંવારૂં રહેવાથી માણસની જેટલી ખરાબી થાય છે તેટલી ખરાબી લગ્નથી થઈ શકતી નથી. પછી ભલે તે લગ્ન આસુરી પ્રકારનાં હોય તોપણ કુંવારાપણા કરતાં તે સેંકડોગણા ઉત્તમ છે. કારણ કે ઋષિઓ એમ માનતા કે, લગ્નથી બે જુદી જુદી શકિતઓ એકત્ર થઇ જાય છે. તેથી તેઓ એક બીજાની મદદથી બેવડું કામ કરી શકે છે. એટલે બંને શકિતઓ કદાચ નિર્બળ હોય તોપણ એક પાંખ કરતાં તે કાંઇક વધારે કામ કરી શકે છે. એટલું જ નહીં પણ એ જુદી જુદી રહેલી શકિતઓ ગમે તેવી પ્રબળ હોય તોપણ તે કાંઇ સંગીન કામ કરી શકે નહીં. જેમ વીજળીમાં નેગેટીવ ને પોઝિટીવ એવી બે જાતની શકિત છે અને તે બંને તારો સાથે જોડાયા વિના કાંઇ કામ થઇ શકે નહીં, તેમ જ સ્ત્રી અને પુરુષ એ બંને જુદી જુદી શકિત છે, ને તે બંને શકિતઓને લગ્નથી જોડી શકાય છેઃ એવી રીતે જોડાયા વિના તેઓ પોતાની કે જગતની ઉન્નતિ કરી શકે નહીં.

---

# ૯૭ : સેવાધર્મની ઉત્તમતા

[ ' સ્ત્રીઓનું સ્વર્ગ ' પૃ. ૩૯ ]

બેટી, આજથી ખસુસ યાદ રાખજે કે, સ્ત્રીઓની પ્રકૃતિમાં જે આનંદનું સ્થાન છે તે " સેવાધર્મ જ " છે. એટલે સ્ત્રીઓમાંથી જો આધીનતાને કાઢી નાખીએ–સેવાને કાઢી નાખીએ તો એ આનંદને કાઢી નાખવા બરાબર છે. કારણ કે, પ્રભુએ સ્ત્રીઓની રચના જ એવી કીધી છે કે, સેવા કર્યા વિના તેઓ આનંદ મેળવી શકે જ નહીં. પછી એ સેવા ગમે તો પતિની હોય, ગમે તો કુટુંબની હોય, ગમે તો ધર્મની હોય, ગમે તો પોતાનાં દુઃખી ભાઇબહેનોની હોય, અને ગમે તો સ્વદેશની હોય. ગમે તે પ્રકારની પણ સ્ત્રીઓએ સેવા કરવી જ જોઇએ. જ્યાં સુધી તેઓ " સેવાધર્મ " પાળે નહીં ત્યાં સુધી તેઓ ખરો આનંદ ભોગવી શકે નહીં, અને ત્યાં સુધી તેઓ પોતાના આત્માની ઉન્નતિ કરી શકે નહીં.

સેવાધર્મ આવો ઉત્તમ છે, થોડામાંથી ઘણું મેળવાય તેવો છે, સ્ત્રીઓની પ્રકૃતિમાં જ રહેલો છે, અને સ્નેહમાંથી તે વધી શકે છે. માટે જ દુનિયાના બીજા કોઇ પણ ધર્મ કરતાં આર્યધર્મશાસ્ત્રોએ લગ્નની મહત્તા વધારે સ્વીકારેલી છે.

સેવાધર્મની પૂરી મજા તો ખરેખરા આશકમાશુકમાં જ જોવામાં આવે છે. ગમે તેવા મોટા દરજ્જાવાળી સ્રી હોય, ગમે તો શાહજાદી હોય અને ગમે તો મહારાણી હોય, પણ તેને પ્યારમાં પડવા દો, અને પછી જુઓ કે, પોતાના વહાલા પાસે તે પોતાનો દરજ્જો કેવો ભૂલી જાય છે ? કોઇ શાહજાદીનો વહાલો ભલે તેનો ગુલામ હોય પણ જુઓ તો ખરા કે, એ ગુલામ સારૂ તે કેવી તળે ઉપર થાય છે ? એ ગુલામના હુકમને તે કેવું માન આપે છે ? અને એ ગુલામના સુખને માટે તે કેટલી બધી તકલીફ ઉઠાવે છે ? એ ખ્યાલ તમે કોઇ દિવસ કર્યો છે ? જો એ અંતઃપુરનાં ચિત્રો, જો એ જનાનખાનાની બીબીઓનાં ચિત્રો તમે જોયાં હોય, તો તમને ખુલ્લી રીતે એમ લાગે કે પુરુષોની સેવા કરવાને માટે જ સ્રીઓ આ દુનિયામાં પેદા થયેલી છે અને ધણીપણું કરવાને તથા સ્રીઓની સેવાનો બદલો આપવાને માટે જ પુરુષોનો અવતાર છે.

પુરુષો કેવી રીતે ધણીપણું કરવા ઇચ્છે છે, અને સ્રી-ઓની સેવાનો બદલો તેઓ કેવી રીતે વાળી આપે છે, એ સમજવા માટે મારે કેટલાક દાખલાઓ તમોને આપવા પડશે. બેટી, એ દાખલા લેવા માટે હું દૂર શા માટે જાઉં ? બાણુ, સાહેબને જ પકડુંની ? કારણ કે તેઓ એક નમૂનેદાર પુરુષ છે.

---

# ૯૮ : પુરુષોની વહાલામાં વહાલી ઈચ્છા શું ?

[ 'સ્ત્રીઓનુ સ્વર્ગ' પૃ ૪૦ ]

બાબુ સાહેબ, મને કહો કે, તમારી વહાલામા વહાલી ઇચ્છા શુ છે ? તમારૂં જિગર શાને માટે તલપી રહ્યુ છે ? અને તમોને શાતિ કયે ઠેકાણે મળે છે ?

મારા વહાલાએ કહ્યું, "મહારાજ ! મારી વહાલામા વહાલી ઇચ્છા એ જ છે કે, મારી વહાલીને હુ કેમ સુખી કરી શકું ! મારૂં જિગર હમેશા મારી પ્રિયાના પ્રેમને માટે જ તલપી રહેલું છે, અને આ જગતમાં જો કયાઇ પણ મારે માટે શાતિ હોય તો તે આ મારી નાજુકડીના ચહેરામા જ છે મહારાજ ! ધણીધણીઆણીના પ્રેમની વાતો તમારી પાસે કરતા હું જરા અચકાઉં છું કારણ કે તમે સન્યાસી છો, પણ આજે જ્યારે એ સવાલ જ નાકળેલો છે ત્યારે એક મિત્રના માફક ખુલ્લા દિલે મને કહેવા દો કે, મારૂ સ્વર્ગ તે મારી પ્રિયા છે મહારાજ, આ દુનિયાદારીની કઠણ જંજાળો અમે ભોગવીએ છીએ તે કોને માટે ? આવા ભુલકુલોને માટે જ. આ અમાર સંસારના ભય

કર તાપમાં અમોને કેટલું બધું તપવું પડે છે,એ તમે ત્યાગીઓ શું જાણો ? એ બધું કોને માટે ? આ દુનિયામાં અમે જે જે કાંઇ સાહસો કરીએ છીએ અને જે જે માહાભારત જોખમો ઉઠાવીએ છીએ તે કોને માટે ? ઘણી વખત જેનું મોં જોવામાં પણ અમને અપમાન લાગે તેવાં માણસોની નોકરી કરીએ છીએ તે કોને માટે ? અમારી પાઘડીઓમાં ડુચાઓ ઘાલીને પણ અમારી બાઇડીઓને દાગીના પહેરાવીએ છીએ તે શા માટે ? અને અમે ટાઢ તડકામાં રખડીને અમારી બાઇડીઓને ઘરના ટાઢા છાંયડામાં બેસાડી રાખીએ છીએ તે શા માટે ? મહારાજ-જી, આ બધું અમે સ્ત્રીઓને માટે જ કરીએ છીએ. તેઓની આધીનતા જ અમારી પાસે આટલું બધું કરાવે છે. જો સ્ત્રી-ઓમાં આધીનતા ન હોય–સેવાધર્મ ન હોય તો અમે આમાંનું કાંઇ પણ કરીએ નહીં. અમે એકલા હોઇએ તો પાંચ રૂપિયામાં અમારૂં ચાલી શકે અને બાઇડી પરણીએ તો પચીસ રૂપિયામાં પણ પૂરૂં થાય નહીં. એવી રીતે સ્ત્રીના લફરાંથી અમોને કેટલી બધી જંજાળ ભોગવવી પડે છે ? અને તોપણ તે અમે કેટલી બધી શાંતિથી, ઊલટા કેવા ખુશી થઇને, ભોગવીએ છીએ એ તમે કયાં નથી જાણતા ? એ બધું શા માટે ? માત્ર સ્ત્રીઓની "સેવા"ને જ માટે. અમારામાં ધણીપણું રહેલું છે તેને લીધે, અને સ્ત્રીઓને તેઓની સેવાનો બદલો આપવા માટે જ અમે આટલી જંજાળો ઉઠાવીએ છીએ. કારણ કે, સ્ત્રી અને પુરુષ એ દેવ અને ઈશ્વરનું સમ રૂપ છે, એટલે દેવોને માટે જેમ પ્રભુ અવતાર લે છે તેમ સ્ત્રીઓને માટે કુદરતી રીતે જ અમારો અવતાર છે; એટલે જાણ્યે કે અજાણ્યે, ખુશીથી કે નાખુશીથી

પણ સ્ત્રીઓની સેવાનો અમારે બદલો વાળવો જ પડે છે. અને ધણીપણાથી એ સેવાનો બદલો વાળીએ ત્યારે જ અમારા આત્માને શાંતિ વળે છે.

સ્ત્રીઓની હીનતા અને આધીનતાને ખાતર જ અમે આટલું બધું કરીએ છીએ; કારણ કે, આધીનતા એ જ સ્ત્રીનું સ્ત્રીપણું છે. એટલે જે સ્ત્રીમાં આધીનતા ન હોય-પતિસેવા ન હોય તે સ્ત્રી સ્ત્રી રૂપે હોવા છતાં પણ અમે તેને સ્ત્રીપણાથી ભ્રષ્ટ થયેલી માનીએ છીએ. કારણ કે, પુરુષાર્થને લીધે જ જેમ પુરુષ છે અને પુરુષાર્થ વિનાનો પુરુષ જેમ પુરુષરૂપે હોવા છતાં પણ પુરુષના નામને લાયક નથી, તેમ જ આધીનતા એ જ સ્ત્રીમાં સ્ત્રીપણું છે, એટલે જે સ્ત્રીમાં આધીનતા ન હોય, પતિસેવા ન હોય તે સ્ત્રી સ્ત્રીના નામને કે સ્ત્રીના કામને યોગ્ય નથી.

મારી સામું જોઇને મારા વહાલાએ કહ્યું, અમો પુરુષોના અંતરનું કુદરતી વહાલ કોની ઉપર હોય છે એ તને ખબર છે?

## સ્ત્રી ઉપર નહીં પણ સ્ત્રીપણા ઉપર પુરુષોનું ખરૂં વહાલ હોય છે

કારણ કે અમે પુરુષ છીએ તેથી અમારામાં કુદરતી રીતે જ પુરુષાર્થ રહેલો છે, એટલે તમારી સેવાનો બદલો આપવો એ જ અમારો આનંદ છે; તેમ જ જો તમે આધીનતા ન પાળો તો તમારી સામે થઇ ભિજવું ને ગુસ્સે થઇ જવું એ પણ અમારો કુદરતી સ્વભાવ છે. કારણ કે હું તમને કહી ગયો છું કે, અમે સ્ત્રીઓને ચહાતા નથી પણ સ્ત્રીપણાને એટલે કે આધીનતાને

ચાહીએ છીએ. એમ બનવાનું કારણ એ છે કે, પુરુષોમાં કુદરતી રીતે જ પુરુષાર્થ રહેલો છે, અને સ્ત્રીઓમાં કુદરતી રીતે જ આધીનતા રહેલી છે. એટલે પુરુષાર્થપણાના અમારા સ્વાભાવિક બળને લીધે અમે સ્ત્રીઓને કુદરતી રીતે જ અમારાથી ઊતરતી સમજીએ છીએ. તેમ છતાં પણ અમે સ્ત્રીઓને જે અતિશય માન આપીએ છીએ અને દેવી તરીકે પૂજીએ છીએ તેનું કારણ એ જ છે કે, સ્ત્રીઓમાં કુદરતી રીતે જ આધીનતા રહેલી છે એ આધીનતાને વશ થઇ જવાનો–એ દીનતાને પોતાના આશ્રયમાં લેવાનો પુરુષાર્થપણાનો સ્વભાવ જ છે. એ સ્વભાવને લીધે અમે સ્ત્રીઓની "સેવાના" દાસ બનીએ છીએ. એટલે જો સ્ત્રીઓમાં આધીનતા ન હોય–સેવાધર્મ ન હોય તો તેવી સ્ત્રીઓને અમે તરણાતુલ્ય સમજીએ તેમાં કાંઇ નવાઇ નથી."

મહારાજે કહ્યું, બેટી, જોયું ? તારા વરે તો ખૂબી કરી. સ્ત્રીઓને ઊંચે ચડાવી ને નીચી પણ પાડી. આપણાં શાસ્ત્રમાં ઘણે ઠેકાણે એમ પણ કહેલું છે કે, **નર્કનું એક બારણું નારી** છે, અને ઘણે ઠેકાણે એમ પણ કહેલું છે કે, જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે ત્યાં જ દેવતાઓ રમ્યા કરે છે. આવા પરસ્પર વિરૂદ્ધ વચનો છે તેનો ભેદ હવે તું સમજી કે નહીં ?

મેં કહ્યું, હા મહારાજ ! એ હું બરાબર સમજી. જે સ્ત્રીમાં સ્ત્રીપણું હોય, એટલે કે આધીનતા હોય, પ્રતિપ્રેમ હોય, સતીપણું હોય અને સેવાધર્મ હોય તે સ્ત્રી પૂજવા યોગ્ય છે, અને જે સ્ત્રી માત્ર સ્ત્રી જાતિ જ હોય પણ જેમાં સ્ત્રીપણું ન હોય એટલે કે આધીનતા ન હોય–સેવાધર્મ ન હોય તે સ્ત્રી નરકના

દરવાજા જેવી છે. એવી સ્ત્રીપણા વિનાની સ્ત્રીઓને જ દુનિયા તરણાતુલ્ય ગણે છે.

મહારાજે કહ્યું, બેટી, હવે તું જો કે, સ્ત્રીપણા વિનાની સ્ત્રીઓને એટલે કે પતિસેવા વિનાની સ્ત્રીઓને શાસ્ત્રમાં નર્કના દરવાજા જેવી ગણી છે, ત્યારે હાલના લોકો તેને હલકી ગણે તેમાં નવાઇ શું ? કેટલાક ઉચ્છૃંખલ સુધારકો કહે છે કે, શાસ્ત્ર લખનારા પુરુષો હતા માટે તેઓએ સ્ત્રીઓને હલકી પાડી છે અથવા સ્ત્રીઓના હક છૂંદી નાંખ્યા છે પણ બેટી, એમ કાંઇ નથી. સ્ત્રીઓ ઉપર તેઓને કાંઇ વેર નહોતું, પણ સ્ત્રીઓની પ્રકૃતિ અને પુરુષોનો સ્વભાવ જોઇને તથા કુદરતના નિયમો સમજીને અને તે રસ્તે ભગવદ્-ઇચ્છા જાણીને જ તેઓએ શાસ્ત્ર રચેલાં છે. તેઓ સમજતાં કે, પુરુષોમાં મગરૂરી છે. એ મગરૂરી આધીનતાની પાસે જ ઝૂકી શકે તેમ છે. સામે થવાથી તે કદી પણ વશ થઈ શકે તેમ નથી. એટલું જ નહીં પણ સ્ત્રીઓનો કુદરતી આનંદ આધીનતામાં જ છે. સ્ત્રી સ્વભાવથી જ દીનતાને ચાહે છે. અને દીનતાનો ખાસ ગુણ એ છે કે, નમેલું જ રહેવું, તાબેદારીમાં જ રહેવું. સ્ત્રી પુરુષમાં આવા સ્વાભાવિક ગુણો હોવાથી જ પ્રભુએ સ્ત્રીઓને પ્રતિપ્રેમ તથા સેવાનો ધર્મ સોંપેલો છે, અને પુરુષોને સ્ત્રીઓની 'સેવાનો બદલો વાળવાનો એટલે કે પુરુષાર્થ કરવાનો ધર્મ સોંપેલો છે. એથી બંનેનો આનંદ સચવાય છે ને એથી બન્નેના આત્માની ઉન્નતિ થાય છે.

મેં કહ્યું, શા માટે તમે "સેવાધર્મ" ઉપર એટલો

અધો ભાર મૂકો છો ! શા માટે પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ પુરુષાર્થ ન કરે ?

મારા વહાલાએ જરા અજબ થઇને કહ્યું, અરે ઘેલુડી ! હજી આ પ્રશ્ન ? ' શા માટે સેવાધર્મ ? ' પ્રભુની સ્ત્રી-જાત ઉપર ખાસ કૃપા છે માટે સેવાધર્મ.

## પ્રભુ તમોને થોડામાંથી ઘણું આપવા ચાહે છે માટે તેણે તમોને સેવાધર્મ સોંપેલો છે

હજી કાંઈ શંકા છે કે ?

મહારાજે કહ્યુંઃ પ્રભુ થોડામાંથી ઘણું કેવી રીતે આપવા ચાહે છે તેનો ખુલાસો કરો, એટલે પછી તેને શંકા નહીં રહે.

મારા વહાલાએ કહ્યું, હા, એ બરાબર છે. એમ કહી મારી સામું જોઇ મારી સાડીના છેડા ઉપરની કોર સાથે રમતાં રમતાં તેણે કહ્યું, તને ખબર છે ? તમારું હસતું મોંઢું જોવા માટે અમે આફતના મુખમાં જઇએ છીએ, તમારી મધુરી વાણી સાંભળવા સારૂ કરીને અમે સેંકડો ને હજારો ગાઉ દૂરથી ઘણાં દુઃખ વેઠીને તમારી પાસે હાજર થઇએ છીએ. તમારા ચુંબન સારૂ કરીને અમે સ્વર્ગને લાત મારીએ છીએ. તમારાં આંસુના ટીપાંને બદલે અમે લોહીની ધારાએ વહેવરાવીએ છીએ. તમારી નાજુકાઇને ખાતર અમે રણસંગ્રામમાં મરીએ છીએ. તમારા મીઠડા હાવભાવને ખાતર અમે અમારા સ્વાર્થ ઉપર પૂળો મૂકીએ છીએ. તમે નિર્દોષ બચ્ચાંઓને રમાડો તે સારૂ અમે તોપના ગોળાએ અને તલવારો સાથે રમીએ

છીએ. તમે સુખેથી રહી શકો માટે અમે પરદેશ વેઠીએ છીએ. તમારા જેવી ભૂતળની દેવીઓની અમે સુંદર વસ્ત્રાલંકારથી પૂજા કરી શકીએ માટે અમે હજારો જંજાળો ભોગવીએ છીએ. તમારા રૂડા ચરિત્રની કિંમત સમજી શકીએ માટે અમે જ્ઞાન મેળવીએ છીએ. તમોને સુંદરતા આપવા સારૂ હજારો ઉપાધિઓ વેઠીને અમે કુરૂપડા બનીએ છીએ. તમારી રસિકતાને ખાતર અમે દુનિયાદારીના મુશ્કેલ હડસેલાઓ ખમીએ છીએ. તમોને ગમત આપવાને ખાતર અમે અમારી મોજમજાનો ભોગ આપીએ છીએ, અને ઓ મીઠડી ! યાદ રાખજે કે, સ્ત્રીઓનાં સુખને ખાતર જ પુરુષોના અવતાર છે. વહાલુડી ! આ બધું શા માટે ? માત્ર તમારી સેવાને જ માટે, તમારા પ્રેમને જ માટે. તમારે માટે અમે આટલું બધું કરીએ તેના પ્રમાણમાં તમારે અમારે માટે શું કરવાનું છે ? એક માત્ર સેવા.

---

# ૯૯ : સેવા એટલે શું ?

[ 'સ્ત્રીઓનું સ્વર્ગ' પૃ. ૪૪ ]

અમે પુરુષો તમારી પાસે કેવા પ્રકારની સેવા માગીએ છીએ ? અમે તમારી પાસે લશ્કરી બરાખોની પેઠે, ખડો ચોકી પહેરો નથી માગતા, અમે તમારી પાસે મુલકો ફતેહ કરી આવવાનું નથી માગતા, અમે તમારી પાસે ઘાંચીના બેલના જેવી કામગીરી નથી માગતા, અમે તમારી પાસેથી દરિયાપાર જવાની સેવા નથી માગતા, અમે તમારી પાસેથી ધન કમાઈ આવવાની સેવા નથી માગતા, અમે તમારી પાસેથી પાવડા કોદાળાની સેવા નથી માગતા, અમે તમારી પાસેથી બળદોને બદલે તમને હળે જોડવાની સેવા નથી માગતા, અમે તમને એમ નથી કહેતા કે ભૂતપ્રેતના ભયવાળા સ્થાનમાં જઈને અમારી સેવા કરો, અમે તમને એમ નથી કહેતા કે દુશ્મનોના તોપના ગોળા સામે જઈને અમારી સેવા કરો, અને અમે તમારી પાસેથી કાંઇ આફ્રિકાના ગુલામો જેવી ગુલામગીરીની સેવા નથી માગતા,

પણ અમે તો માત્ર તમારા અંતરનો પ્રેમ જ માગીએ છીએ, અને તમારા જેવી ભાગ્યશાળી દેવીઓના અમે તો માત્ર આશીર્વાદ જ લેવા ઈચ્છીએ છીએ. કારણ કે તમારી પ્રસન્નતાથી જ અમારા ઘરમાં દેવતાઓ રમવાના છે, એમ પ્રાચીન ઋષિઓએ આપણાં પવિત્ર શાસ્ત્રો દ્વારા અમોને શીખવેલું છે. માટે ઓ મારાં સ્વર્ગ! અમે તમારી પાસેથી સેવાધર્મ એટલે કે પતિપ્રેમ અને આધીનતા જ માગીએ છીએ, અને તેનું સ્થૂલ રૂપ તમારૂં હસતું મોઢું એ જ છે. એટલે તમારે હમેશાં હસતું મોઢું રાખવું એ જ તમારી સેવા છે. એ સિવાય બીજું કાંઇ પણ અમે ઈચ્છતા નથી.

મહારાજે મારી સામું જોઇને કહ્યું: બેટી, તારા વહાલાએ તો ખૂબી કરી! સેવાધર્મનો અર્થ હવે તું સમજી કે નહીં?

મેં કહ્યું, હા મહારાજ! સેવાનો અર્થ હવે હું બરાબર સમજી. પશ્ચિમના લોકો શાસ્ત્રનો હેતુ અને સેવાનો ખરો અર્થ સમજતા નથી, તેથી જ તેઓ એમ કહે છે કે, હિંદુ શાસ્ત્રકારોએ સ્રીઓના હકો છૂંદી નાંખેલ છે. પણ અહીં તો તેથી ઊલટું જ છે. આ કેવો મજેનો અર્થ? મારી બીજી બહેનપણીઓની પેઠે પ્રથમ હું પણ એમ સમજતી કે, સેવાધર્મ એટલે કોણ જાણે શું નું શું હશે? પણ આ તો સેવામાંથી એટલે કે દાસપણામાંથી પૂજાવાનું નીકળી પડયું. અમારાં હસતાં મોઢાં એ જ અમારી સેવા! વાહ વાહ વાહ! મારા વહાલુડા, વાહ! ધન્ય છે તમને! આ સૂત્ર તમે કયાંથી શોધી કાઢયું? ખરેખરૂં એમ જ છે. કારણ કે પ્રેમ પવિત્રતા આપે

છે. અને બીજાં સૌ અંગ કરતાં મુખ ઉપર આનંદ વધારે પ્રગટ થાય છે, માટે હમેશાં અમારે હસતાં મોઢાં રાખવાં એ જ અમારી સેવા છે. અહો ! શું અમારી ઉપર પ્રભુની કૃપા છે ! સ્ત્રીજાતિ ઉપર પ્રભુની આટલી બધી કૃપા છે એય હું જાણતી નહોતી. હમેશાં ખુશીમાં રહેવું એ જ અમારી સેવા ! વાહ વાહ વાહ ! ત્યારે બીજું શું જોઇએ ? પણ અફસોસ કે એટલું પણ અમારી બહેનપણીઓથી થઇ શકતું નથી ! અરે કેવી દિલગીરી કે આવો આનંદ લૂંટવાનું પણ અમારાથી બનતું નથી ! આહા ! સેવા ! સેવામાં તો સર્વસ્વ છે. જિંદગીની ફરજ, મનુષ્યજન્મની સાર્થકતા, દેવોનું સ્વર્ગ, પ્રભુની કૃપા અને મોક્ષધામનાં સુખડાં એ બધું સેવામાં છે. એવી મહાન સેવા તો અમારા હસતાં મુખડાંમાં જ આવી ગઇ ! આહા ! આથી વધારે આશ્ચર્ય બીજું શું હોય ? આથી સહેલું બીજું શું હોય ? મહારાજજી, મને કહો તો ખરા કે શા માટે મહાન પ્રભુએ સ્ત્રીઓ ઉપર એટલી બધી કૃપા કરી હશે કે તેઓના હસતાં મોઢાંમાં જ તેઓની સેવા એટલે કે મુક્તિ આવી જાય ?

---

## ૧૦૦ : સ્ત્રીઓ આનંદનો અવતાર છે

[ 'સ્ત્રીઓનું સ્વર્ગ' પૃઃ ૪૬ ]

મહારાજે કહ્યું, બેટી, તું જાણે છે કે પ્રભુ આનંદ સ્વરૂપ છે તેથી પ્રભુના ભક્તો–દેવો પણ આનંદ સ્વરૂપ છે, અને સ્ત્રીઓ દેવોનું સમરૂપ છે, એટલે સ્ત્રીઓ પણ આનંદની જ મૂર્તિઓ છે પ્રભુએ એ આનંદની મૂર્તિઓને એટલા જ માટે અવતાર આપ્યો છે કે, તેઓ દેવોના પ્રતિનિધિઓ તરીકે અહીંની જિંદગીમાં આનંદથી રહે, અને આ દુનિયામાં આનંદ ફેલાવ્યા કરે. આનંદ પ્રેમમાં છે, આનંદ સૌન્દર્યમાં છે, ને આનંદ આધીનતામાં છે. એ ત્રણે અલૌકિક વસ્તુ પ્રથમથી જ સ્ત્રી-જાતિની પ્રકૃતિમાં ભરીને પછી જ પ્રભુએ તેઓને પેદા કરેલી છે. એટલે જાણ્યે અજાણ્યે પણ કુદરતી રીતે જ પ્રેમ, સૌન્દર્યતા, અને આધીનતા કે જે આનંદને રહેવાનાં સ્થળ છે તે સ્ત્રીઓમાં સ્વભાવથી જ રહેલાં છે, માટે સ્ત્રીઓ આનંદની મૂર્તિ છે. બેટી, યાદ રાખજે કે સ્ત્રીઓનાં ખાસ વખાણ કરવાનું અને કાંઇ કારણ નથી. પણ કુદરતની ઇચ્છા શું છે, શાસ્ત્રની આજ્ઞા શું છે, મનુષ્યના સ્વભાવનું વલણ શું છે, અને સ્ત્રી-ઓની તથા પુરુષોની ફરજ શું છે, એ તું ખુલ્લી રીતે,

ચોખ્ખેચોખ્ખું સમજી શકે માટે તને આ ઊંડી વાતો સહેલા રૂપમાં કહું છું.

સ્ત્રીઓ આનંદની મૂર્તિ છે અને આ દુનિયામાં આનંદ ફેલાવવાને માટે જ તેઓનો અવતાર છે, એ વાત તું માની શકે છે કે નહીં ?

મેં કહ્યું, હા મહારાજ ! ચોક્કસ હદ સુધી હું એ વાત માની શકું છું; પણ હજી તેનો વધુ ખુલાસો કરો તો સારૂં.

મહારાજે કહ્યું, હદની વાત અહીં નથી. અહીં તો હદ-પારની વાત છે. અહીં તો સિદ્ધાંતની વાત છે. કારણ કે, અનુમાન ઉપર આપણી વાતનો આધાર નથી, પણ જગતની રચના અને સ્ત્રી–પુરુષના બંધારણ ઉપર એટલે કે ઇશ્વરની ઇચ્છા ઉપર આ વાતનો આધાર છે.

બેટી ! પ્રેમ, સૌન્દર્ય ને આધીનતા કુદરતી રીતે જ સ્ત્રીઓમાં રહેલાં છે, માટે સ્ત્રીઓ આનંદની મૂર્તિ છે; એટલું જ નહીં પણ ઘણી બાબતોમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વિશેષ આનંદ ભોગવી શકે છે. નજીવી ચીજમાંથી પણ સહેલાઇથી સ્ત્રીઓ એટલો બધો આનંદ લઇ શકે છે કે, એ જો આપણે બરોબર રીતે સમજીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહીં.

---

## ૧૦૧ : સ્રીઓને નાની વાતોમાંથી પણ મોટો આનંદ મળી જાય છે

[ 'સ્રીઓનું સ્વર્ગ' પૃ. ૪૫ ]

પુરુષોને મોટો અધિકાર મળવાથી પણ જેટલો આનંદ ન થાય તેટલો આનંદ સ્રીઓને વરને પોંખવાથી થઈ જાય છે. પુરુષોને હજારો રૂપિયા મળવાથી પણ જેટલો આનંદ ન થાય તેટલો આનંદ સ્રીઓને એક સારી ચોળી કે સાડી મળવાથી થઇ જાય છે. મોટા મોટા પંડિતોની વાણીની ચતુરાઇથી પણ પુરુષોને જેટલો આનંદ ન થાય તેટલો આનંદ બચ્ચાંના કાલા કાલા, અધૂરા અધૂરા, મધુરા મધુરા શબ્દો સાંભળવાથી સ્રીઓને થઇ શકે છે. દુશ્મનોને જીતવાથી ને મોટી ફતેહ કરવાથી પણ પુરુષોને જેટલો આનંદ ન થાય તેટલો આનંદ સ્રીઓને પોતાના વહાલાને બે ચાર સ્નુષ્ઠ શબ્દો કહેવામાં થઇ જાય છે. ઊંડી ઊંડી ફિલોસોફી ને ઊંચાં ઊંચાં તત્ત્વજ્ઞાનથી પણ પુરુષોને જેટલો આનંદ ન થાય, તેટલો આનંદ સખીઓમાં અરસપરસ જરાક મધુરી મશ્કરી કરવામાં સ્રીઓને થઇ જાય છે. કુદરતના અલૌકિક દેખાવો જોઇને પણ પુરુષોને જેટલો આનંદ

ન થાય તેટલો આનંદ સ્ત્રીઓને પોતાનાં છોકરાંઓનાં ચિત્રો અને ચરિત્રો જોઇને થઇ જાય છે. કોઇ મોટી શોધ કરવાથી પણ પુરુષને જેટલો આનંદ ન થાય તેટલો આનંદ પતિનો કાગળ વાંચવાથી કે છોકરાનાં હાલરડાં ગાવાથી પણ સ્ત્રીઓને થઇ જાય છે. એક મોટી ઇસ્પીતાલ બંધાવ્યાથી પુરુષને જેટલો આનંદ થાય તે કરતાં ભલી સાસુના પગ દાબવામાં અથવા પાડોશણનું માથું દાબવામાં સ્ત્રીઓને વધારે આનંદ થઇ જાય છે. ભાષણો આપવામાં અથવા લેખો લખવામાં પુરુષોને જે આનંદ મળે છે તે કરતાં પતિ સાથે પ્રેમઘેલછાની નજીવી નજીવી વાતો કરવામાં સ્ત્રીઓને વધારે આનંદ મળી જાય છે. અને બેટી. શું તને ખબર નથી કે, મોટી મોટી કિંમતી ભેટોથી પણ પુરુષો જેટલા ખુશી ન થાય તેટલી ખુશી સ્ત્રીઓ થોડી મીઠાઇ મેવાથી થઇ જાય છે? આ બધું શા માટે? એનું કારણ એ જ છે કે, સ્ત્રીઓ આનંદની મૂર્તિ છે, એટલે થોડામાંથી પણ તેઓ વધારે આનંદ મેળવી શકે એવી પ્રભુએ તેઓની પ્રકૃતિ બનાવી છે; કારણ કે, સ્ત્રીઓની મારફત આ દુનિયામાં આનંદ ફેલાય એવી પ્રભુની ઇચ્છા છે. તેથી સ્ત્રીઓનાં હૃદય આનંદથી ભરેલાં અને જલદી આનંદ ગ્રહણ કરી શકે તેવાં તથા લાંબો વખત સુધી તેમાં આનંદ રહી શકે તેવાં બનાવેલાં છે. અને પુરુષોનાં હૃદય તેથી ઊલટાં બનાવેલાં છે. એટલે કે પુરુષો સ્ત્રી સિવાયની ચીજોમાંથી સહેલાઇથી આનંદ લઇ શકતા નથી, અને લીધેલા આનંદને લાંબા વખત સુધી ટકાવી શકતા નથી.

—

## ૧૦૨ : બહાદુરીવાળો ઉદારધર્મ પાળ્યા વિના ઉન્નતિ થઇ શકે નહિ

[ 'સ્વર્ગની સુંદરીઓ ' પૃ. ૩૨૩ ]

બહેનો ! આપણો હાલનો ધર્મ મૂએલો છે, તેથી જ આપણામાં ધર્મનું બળ નથી, અને તેથી જ આપણે આપણાં બાળકોને અર્જુનના જેવાં બહાદુર બનવાનો ઉપદેશ કરવાને બદલે દેડકાંથી ડરતાં શીખવીએ છીએ; અને બાવો આવ્યો, ચોર આવ્યો, તથા ફલાણે ઠેકાણે ભૂત થાય છે, ને ફલાણે ઠેકાણે એકલું જવાય નહિ, ને ફલાણી બાઇની નજર લાગી જાય, આવાં આવાં બ્હીકણપણામાં જ આપણે આપણાં છોકરાંઓને રાખી મૂકીએ છીએ; અને આવી નમાલી જિંદગી ગાળવી તેને આપણે ધર્મ સમજયા કરીએ છીએ. પણ જરા વિચાર કરવો જોઇએ કે આવો પોલમપોલવાળો ને બીકણ ધર્મ તે આપણને કોઇ પણ જાતનું બળ કયાંથી આપી શકે ? ન જ આપી શકે. માટે હાલમાં આપણે જે કરવાનું છે તે એ જ કે આપણા જૂના ધર્મની ઉપર રૂઢિનાં, અજ્ઞાનપણાનાં, ખરાબ સંજોગોનાં, બદલાયેલાં દેશકાળનાં અને એવાં જ બીજાં જે જે પડ ફરી

વળેલાં છે તે બધાં પડોને દૂર કરી, એ અંધકારને દૂર કરી, એ પોલમપોલને કાઢી નાંખી, અને એ હાથપગ બાંધી રાખનારા રિવાજોને કહાડી નાંખી, તેને બદલે આપણે આપણા સનાતન અસલ ધર્મને તેના અસલ સ્વરૂપમાં સમજવો જોઇએ, અને પાળવો જોઇએ. ત્યારે જ આપણું કલ્યાણ થશે. ત્યારે જ આપણામાં નવું બળ આવશે. ત્યારે જ આપણાં શરીરોમાં નવો જોસ આવશે. ત્યારે જ આપણા મગજમાં નવું જ્ઞાન આવશે, અને ત્યારે જ આપણા દેશની ઉન્નતિ થઇ શકશે. માટે બહેનો ! આપણું પોતાનું ભલું કરવા સારૂ, આપણાં બાળકોનું ભલું કરવા સારૂ, અને આપણા દેશનું ભલું કરવા સારૂ આપણે પ્રાચીન ઋષિઓના જેવો આત્માની સ્વતંત્રતા અપાવનારો ઉદાર, બહાદુર, અને જલદીથી પ્રભુને પકડી શકે તેવો સત્ય ધર્મ પાળતાં શીખવું જોઈએ; અને જ્યારે એ શીખશું ત્યારે જ આપણી ખરી ઉન્નતિ થઇ શકશે.

---

## ૧૦૩ : પચીસ વરસમાં અરધો ફૂટ મેળ !

[ 'સ્વર્ગની સુંદરીઓ ' પૃ. ૩૨૫ ]

આપણે રાજદ્વારી બાબતમાં માથું મારવા માટે જોઇએ તે કરતા પણ વધારે હવાતિયાં મારીએ છીએ, નજીવી નજીવી બાબતોમાં પણ દોડધામ કરી મૂકીએ છીએ, સાધારણ વાતોને માટે ગંભીર રૂપ ધારણ કરીએ છીએ, અને જેની દરકાર કરવાની જરૂર નહિ તેવી નકામી કૂથલી કરવામાં પણ લેજાનું દહીં કરીએ છીએ; પણ જે જરૂરની બાબત છે, જેમાં આપણું હિત રહેલું છે, જેમાં થતી પ્રજાનું ભવિષ્ય રહેલું છે, જેમાં દેશની આબાદાની ને લોકની મહત્તા રહેલી છે, તે ઓસુધારા તરફ કોઇનું પણ ખાસ લક્ષ ખેંચાતું નથી, એ બહુ દિલગીરીની વાત છે. અમે સ્ત્રીઓને ભણાવવાની બાબત ઉપર આ વખતે બોલવા માગતા નથી, પણ તેઓની શારીરિક સ્થિતિ ઉપર ધ્યાન અપાય, વિશેષ ધ્યાન અપાય, ખાસ ધ્યાન અપાય, એવી અમારી ઇચ્છા છે. અમારી દેશી બહેનોને માટે અમે શું જોઇએ છીએ ? તેઓની શારીરિક સ્થિતિ બહુ માઠી બનતી જાય છે. દિન પ્રતિદિન તેઓની હાલત બહુ નબળી થતી જાય છે. સ્ત્રીઓ નાજુક જોઇએ પણ નબળી નહિ જોઇએ; સ્ત્રીઓ જાડી

નહિ જોઇએ, તેમ ચીમોડાઇ ગયેલી પણ નહિ જોઇએ; સ્ત્રીઓ તાડ જેવી ઊંચી નહિ જોઇએ, તેમ છેક વામનરૂપ પણ શા માટે જોઇએ ? આજની સ્ત્રીઓનો બાંધો તદ્દન નબળો, ફિક્કો, અને બહુ ટૂંકો છે. છેલ્લાં પચીસ વરસમાં સ્ત્રીઓ અરધો ફૂટ કદમાં ઓછી થઇ ગઇ છે, એ બહુ વિચાર કરવા જેવું છે. આ એક માત્ર રમૂજ નથી, પણ એ ગંભીર સવાલ છે. પચીસ વરસમાં અરધો ફૂટ કદ સ્ત્રીઓનું નાનું થઇ જાય એ કંઈ જેવી તેવી વાત નથી. જો એમ જ ચાલશે તો બે સેંકડામાં આપણે વેંતીઆંઓ બની જઇશું. બુઢ્ઢી ડોશીઓ સાથે જ્યારે આપણે હાલની બાળાઓને જોઇએ છીએ ત્યારે એ અરધા ફૂટની ઘટની આપણને બરોબર ખબર પડે છે. મા સાથે દીકરીને, સાસુ સાથે વહુને, દાદી સાથે પૌત્રીને અને નાની સાથે દોહિત્રીને જ્યારે આપણે સરખાવીએ છીએ-જોઇએ છીએ ત્યારે એ વામનરૂપપણું સ્પષ્ટ સમજાય છે. હમેશાં આપણે સ્ત્રીઓને જોઇએ છીએ, અને તોપણ કોઇ દિવસ તેઓની ઘટ તરફ આપણું ખાસ ધ્યાન ખેંચાતું નથી, એ બહુ અજાયબીની વાત છે. દરરોજ સાદી વાતચીતમાં સ્વાભાવિક રીતે, અને કોઈ કોઇ વખત ભાષણોમાં કે પુસ્તકોમાં સ્ત્રીકેળવણી વિષે વાંચીએ છીએ તથા સાંભળીએ છીએ, પણ ખાસ લાગણીથી એ તરફ પ્રજાનું હાલમાં ધ્યાન ખેંચાએલું હોય, એમ અમો જાણતા નથી. સ્ત્રીઓનો એ ઘટાડો બહુ ભારી પડી જાય એમ છે. અત્યારમાંથી જ જો આપણે નહિ ચેતીએ તો આગળ જતાં આપણે નબળાઇના ખાડામાં કેટલા ઊંડા ઊતરી જશું, તે કાંઈ કહી શકાતું નથી. સ્ત્રીઓ મહેનતુ, ખડતલ અને પ્રેમીલી જોઇએ,

તેના બાંધામાં ઈશ્વરે નાજુકાઈ મૂકેલી જ છે. કજાથી ખરીદેલી ભાડુતી નાજુકાઈ કે જે હાલમાં બહુ વધી ગયેલી છે, તેને ઉત્પન્ન કરનાર નબળાઈ છે. છેલ્લાં પચીસ વરસમાં પુરુષો સવા બે ઈંચ ઘટેલા છે, ત્યારે સ્ત્રીઓ સવાપાંચ ઈંચથી વધારે અથવા બરોબર અરધો ફૂટ ઘટેલી છે, એમ અમારો આધીન મત છે. સ્ત્રીના કદમાં ઘટ, સ્ત્રીઓના ફેલાવામાં ઘટ, સ્ત્રીઓની ખૂબસૂરતીમાં ઘટ, સ્ત્રીઓના હૃદયભંડારમાં ઘટ, સ્ત્રીઓની પ્રજામાં ઘટ, વગેરે વગેરે બાબતમાં જ્યાં જ્યાં જોઈએ ત્યાં ત્યાં સ્ત્રીઓની ઘટ ઘટ ને ઘટ જ ! એ ઘટનું પરિણામ ઘટમાં જ આવશે, એ ઘટ હિન્દુસ્થાનની સંપત્તિમાં, એ ઘટ દેશીઓના બુદ્ધિબળમાં, એ ઘટ હિન્દની ચઢતીમાં, એ ઘટ ઘણી ઘણી બાબતોમાં બહુ બહુ પ્રકારે આપણને ઘટમાં જ નાંખશે. સ્ત્રીઓનાં કુદરતી કદમાં જોઈએ તે કરતાં વધારે ઘટ આપણને કોઈપણ પ્રકારે વધવા દેશે નહિ, એ નકકી સમજવું. આર્ય-યુવતીઓના એવા હાલ હવાલ નહિ જોઈએ. તેઓ માનસિક શકિતઓમાં તો પાછળ પડેલી છે જ. જમાનાઓ થયાં એમ ચાલતું આવેલું છે; પણ શારીરિક શકિતમાં પણ તેઓ ક્ષીણ થતી જાય, નહિ સમજાય, નહિ ખમી શકાય, નહિ મનાય, એટલી હદ સુધી તેઓ નાની, નબળી, ચીમોડાઈ ગએલી, સહન-શીલતા વિનાની, કામકાજ વિનાની, છાલકા વિચારની, બેડોળ, વામનરૂપ જેવી બનતી જાય, એ હિન્દુ સંસારમાં એક કલંક જેવું છે. પ્રથમ સ્ત્રીઓ અજ્ઞાન હતી પણ નબળી નહોતી. આજે તો અજ્ઞાનની સાથે નબળાઈ પણ છે. અને એ નબળાઈ ફકત સ્ત્રીઓની નથી, પણ એ નબળાઈ અમારી, અમારી

પ્રજાની, અમારા દેશની, અમારા રાજ્યની, અને અમારી સર્વેની, સર્વ વાતની છે. પણ એનું કારણ શું ?

એ ઘટનું કારણ ખુલ્લું છે. માતાઓની લહાવો લેવાની અપેક્ષા, અને સાસુઓની લાડકોડની ઇચ્છા, એ આપણા સત્યાનાશનું મુખ્ય કારણ છે. અરે ! અમારા દેશની માતા અને સાસુઓની લાડકોડ લેવાની ઇચ્છા એટલી બધી જબરદસ્ત કાં હશે ? એ લાડકોડની અપેક્ષા હિન્દનું નખોદ કહાડે છે. એ લહાવો લેવાની ઇચ્છા હિન્દીવાનોની ખરાબીનું મૂળ છે. એડીસન વિજળીના સંચા શોધે છે, ડૉકટર કૉક ક્ષયના ઇલાજ શોધે છે, મોંસ્યુ પાસ્ટયુર હડકવાનો ઇલાજ શોધે છે, કોઇ પ્રોફેસરો વિદ્યાહુન્નરના અખતરા કરે છે, અને કોઇ શોધકો નવાં નવાં યંત્રની શોધમાં જિંદગી ગુજારે છે; પણ કોઈ શોધકો અમારા કુલીન લોકોની છોકરીઓ જલદી મોટી થઇ જાય, એવો સચો બનાવતા નથી, એ બહુ દિલગીરીની વાત છે. એ બહુ અજાયબીની વાત છે. ખચિત એ સંચો બહુ આવકારદાયક થઇ પડશે. મોટી વહુની ઉમેદવાર સાસુઓ, અને લાડકો૦ લેવાની અભિલાષાવાળી માતાઓને એ સંચો એક આશીર્વાદ સમાન થઇ પડશે. એ સંચો બનાવનારને પણ સારો તડાકો પડી જશે. જરૂર એવો સંચો થવો જોઇએ. તાણી તોડીને, ખેંચી ખેંચીને, ટાપટીપ કરીને, ઠીકઠાક કરીને અને કોઇ સિંહના બૃહસ્પતિ જેવું કાંઇ લાકડું ઘાલીને, એક બે વર્ષ વધારે ગણીને, કાલની કોને ખબર છે એવું ધારીને, પણ બસ ! છોકરીઓને એકદમ પરણાવી દેવી જોઇએ !

પરણાવ્યા પહેલાંની માની અધીરાઇ અને પરણાવ્યા પછીની સાસુની અધીરાઇ, અમારી બાળાઓની ખરાબી કરે છે. અસ્વા કૂટની ઘટનું ખરૂં કારણ એ જ છે. જ્યાં સુધી બાળલગ્ન બંધ નહિ થાય, જ્યાં સુધી જ્ઞાતિમાં સંપ નહિ થાય, જ્યાં સુધી જ્ઞાતિમાં નાનાં નાનાં તડાં પડી કન્યાની અછત થતી નહિ અટકે, અને જ્યાં સુધી કન્યાવિક્રયનો બૂરો રિવાજ બંધ નહિ થાય, ત્યાં સુધી એ ઘટ એમ જ ચાલવાની. પ્રભુ ! પ્રભુ ! શું હિન્દના નસીબમાં ઉન્નતિ નથી જ લખી ?

---

# ૧૦૪ : રસોઇનું રસાયણ

[ 'સ્વર્ગની સુંદરીઓ ' પૃ. ૪૬ ]

આપણે બધા એમ સમજીએ છીએ કે રસોઇ કરવી એમાં તે શું ? એમ કહીને આપણે એવો ભાવ બતાવીએ છીએ, કે જાણે રસોઇના કામમા કાંઈ માલ જ ન હોય, જાણે રસોઇનુ કામ હલકું અથવા નજીવું હોય, અને જાણે રસોઇનું કામ બહુ જ સહેલું ને નાખી દેવા જેવું હોય તેવી રીતે આપણે સમજ્યા કરીએ છીએ. એટલું જ નહિ પણ તેવી રીતે આપણે વર્તન કરીએ છીએ અને ઘણાં ભાઈબહેનો તો ખાસ એમ જ સમજે છે કે, રસોઇનું કામ કરવું એ તો બહુ જ હલકું કામ છે, અને કહે છે કે ભઠિયારાપણું તે કોણ કરે ? એમ સમજીને આપણી ઘણીએ શેઠાણીઓ, પતિનું પેટ ઠારનારો તથા કુટું-બનું આયુષ્ય વધારનારો પવિત્ર પાકશાસ્ત્રનો મહાન હુન્નર શીખતી નથી, પણ આપણા અસલના વડવાઓનો એ બાબતમા શો સિદ્ધાંત હતો એ તમે જાણો છો ? તેઓએ એમ કહેલું છે કે, આ જગતમાં જિંદગીને ઉપયોગી થઇ શકે, અને પોતાની જાતને તથા પોતાના ભાઇબંધોને મદદ કરી શકાય એવા આ જગતમાં ત્રણ મહાન હુન્નરો છે, તેમાં પહેલો કલમ, બીજો કડછી, અને ત્રીજો બરછી. એ ત્રણ મહાન હુન્નરો છે. માટે જો જગતમાં આગળ વધવું હોય તો એ ત્રણમાંથી પોતાના સ્વભાવને અનુકૂળ આવે તેવો, અને

પોતાનામાં વિશેષતાથી જે જાતની કુદરતી લાગણી રહેલી હોય તે જાતનો, એ ત્રણમાંથી એક પણ હુન્નર જરૂર શીખવો જોઇએ. બહેનો ! "કલમ, કડછી ને બરછી" એ ટૂંકું સૂત્ર, એ અનુભવની ગળણીમાં ગળાયેલી મહાન કહેવત આપણને શું શીખવે છે, એ તમે જાણો છો ? એ માટે પાકશાસ્ત્રની ખૂબી સમજનારા પંડિતો એમ કહે છે કે, કલમની કળામાં જે બળ છે, એટલે કે લેખો લખવામાં, વર્તમાનપત્રો ચલાવવામાં, પુસ્તકો લખવામાં, કવિતાઓ બનાવવામાં, ગણિતશાસ્ત્રનું હિસાબી કામ તથા જ્યોતિષશાસ્ત્ર, વ્યાકરણ વગેરે ઘણી જાતનાં શાસ્ત્રો શીખવામાં જેટલી ખૂબી છે, જેટલું માન છે, જેટલો ફાયદો છે, જેટલી મહેનત છે, અને એ બધું શીખવામાં, એટલે કે કલમથી ચાલતી કળાઓ હાથ કરવામાં જેટલું કલ્યાણ છે, તેટલું જ કલ્યાણ, કડછી વાપરતાં આવડે તો તેમાંથી પણ થઇ શકે છે, અને કલમની કળાથી પોતાના બંધુઓને જે ફાયદો કરી શકાય, તે ફાયદો કડછીની મદદથી પણ કરી શકાય છે. કલમની કળાથી અંતરનો જે આનંદ મેળવી શકાય છે, તે આનંદ કડછીના હુન્નરથી પણ મેળવી શકાય છે. કલમની કળા હાથ કરવા માટે જેમ આજુબાજુની ઘણી વિદ્યાઓનો અભ્યાસ કરવો પડે છે, તેમ જ કડછીનો હુન્નર હાથ કરવામાં પણ ઘણી જાતનાં શાસ્ત્રો શીખવાં પડે છે. અને કલમના હુન્નરથી જેમ ઘણાં [illegible]ને આનંદ આપી શકાય છે, તથા ઘણાં મ[illegible] છે, તેમ જ કડછીના હુન્નરના સ્વાદ[illegible]દ આપી શકાય છે, અને ઘણાં[illegible]

ઉપર મુજબ કલમની સાથે કડછીની સરખામણી કર્યા પછી, દુનિયાના અનુભવી ડાહ્યા માણસો જગતનો ત્રીજો મહાન હુન્નર જે બરછી, એટલે કે શૂરવીરતા, તેની સાથે રસોઇની સરખામણી કરે છે. એટલું જ નહિ પણ કડછીના હુન્નર કરતાં બરછીના હુન્નરને ઊતરતા પ્રકારનો સમજે છે. તેથી કડછીનો બીજો નંબર છે, અને બરછીનો ત્રીજો નંબર છે. કારણ કે કડછીનો હુન્નર દરેક જણને દરરોજ કામમાં આવે છે, અને બરછીનો હુન્નર તો કોઈ કોઇ વિકટ પ્રસંગોએ જ કામમાં આવે છે માટે ડાહ્યા માણસોએ બરછીના હુન્નર કરતાં કડછીના હુન્નરને શ્રેષ્ઠ ગણેલો છે. બહાદુર સિપાઇઓથી, શૂરવીર સરદારોથી, અને મહાન વીરોથી, પોતાના બંધુઓનું જેટલું ભલું થાય છે, તેટલું જ ભલું રસોઇનું રસાયણ જાણનારા પાકશાસ્ત્રીઓથી પણ થાય છે. માટે યોદ્ધાઓને જેટલું ધન આપવામાં આવે છે, અને જેટલું માન આપવામાં આવે છે, તેટલું જ ધન, અને તેટલું જ માન સારા પાકશાસ્ત્રીઓને પણ અસલના વખતમાં આપવામાં આવતું હતું. કારણ કે બહાદુર વીરો જેમ પોતાની શસ્ત્રક્રિયાના જોરથી પોતાના બંધુઓની જિંદગીનો બચાવ કરે છે, તેમ જ રસોઇનું રસાયણ જાણનાર પાકશાસ્ત્રીઓ, રસોઇ બનાવવાની ખૂબીથી જ તે ખાનારાઓનાં આયુષ્ય વધારી આપે છે, તેઓના રોગ મટાડી દે છે, અને રસોઇની ખૂબી જ તેઓના દેહમાં નવું જીવન લાવી દે છે માટે અસલના રજવાડાઓમાં, તથા પ્રજા તરફથી મહાન જનોની સભા ભેળી થાય તેમાં, કલમનો હુન્નર જાણનાર વિદ્વાનોને, પહેલા નંબરનું આસન આપવામાં આવતું

હતુ, એ પછી કડછીનો હુન્નર જાણનાર પાકશાસ્ત્રીઓને, એટલે કે રાજવૈદ્યોને બીજા નંબરનુ આસન આપવામા આવતુ હતુ, અને બરછીનો હુન્નર જાણનાર શૂરવીર યોદ્ધાઓને ત્રીજા નંબરનુ આસન આપવામા આવતુ હતુ. જ્યારે દેશમા શાન્તિ હોય, પ્રજા આબાદ હોય, અને લડાઈ ટંટાની જરૂર ન હોય, તથા દેશમા વિદ્યા બહુ વધેલી હોય, અને લોકો વિદ્યાની કિંમત સમજનારા હોય, ત્યારે રાજદરબારમા તથા બીજી દરેક સભામા, પંડિતોનો પાટલો પહેલે નંબરે રહેતો હતો, પાકશાસ્ત્રીઓનો પાટલો બીજે નંબરે રહેતો હતો,[1] અને લડવૈયાઓનો પાટલો ત્રીજે નંબરે રહેતો હતો, પણ જ્યારે દેશ આફતમા હોય, પરદેશી રજવાડાઓનો જૂલમ હોય, અને પ્રજાને લડાઇની જરૂર હોય, અને વિદ્યાની કિંમત ઓછી હોય, ત્યારે પંડિતોની કિંમત

---

૧ પાકશાસ્ત્રીઓનુ બીજુ નામ પ્રાણાચાર્યો છે, અને આયુર્વેદમા તેઓનુ બહુ મોટુ મહાત્મ્ય કહેલુ છે, કારણ કે પાકશાસ્ત્રીઓ એટલે બાફણુ બાફનારા ભટ્ટાઓ કે મેલાઘેલા બબર્ચીઓ નહિ, પણ પાકશાસ્ત્રીઓ એટલે મોટામા મોટા રાજવૈદ્યો હોય છે તેઓ રસોઇના રસાયણથી આયુષ્ય વધારી શકે છે, અને એ માટે તેઓને શરીરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, રોગનુ નિદાન, જુદા જુદા દેશના હવાપાણી, જુદી જુદી વસ્તુઓનુ પૃથક્કરણ વગેરે ઘણા શાસ્ત્રો શીખવા પડે છે માટે કડછીનો હુન્નર એટલે માત્ર હાલના જમાનાના બાફણુ બાફનારા રસોઇયાઓ સમજવા નહિ પણ આયુર્વેદમા જેને પ્રાણાચાર્યો કહેલા છે, અને જેનુ દરેક રાજાઓની પાસે અતિશય માન હોય છે, તેમની અમે આ વાતો કરીએ છીએ માટે કડછીવાળાઓને રાજદરબારમા ક્યારે ઉત્તમ સ્થાન મળતુ એ સવાલ રહેતો નથી એ ઠેકાણે ભૂલ ન થાય, અથવા અતિશયોક્તિ ન લાગે, તે સારુ આ ખુલાસો કરવાની જરૂર છે

કરતાં પાકશાસ્ત્રીઓની કિંમત વધારે ગણાતી, અને પાકશાસ્ત્રીઓ કરતાં પણ બરછીનો હુન્નર જાણનારા શૂરવીરોની કિંમત વધારે ગણાતી. તેથી એવા વખતમાં બહાદુર યોદ્ધાને પહેલા નંબરની ખુરશી મળતી, પાકશાસ્ત્રીઓને બીજા નંબરની ખુરશી મળતી, અને પંડિતોને ત્રીજા નંબરની ખુરશી મળતી હતી. આવી રીતે જ્યારે દેશની સ્થિતિ બદલાય, અને પ્રજાના આચારવિચાર તથા સંજોગો બદલાય, ત્યારે કોઇ વખત વિદ્વાનોનું માન વધતું, અને કોઇ વખત શૂરવીરોનું માન વધતું. એમ એ બન્ને ભાગમાં ચઢઊતર થયા કરતી હતી. તેથી કોઇ વખત પંડિતો ચઢી જતા, અને કોઇ વખત બહાદુર વીરો ચઢી જતા, પણ એવા મહાન ફેરફાર વખતે પાકશાસ્ત્રીઓનો પાટલો, તેઓની જગા ઉપરથી ખસતો નહોતો, કે તેઓનો નંબર કાંઇ ઊંચો નીચો થતો નહોતો; પણ તેઓ તો પોતાનો બીજો નંબર સાચવીને જ બેસતા હતા. પંડિતોની પેઠે પહેલા નંબરથી તેમને ત્રીજે નંબરે જવું પડતું નહોતું. તેમ જ બહાદુર વીરો ત્રીજા નંબર ઉપરથી કૂદકો મારીને પહેલા નંબર ઉપર આવી પડતા, તેમ કડછીના હુન્નરવાળા પાકશાસ્ત્રીઓને, એવી રીતે કોઇ દિવસ પોતાની સ્થિતિમાં મોટો ફેરફાર કરવો પડતો નહોતો, કારણ કે પંડિતોનો પહેલો નંબર હોય, તોપણ તેઓ પાકશાસ્ત્રીઓને પોતાની પાસે બીજે નંબરે રાખતા હતા; અને જો શૂરવીરનો પહેલો નંબર હોય તો તેઓ પણ પાકશાસ્ત્રીઓને પોતાની પાસે બીજે નંબરે રાખતા હતા. કારણ કે વિદ્વાનોને પાકશાસ્ત્રીઓની જેટલી જરૂર છે, તેટલી જ પાકશાસ્ત્રીઓની જરૂર શૂરવીરોને પણ છે.

કારણ કે વિદ્વાનોની બુદ્ધિ વધે, કવિઓની કલ્પનાઓ વધે, ચતુરોની ચતુરાઇ વધે, હાજરજવાબીઓની હાજરજવાબી વધે, લેખકોની લખાણશક્તિ વધે, તર્ક કરનારાઓની તર્કશકિત વધે, અને જ્ઞાનીઓના હ્રદયમાં જ્ઞાન ઠરે, એવું રસોઇનું રસાયણ બનાવવું તે પાકશાસ્ત્રીઓના હાથમાં છે. માટે કલમનો હુન્નર જાણનારા પંડિતો, કડછીનો હુન્નર જાણનારા પાકશાસ્ત્રીઓની ગરજ ભોગવે છે, અને તેને પોતાની પાસે પોતાની બાજુમાં રાખે છે.

આવી રીતે જેમ પંડિતોને પાકશાસ્ત્રીઓની જરૂર છે, તેમ જ બહાદુર યોદ્ધાઓને પણ પોતાનાં પરાક્રમો બતાવવા માટે, પોતાના બાહુમાં બળ જોઇએ છે, શરીરમાં શકિત જોઇએ છે, અંતરમા હિંમત જોઇએ છે, ઊંચી જાતની તંદુરસ્તી જોઇએ છે, અને લડતાં જખમી થાય, ત્યારે શરીર પાછું જલદી સારૂં થાય એવા ઉપાયો જોઇએ છે, અને તે બધું કડછીનો હુન્નર જાણનારની રસોઇના રસાયણમાં છે. માટે બરછીનો હુન્નર જાણનાર યોદ્ધઓ પણ પાકશાસ્ત્રીઓની ગરજ ભોગવે છે, અને તેને પોતાની પાસે પોતાની બાજુમાં બીજે નંબરે બેસાડે છે

---

## ૧૦૫ : જેને આપણા ઘરની કડછી સોંપીએ, એટલે કે રસોઇ બનાવવાનું કામ સોંપીએ, તેને આપણે આપણું શરીર સોંપીએ છીએ.

[ 'સ્વર્ગની સુંદરીઓ' પૃ. ૫૮ ]

જેને આપણે કડછી સોંપીએ, તેને આપણે આપણી તંદુરસ્તી સોંપીએ છીએ. જેને આપણે કડછી સોંપીએ, તેના હાથમાં આપણે આપણું મન સોંપીએ છીએ. જેને આપણે કડછી સોંપીએ, તેના હાથમાં આપણે આપણી બુદ્ધિની લગામ સોંપીએ છીએ; અને જેને આપણે કડછી સોંપીએ, તેને આપણે આપણી જિંદગી સોંપીએ છીએ એટલું જ નહિ, પણ જેના હાથમાં આપણે કડછી સોંપીએ, તેના હાથમાં આપણા ભવિષ્યના સુખની દોરી આપણે સોંપીએ છીએ. માટે ફરીફરીથી વિચાર કરવો જોઇએ કે, આપણે માટે રસોઇ બનાવનારાઓના હાથમાં, આપણે કાંઇ માત્ર ખાલી લોઢાની કડછી જ સોંપતાં નથી, પણ આપણે આપણી તંદુરસ્તી

તથા જિંદગી સોંપીએ છીએ. માટે જરા વિચાર તો કરો કે, કરોડો રૂપિયા દેતાં છતાં, એક ક્ષણ પણ ન મળે એવી અમૂલ્ય જિંદગી તે કોના હાથમાં સોંપાય ? એ તો વહાલામાં વહાલાના હાથમાં જ સોંપાય. એ કાંઇ નાલાયકોના હાથમાં સોંપાય નહિ, એ કંઇ મલિન વિચારો કરનારના હાથમાં સોંપાય નહિ, એ કાંઇ બાફણું બાફનારાંઓના હાથમાં સોંપાય નહિ, અને એ કાંઇ લાગણી વિનાના ભાડૂતી મૂર્ખ માણસના હાથમાં સોંપાય નહિ; પણ એ તો વહાલામાં વહાલાના હાથમાં જ સોંપાય, અને જેને આપણે માટે બહુ જ હેત હોય, તે જ માણસ એ હેતનું કામ સ્વીકારે. માટે બહેનો ! જો તમને તમારા સ્નેહીઓ ઉપર હેત હોય, તો તમે તેઓની તંદુરસ્તી, અને તેઓની જિંદગી ભાડૂતી ટટ્ટુઓના હાથમાં ન સોંપો, પણ તેઓને ખાતર રસોઇનું રસાયણ બનાવવા માટે, બેનો તમે જાતે તસ્દી લેવાની મહેરબાની કરો !

---

## ૧૦૬ : દૂધનું શાક બનાવવાની યુક્તિ

[ 'સ્વર્ગની સુંદરીઓ ' પૃ. ૭૫ ]

યુક્તિસર બનાવેલી રસોઇને લીધે ઘણી જાતના રોગો મટી જાય છે એમાં તો કાંઇ શક જ નથી; પણ એ સિવાય· રસોઇના સ્વાદની અસરથી પણ તે ખાનારને બહુ જ ફાયદો થાય છે, અને એથી પણ ઘણાં માણસો બહુ રાજી થઇ જાય છે.

જેમકે, જુઓને, અમારે ત્યાં કોઇ કોઈ વખત દૂધનું શાક બનાવીએ છીએ, ત્યારે ખાસ ચાહીને એ શાક ખાવા સારૂ, એમના ઘણાએ દોસ્તો અમારે ત્યાં આવે છે. મારા સસરાને તો એ શાક એવું ભાવતું કે કંઇ વાત જ ન પૂછવી. તે શાક ખાઇ તે એટલા બધા રાજી થતા, અને સાચા ભાવથી મને એટલો બધો આશીર્વાદ આપતા કે, એની કાંઇ હદ જ નહિ. તેથી એમનો તે વખતનો આનંદદાયક દેખાવ જોઇને, મને ખાસ અસર થતી તેમના મરી ગયાને દશ વરસ થયાં,

છતાં પણ એ શાક ખાતી વખતે તેમને જે આનંદ થતો તે દેખાવ મારી નજર આગળ તર્યા કરે છે.

એ સાંભળીને જમનાબાઇએ કહ્યું કે—હેં ! શું દૂધનું શાક ! દૂધનું તે વળી શાક થતું હશે ? ! વાહરે વાહ ! દૂધનું શાક ! એ તે કેમ થતું હશે ? વારૂ, કહો તો ખરાં ! એ તો જરૂર જાણવું જોઇએ. કારણ કે કોઇક આગળ વાત કરીએ, કે અમે દૂધનું શાક કર્યું હતું, તોપણ કોઇ એ વાત માને નહિ, એવી આ વાત છે.

એ સાંભળીને ત્રિવેણીબાઇએ કહ્યું કે,—મેં જ્યારે એ વાત સાંભળી, ત્યારે પ્રથમ મને પણ એમ લાગ્યું હતું, કે દૂધનું શાક તે વળી કેમ થતું હશે ? પણ એ પછી જ્યારે હું બનાવતાં શીખી ત્યારે તો એ શાકના સ્વાદથી જ સેંકડો માણસોને રાજી કરી શકી છું. માટે મારી પેઠે બીજી બ્હેનો પણ એવી નવી નવી વસ્તુઓથી પોતાના કુટુંબને તથા પોતાના મિજબાનોને રાજી કરી શકે તે સારૂ, એ શાક બનાવવાની રીત તમને કહું છું, અને તે એ છે કે—પ્રથમ ચાર શેર દૂધ લેવું, તે દૂધને સારી પેઠે ગરમ કરવું, એ પછી ખૂબ ઊકળી રહે, ત્યારે બહુ ખાટી નહિ, તેમ બહુ મોળી પણ નહિ, એવી તેમાં અડધો શેર છાશ રેડવી, અને પછી તે દૂધને થોડીવાર ઊકળવા દેવુ, એથી દૂધ ફાટી જશે. એ પછી તે દૂધના વાસણને ચૂલા ઉપરથી ઉતારી લેવું અને તેને ઠંડું પડવા દેવું, પછી જ્યારે તે સાવ ઠંડું થઇ જાય, ત્યારે તેને સ્વચ્છ પાતળા ધોળા કપડામાં બાંધવું, અને તેમાંથી પાણી ઝરી જવા દેવું એ પછી

એક પાટલા ઉપર તે કપડામાં દૂધમાંથી બાકી રહેલા ભાગને પહોળો કરવો, અને તેની જાડાઇ એક આંગળ જેટલી રાખવી. એ પછી તેના ઉપર લુગડું ઢાંકી, તે લુગડા ઉપર બીજો પાટલો ઊંધો ઢાંકવો, અને તે પાટલા ઉપર મોટો વજનદાર પથ્થર મૂકવો. એટલે તેમાં રહેલું પાણી નીકળી જશે, અને એ ફાટી ગયેલા દૂધનો છૂટો પડી જાય તેવો કૂચા જેવો ભાગ દબાઇ જશે. એવી રીતે ત્રણ ચાર કલાક રાખ્યા પછી, ચપ્પુ વતી તેમા કાપા પાડી ખમણ ઢોકળાંના જેવડા તેના કટકા કરવા. તે કટકાનો દિવાળીના દહાડામાં આપણે ચિત્રો પાડીએ છીએ એવા ચિત્રો પાડવાનાં છાપાંમાં મૂકવા. એમ કરવાનું કારણ એ છે કે, ઘીની કઢાઇમાં તે દૂધના કટકાને ખુલ્લા રાખવાથી છૂટા પડી જાય છે, અને ભૂકો ભૂકો થઇ જાય છે. કારણ કે એ ફાટી ગયેલા દૂધમાં કાંઇ ચીકાશ હોતી નથી; માટે તેને આવી રીતે સંભાળથી તળવા જોઇએ. એવી રીતે તળાઇ જાય, પછી તેમાં જોઇએ તેટલું જ મીઠું, ગરમ મશાલો, કોથમીર, આદુ, મરચાં, જરા સાકરનો ભૂકો, તથા લીંબુ અને નાળિયેરનું ખમણ નાંખી ખમણ ઢોકળાંની પેઠે, તેને ઘી તથા હીંગમાં અથવા એલચી લવિંગના વઘારમાં વઘારી ઉછાળી લેવું. તે શાક બહુ સ્વાદિષ્ટ બને છે, અને તે નવી વસ્તુ ખાવાથી ઘણાં માણસોને બહુ આનંદ થાય છે.

---

## ૧૦૭ઃ દૂધમાંથી પૂરણપોળી બનાવવાની રીત

[ 'સ્વર્ગની સુંદરીઓ' પૃ. ૭૬ ]

આવી જ રીતે એ ફાડેલા દૂધના કૂચામાંથી પૂરણ-પોળી બને છે, અને તે પણ બહુ ખાવાલાયક થાય છે. એ બનાવવાની રીત એ છે કે, ફાડેલા દૂધના નિચોવી લીધેલા માવામાં, સાકરનો ભૂકો નાંખી પૂરણની પેઠે તેને પકાવવો અને જ્યારે તે પાકી જાય ત્યારે તેમાં બે લીંબુનો રસ નિચોવી દેવો; એ પછી તેમાં ઝમઝમાટી લાવવા માટે થોડો પીપરીમૂળનો ભૂકો મિલાવી દેવો, અને એલચીનો થોડોક ભૂકો નાખવો. પછી ઘઉંનો લોટ બાંધવો, ત્યારે તેના પાણીમાં થોડું કેસર ભીંજાવીને નાખવું, અને એ લોટ ત્રણ કલાક અગાઉથી બાંધી રાખવો, એટલે તેમાં ચીકાશ તથા કુમાશ આવી જાય છે. બીજું લોટ બાંધતી વખત એ પણ ધ્યાનમાં રાખવું કે રોટલી-ના લોટ કરતાં પૂરણપોળીનો લોટ જરા નરમ બાંધવો, એથી તેમાં વધારે પૂરણ સમાઈ શકે છે. અને પૂરણપોળી માટે પાક-શાસ્ત્રીઓમાં કહેવાય છે કે, જેવડો લૂઓ હોય તેટલું જ તેમાં

પૂરણ નાખવું, એ હલકા પ્રકારની પૂરણપોળી ગણાય છે; જેટલો લૂઓ હોય તેથી તેમાં બેવડું પૂરણ સમાવવું એ સાધારણ પ્રકારની પૂરણપોળી ગણાય છે; અને જેટલો લૂઓ હોય તેથી ચારગણું પૂરણ તેમાં સમાવવું, તે ઉત્તમ પ્રકારની પૂરણપોળી ગણાય છે. અને એવી પૂરણપોળી બનાવનાર રસોઇઆનાં ખાસ વખાણ થાય છે. આવી રીતે કૂટેલા તલમાંથી પણ પૂરણપોળી બનાવી શકાય છે, વાટેલી બદામની પૂરણપોળી બનાવી શકાય છે, ભોંયશીંગના, કાજુની તથા અખરોટની વગેરે ઘણી ચીજોની પણ પૂરણપોળી બનાવી શકાય છે; અને એમાં પણ ખારી, મોળી, ગળી વગેરે ઘણી જાતની પૂરણપોળીની બનાવટો થઇ શકે છે. પણ અફસોસ એ છે કે આપણે પાકશાસ્ત્રની મહત્તા સમજતાં નથી, ને પાકશાસ્ત્રની ખૂબી જાણતાં નથી, તેથી ચણાની દાળની અને તુવેરની દાળની અને બહુ બહુ તો મગની દાળની કે બટેટાની પૂરણપોળી કોઇ કોઇ બહેનો કરે છે, પણ આવી જુદી જુદી સેંકડો જાતની નવી નવી વસ્તુઓ બની શકે તેમ છે, તે કોઇ બનાવતું નથી, અને તેના કિંમતી સ્વાદનો લાભ પોતાના બંધુઓને આપતાં નથી. તેથી જ આપણે પાછળ પડેલાં છીએ.

---

# ૧૦૮ : ધણીધણીઆણીના ધર્મો

[ 'સ્વર્ગનો ખજાનો' નં. ૧૩૮ ]

ઇશ્વરે આપેલાં આપણાં પવિત્ર શાસ્ત્રની એક મોટી આજ્ઞા એ છે કે, ધણીધણીઆણી બંનેએ સદા સલાહસંપથી હળીમળીને રહેવું જોઇએ. કારણ કે જ્યાં બંને જણાં સલાહ-સંપથી રહેતાં હોય તે ઘરમાં જ ખરૂં સુખ હોય છે, એટલું જ નહિ પણ તેમનાં છોકરાં પણ તેમના જેવાં જ ભલાં થાય છે, તેથી આગળ જતાં તેનું પરિણામ એ આવે છે કે, કુટુંબ, જાત અને દેશના સુધારાનો પાયો પડે છે. માટે દરેક જણે ધણીધણીઆણીના ધર્મ જાણી તે પ્રમાણે વર્તવાની જરૂર છે.

દૈવ ઇચ્છાથી જો કદી ઘરમાં છોકરાં વધી જાય, તો નિરાશ થવું નહિ પણ મનમાં એમ સમજવું કે, તેઓ પણ પોતાનું નશીબ લઇને આવેલાં છે. એટલું જ નહિ પણ તેઓનાં નશીબે આપણું પણ ભલું થશે, એમ સમજીને રાજી થવું.

કદી છોકરાં ન થાય તો પણ દિલગીર થવું નહિ; કારણ કે, એ તો ઇશ્વરની માયા છે, એમાં કાંઇ આપણો હક નથી. આપણે દિલગીર થઇને હાયવોય કર્યાં કરીએ તેથી કાંઇ પ્રભુનો–કર્મનો કાયદો ફરી જાય નહિ. માટે કદી જો પ્રભુની એવી ઇચ્છા હોય તો એમાં પણ શાંતિ રાખવી જોઇએ, અને એમ વિચારવું જોઇએ કે, છોકરાંઓને ભણાવવાં, પરણાવવાં, સાચવવાં, અને વળી તેમાંથી કોઇ સારાં નરસાં જાગે એ જોખમદારીમાંથી પ્રભુએ આપણને બચાવી લીધાં છે, અને તેને બદલે સત્સંગ, પરમાર્થ તથા ભક્તિ કરવાની પ્રભુએ રૂડી તક આપી છે. એમ સમજી પ્રભુની ઇચ્છામાં આપણી ઈચ્છા મિલાવી આનંદમાં રહેવું જોઇએ.

ઘણી વખત એમ બને છે કે, ધણીધણીઆના એક બીજાના સ્વભાવ જુદા જુદા હોય છે. જેમકે બાયડી ચીડિયા સ્વભાવની હોય, લોભી હોય, બહુ બડબડ કરનારી હોય, અદેખી હોય, વેહેમી હોય, બહુ ખર્ચાળુ હોય અને વખતે અક્કલ વિનાની પણ હોય, તેમ જ ધણી ગાળો દેનારો હોય, ધર્મથી વિરૂદ્ધ ચાલનારો હોય, નઠારાં વ્યસનોવાળો હોય, હીણ-કમાઉ હોય, 'કમજોર ને ગુસ્સા બોત' એવો હોય, અને પોતાનાં સાસરિયાં સાથે દુશ્મનાઇ રાખનારો હોય, તોપણ શાન્તિ રાખીને એક બીજાને નિભાવી લેવાં એ બંને બાજુની ફરજ છે. કારણ કે લગ્નનો પવિત્ર સંબંધ જાળવવો એ ઈશ્વરની આજ્ઞા છે. એટલે વિરૂદ્ધ સ્વભાવને લીધે આપણાથી કાંઇ લગ્નસંબંધ તોડી શકાય તેમ નથી. તેમજ એ કાંઇ એક દહાડાનું કામ નથી,

એ તો આખી જિંદગી સુધીનું કામ છે, એટલું જ નહિ પણ જેના જેવા સ્વભાવ પડયા હોય તે કાંઇ ઘડીકમાં બદલાઇ જાય નહિ. માટે એક બીજાના વિરૂદ્ધ સ્વભાવને લીધે આખી જિંદગી સુધી રોજ રોજ અંતરની હોળીની ઝાળમાં બળ્યા ન કરો પણ એક બીજાને નિભાવી લઇ આપણા આત્માના કલ્યાણને અર્થે અને મહાન પ્રભુને અર્થે ભગવદ્દઇચ્છાને આધીન થઇ શાંતિથી રહેતાં શીખો ! જો એવી રીતે આનંદથી રહીએ તો આપણો દાખલો જોઇને આપણાં છોકરાંઓ સુધરશે. પણ જો આપણે આપણો મિજાજ કાબુમાં નહિ રાખીએ અને ગાળાગાળી તથા મારામારી કરીશું તો આપણું તો ભવિષ્ય બગડશે જ, પણ સાથે આપણાં છોકરાંઓની પણ જિંદગી બગડશે. એવું ન થાય માટે ધણીધણીઆણીએ એક બીજાની ભૂલો શાન્તિથી નિભાવી લેવી જોઇએ.

ધણીધણીઆણીએ જેમ એક બીજાના સ્વભાવો નિભાવી લેવા જોઇએ, તેમ જ કેટલીક કુદરતી આફતો જેમકે ગરીબાઇ વગેરે સંકટો, મંદવાડ અને કુટુંબોમાં કોઇ કોઇ વખત બનતા દિલગીરીભરેલા બનાવોમાં પણ ધીરજ રાખવી જોઇએ એવે વખતે મેણાં ઓઠાં મારી એક બીજાની લાગણીઓ દુખાવવી નહિ, પણ જેમ પ્રભુ રાખે તેમ રહીને સલાહસંપથી વર્તવું એમાં જ આપણી ઉત્તમતા છે. એજ સ્ત્રી–પુરૂષનો ધર્મ છે, અને એવા સંકટના સમયમાં આપણે એક બીજા સાથે જે પ્રમાણે વર્તીએ તે પ્રમાણે જ પ્રભુ આપણી સાથે વર્તે છે. માટે એવા વખતમાં પણ ધીરજ રાખીને જેમ બને તેમ પુરુષોએ સ્ત્રીઓને અને સ્ત્રીઓએ પુરુષોને નિભાવી લેવાં જોઇએ.

એ સિવાય ભવિષ્યમાં આપણું શું થશે ? અને આપણાં છોકરાંનું શું થશે ? એવા ઠાલા ઠાલા ખ્યાલોમાં સ્ત્રી પુરુષો દુઃખી થયાં કરે છે. અને પોતાના આયુષ્યને અધું કરી નાંખે છે, પણ એમ વિચારતાં નથી કે, જે બ્રહ્માંડોને નિભાવી રહ્યો છે અને આપણને પણ આજ દહાડા સુધી નિભાવ્યા છે, તે પરમ દયાળુ સર્વશક્તિમાન જગત્પિતા પરમાત્મા આપણાં છોકરાંઓને પણ નિભાવશે જ, કારણ કે તે પોતાના જનનું સદા રૂડું કરે છે. એમ સમજી આપણા રૂઠા ધર્મ ઉપર પૂરો વિશ્વાસ રાખી સ્ત્રી–પુરુષોએ સદા સર્વદા આનંદમાં રહેવું જોઇએ.

વાજાની એક કળ બગડવાથી જેમ આખી મંડળીનો રસ ઊડી જાય છે, અને જેમ અગ્નિના એક નાના તણખામાંથી મોટી આગ ફેલાઇ જાય છે, તેમ કુટુંબમાં કોઇ માણસ બહુ લોભી, બહુ ક્રોધી, વ્યભિચારી કે એવા જ બીજા અવગુણવાળું હોય તો આખા કુટુંબને દુખી કરી નાખે છે. માટે કોઇ પણ જાતના દુર્ગુણમાં ન ફસી પડાય તેની સ્ત્રી પુરુષોએ બહુ સંભાળ રાખવી જોઇએ; કારણ કે આપણું પાપ કાંઈ આપણને જ દુખી કરીને અટકતું નથી પણ તેના છાંટા બહુ દૂર સુધી ઊડે છે. માટે આપણા વાંકે બીજાં નિર્દોષોને હેરાન થવું ન પડે એ સંભાળવું એ દરેક સ્ત્રીપુરુષનો ધર્મ છે.

આપણે સમજવું જોઇએ કે આ કાંઇ દેવતાઓને રહેવાની અમરાવતી નથી, પણ આ તો મનુષ્યને રહેવાનો મૃત્યુલોક છે. માટે અહીં તો જુદા જુદા સ્વભાવ પણ રહેશે, રોગો પણ રહેશે, જંજાળો પણ રહેશે, અને દુઃખો પણ રહેશે જ, પણ એ બધાંની

વચ્ચે ધર્મનું બળ રાખીને, પ્રભુનો દૃઢ આશરો રાખીને શાન્તિ-પૂર્વક આનંદમાં રહેવું એ જ આપણી ખૂબી છે ને એ જ ધણીધણીઆણીનો ધર્મ છે.

જે કુટુંબમાં સૌ નાનાં મોટાંઓ એક બીજા સાથે સલાહ સંપથી વર્તતાં હોય, જેઓમાં કોઇ જાતનાં પાપ કર્મ હોય નહિ, અને જેઓ પોતાના ધર્મ પ્રમાણે વર્તી જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેતાં હોય, તેઓ આ સંસારમાં રહીને પોતાના ઘરમાં જ સ્વર્ગના જેવાં સુખો ભોગવે છે.

---

# ૧૦૯ : ઘણાં માણસો ધર્મની બાબતમાં કાંઇ પણ જાણતાં નથી છતાં પણ તેમાં માથું માર્યા કરે છે

[ 'સ્વર્ગનો પ્રકાશ' નં. ૨૫ ]

કોણ જાણે શું છે પણ ઘણાં માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે તેઓ ધર્મની બાબતમાં કાંઇ પણ ન સમજતાં હોય છતાં પણ તેમાં માથું માર્યા કરે છે. ધર્મ સંબંધી પોતે કાંઇ પણ અભ્યાસ ન કરેલો હોય છતાં પણ બીજા ધર્મના નિયમો પાળનારાં માણસોને તેઓ જૂઠાં ગણ્યા કરે છે. પોતે ધર્મના ખરા સિદ્ધાંતને જરા પણ ન સમજતાં હોય છતાં પણ ધર્મ પાળનારાં બીજાં માણસોની તેઓ મશ્કરી કર્યા કરે છે, અને એ જાણે એક રમતની વાત હોય અને જાણે તેમાં ટીકા કરવાનો સૌને વગરમફતનો હક્ક હોય તે પ્રમાણે ઘણા લોકો વર્ત્યા કરે છે; અને કેટલાક ધર્મ પાળનારા હરિજનોને ફોકટના હેરાન કર્યા કરે છે. એવા એક માણસને ધર્મની ઘણી બાબતોમાં વચ્ચે વચ્ચે માથું મારતો જોઇને એક પંડિતે કહ્યું કેઃ—

રેલવેનું ઇન્જીન કેમ બનાવે છે, અને એ ઇન્જીન કયા નિયમોને આધારે ચાલે છે એ તમો જાણો છો ? ત્યારે તે માણસે કહ્યું કે નહિ, હું એ વાત જાણતો નથી. પછી તેને પૂછ્યું કે તાર કેમ ચાલે છે, અને બેટરીમાં શું શું મશાલો નાખે છે, તથા એ તાર લેવા માટે અને મૂકવા માટે શું ગોઠવણ કરવી પડે છે એની તમને ખબર છે ? રબર કેમ બને ? વિજળીથી ગિલિટ કેમ દેવાય છે ? બલૂન કેમ ઊડે છે ? જુદી જુદી જાતના ગ્યાસ કેમ પેદા થાય છે ? ફોનોગ્રાફ કેમ વાગે છે ? સ્ટવમાં ગ્યાસ કેમ બને છે ? ટેલીફોનથી કેમ સંભળાય છે ? આગબોટના સંચાની ગોઠવણ કેવી રીતની હોય છે ? અને જુદી જુદી જાતની અંગ્રેજી દવાઓ કેમ બને છે : એ બધું તમે જાણો છો ? ત્યારે તે માણસે કહ્યું કે નહિ, એ કાંઇ હું જાણતો નથી, ત્યારે પેલા પંડિતે કહ્યું કે એ બધું જાણવા માટે તમે કેમ કાંઇ તજવીજ કરતા નથી ? શા માટે રેલવેના ડ્રાઇવરની સાથે લડતા નથી કે તું ઇન્જીન આમ કેમ ચલાવે છે ? શા માટે તારમાસ્તરની ખામી કાઢવા જતા નથી અને શા માટે ગ્યાસ સુધારવાની વાતમાં માથું મારતા નથી ?

ત્યારે તે માણસે કહ્યું કે આ બધી બાબતોનો મેં કાંઇ અભ્યાસ કર્યો નથી, એટલે એના નિયમો હું જાણતો નથી; તેથી એમાં માથું મારવાનો મને હકક નથી; કારણ કે જે બાબતમાં હું કાંઇ પણ ન જાણતો હોઉં તેવી બાબતોમાં હું શું બોલી શકું અને એવી બાબતમાં હું કેમ અભિપ્રાય આપી શકું ?

એ સાંભળીને તે પંડિતે પૂછ્યું કે તમે ધર્મનો અભ્યાસ

કરેલો છે ? તમે ધર્મના નિયમો સમજો છો ? તમે ધર્મનાં રહસ્યો જાણો છો ? અને તમે તમારા સમજવા પ્રમાણે ધર્મ પાળી શકો છો ?

ત્યારે તે માણસે કહ્યું કે નહિ, મહારાજ! ધર્મની બાબતમાં હું જરા પણ ઊંડો ઊતરેલો નથી અને એ સંબંધી હું કાંઇ પણ જાણતો નથી.

ત્યારે પંડિતજીએ કહ્યું કે ધર્મ સંબંધી તમે કાંઇ પણ જાણતા નથી છતાં પણ ધર્મની દરેક બાબતમાં કેમ માથું મારો છો અને દરેક જણની સાથે ધર્મ સંબંધી ઝઘડા કરવા કેમ તૈયાર થઇ જાઓ છો ?

ત્યારે તે હઠીલા માણસે કહ્યું કે એમ તો થાય જ. ધર્મની બાબતમાં તો ન સમજીએ તોપણ ટીકા કરાય જ; કારણ કે એમ સૌ કરે છે. ત્યારે પંડિતજીએ કહ્યું કે પણ શું એમ કરવું એ એક જાતની મૂર્ખાઇ નથી ? પોતે કાંઇ કરવું નહિ અને તેમ છતાં જે બિચારા કાંઇક કાંઇક કરતા હોય તેઓને ઊલટા નડયા કરવું, અને તેઓ જ સાથે લડયા કરવું એ તે કયાંનો ન્યાય ? યાદ રાખજો કે એમ કરવું એ બહુ જ મોટું પાપ છે; કારણ કે ધર્મ એ બહુ જ મોટામાં મોટી વાત છે; ધર્મ એ બહુ જ ઊંડામાં ઊંડી વાત છે; ધર્મ એ બહુ જ અગત્યની વાત છે, અને ધર્મ એ જિંદગી સુધારવાની વાત છે માટે એ બાબતમાં સમજયા વિના વચ્ચે પડવું એ ઘણું જ ખોટું છે અને કોઇ પણ હરિજનોનાં શુભ કામોની ખોટી ટીકા કરવી કે તેઓનો વિશ્વાસ ઓછો થાય તેમ કરવું એ બહુ જ મોટું

પાપ છે. માટે ભાઇ ! હવે જરાક ચેતો; કારણ કે હરરોજ આપણી નજરે પડે તેવાં રેલવેનાં ઇન્જીનો, ફોનોગ્રાફો, ટેલીફોનો અને સીનેમેટોગ્રાફો જેવી જડ વસ્તુઓની રચના પણ આપણે જાણતા નથી અને એના પણ પૂરેપૂરા ભેદો આપણે સમજતા નથી, ત્યારે ધર્મ તો બહુ ઊંડી વાત છે અને એનાં સિદ્ધાંતોનાં રહસ્ય તો બહુ જ ગુપ્ત રહેલાં હોય છે. એની ખરી ખૂબી તો મહાત્માઓ જ સમજી શકે છે, અને એ ખૂબીઓ સમજવા માટે લાંબા કાળ સુધી અભ્યાસ કરવો પડે છે. તે બધું કર્યા વિના માત્ર ફોકટનો ઘોડો ગુહાવીએ અને કોઇની શ્રદ્ધા ડગાવવાનું મહાપાપ કરીએ એવી ભૂલ તે આપણે શા માટે કરવી જોઇએ ? માટે ભાઇ ! હવેથી તમારી જીભને જરા કાબુમાં રાખતાં શીખો અને ધર્મ સંબંધી બાબતોની ટીકા કરતાં પહેલાં તથા હરિજનોની ચેષ્ટાઓ કરતાં પહેલાં ફરીફરીથી વિચાર કરો; કારણ કે જો એ વિચાર નહિ કરો તો તમારી જીભે ઘણાએ અધર્મ થઇ જશે. ઘણાએ હરિજનોના દિલ દુભાઇ જશે. ઘણાં માણસોની ધાર્મિક લાગણી ઢીલી પડી જશે, અને યાદ રાખજો કે એ બધું પાપ કાંઇ નાનુંસૂનું નથી અને એની શિક્ષા કાંઇ જેવી તેવી નથી. માટે અમારી છેવટની ભલામણ એ જ છે કે ધર્મનાં રહસ્યો સમજ્યા વિના ધર્મની બાબતમાં માથું મારવાની ભૂલ કરશો મા, ધર્મનાં રહસ્યો સમજ્યા વિના ધર્મની બાબતમાં માથું મારવાની ભૂલ કરશો મા !

---

# ૧૧૦ : મારી આભડછેટ

[ 'સ્વર્ગનું અમૃત ' નં. ૮૨ ]

બંધુઓ ! પ્રથમ હું સમજતો કે આભડછેટ પાળવાથી બહુ પવિત્ર રહી શકાય છે, આભડછેટ પાળવાથી મનને અંકુશમાં રાખવાનું શીખી શકાય છે, આભડછેટ પાળવાથી કેટલીક જાતની અગવડો ભોગવી લેતાં આવડે છે, આભડછેટ પાળવાથી કેટલીક જાતની તિતિક્ષા સહન કરી શકાય છે, આભડછેટ પાળવાથી કેટલીક જાતનું બળ આવી જાય છે, અને આભડછેટ પાળવાથી ધર્મના કેટલાક નિયમો એની મેળે મેળે પાળી શકાય છે. માટે આભડછેટ પાળવામાં મને બહુ મજા પડતી હતી, છતાં અફસોસ કે એ મજા એટલામાં જ અટકી રહેતી નહોતી. જેમ જેમ આભડછેટ વધતી જતી હતી, તેમ તેમ મારું અભિમાન પણ વધતું જતું હતું. પરિણામે મને એમ લાગતું કે અમે જ સૌથી ઉચ્ચ છીએ ને બીજાં સૌ અમારાથી ઘણાં જ નીચાં છે, એટલું જ નહિ પણ આવી લાગણી દઢ-

થઈ જવાથી ભ્રાતૃભાવની ઇશ્વરી સગાઇમાંથી હું ખસતો જતો હતો અને છેડા વગરના અભેદના રસ્તામાં જવાને બદલે હું નાના કુંડાળામાં પડી ગયો હતો. તેમાંથી બચાવી લેવા માટે મારા વિચારોમાં આવીને એક દિવસ મારા વહાલાએ અને કહ્યું કે,

બેટા, મોક્ષ કયાં છે ? મોટાઇના અભિમાનમાં કે નમ્રતામાં ? સૌને નીચાં ગણવામાં કે સૌને ઊંચે ચડાવવામાં ? બીજાઓનો તિરસ્કાર કરવામાં કે બીજાઓને મદદ કરવામાં ? ભાઈબંધી વધારવામાં કે ભાઇબંધી તોડાવવામાં ? ભિન્નભાવ રાખવામાં કે સમાનતા રાખવામાં ? નાનકડા કુંડાળામાં કે છેડા વગરના અનંતપણામાં ? બનાવટી બંધનોમાં કે કુદરતી છૂટાપણામાં ? અને તને ગમતી તારા નજીવા સ્વાર્થની કલ્પનાઓમાં રમ્યા કરવામાં કે પ્રભુના હુકમો પાળવામાં ? બોલ, મોક્ષ કયાં છે ? એ સાંભળીને હું શરમાઇ ગયો અને શું જવાબ દેવો એના વિચારમાં પડી ગયો. એટલામાં મારા વહાલાએ કહ્યું કે, બેટા ! હવે તારે જગતમાં ભ્રાતૃભાવની ઇશ્વરી સગાઇ વધારવી જોઇએ. એ સાંભળી મેં કહ્યું કે, ત્યારે શું આભડછેટ પાળવી એ ખરાબ છે ? શું એથી ઘણી જાતનાં પાપોથી નથી બચાતું ? શું એથી મન નથી રોકાતું ? અને શું એથી ધર્મ પાળવામાં એક જાતનું બળ નથી મળતું ? એ સાંભળીને મારા વહાલાએ કહ્યું કે,

બેશક, શરૂઆતના વખતમાં સાધકને આભડછેટની કેટલીક બાબતો પાળવાની જરૂર છે એ વાત સાચી; પણ,

આભડછેટના અભિમાનમાં કાંઈ જીવોને હલકા ગણાય નહિ; આભડછેટની ખુમારીમાં કાંઇ ભ્રાતૃભાવની ઇશ્વરી સ્નેહની સાંકળને તોડી નંખાય નહિ; આભડછેટનાં બહારનાં બનાવટી બંધનો સારૂ કરીને કાંઇક અલૌકિક આત્મિક શક્તિઓને દાબી નંખાય નહિ; અને ચોકકસ સંજોગોને લીધે પોતાના મનને ગમી ગયેલી આભડછેટ પાળવા સારૂ કરીને કાંઇ ઇશ્વરના હુકમો તોડાય નહિ. માટે તારે હવે આભડછેટની જાળમાંથી છૂટવું જોઇએ અને તારા બીજા ભાઇબંધોને છોડાવવા જોઇએ. કારણ કે બાપદાદાની રીત પ્રમાણે અમે સૌથી ઉચ્ચ છીએ એમ સમજ્યા કરવું અને એ ખુમારીમાં બીજાઓનો તિરસ્કાર કરીને મનમાં ફુલાયા કરવું એમાં કાંઇ મોટી વાત નથી, પણ વ્યવહારિક દૃષ્ટિએ પોતે ઉચ્ચ છતાં પણ પોતાના સ્વાર્થનો ભોગ આપીને પોતે નીચે ઊતરવું અને બીજાં નીચે રહેલાંઓને ઊંચે ચડાવવા એ જ ખૂબીની વાત છે. એ જ મારૂં વહાલું કામ છે, અને જે મારા કૃપાપાત્ર હોય તેને જ એ કામ હું સોંપું છું.

જો તારે પ્રભુના રસ્તામાં આગળ વધવું હોય તો તું નીચે ઊતર અને નીચે રહી ગયેલા તારા બંધુઓને ઉપર ચડાવ. એમ કર્યા વિના તારો આરો આવવાનો નથી.

---

## ૧૧૧ આભડછેટની આળપંપાળ

[ 'સ્વર્ગનાં રત્નો ' નં. ૧૦૦ ].

જેઓ આભડછેટની જાળમાં તથા કર્મકાંડમાં બહુ જ રહી જાય છે, તેઓ મોટા જ્ઞાની કે ધ્યાની થઈ શકતા નથી, પણ લોટા માંજવામાં, હાથપગ ધોયા કરવામાં ને ચોકા પાટલા કર્યા કરવામાં જ તેઓની જિંદગી ચાલી જાય છે. માટે એમ ન થાય તે સંભાળજો !

જિંદગી પવિત્રતાને માટે જ છે, એટલે જેટલી પવિત્રતા રખાય તેટલી થોડી જ છે. પણ જિંદગીની પવિત્રતા એટલે શું, એ વાત ઘણા લોકો જાણતા નથી. સાધારણ લોકો ન જાણે તેમાં તો કાંઈ નવાઈ નથી, પણ જેઓ ભકતો કહેવાતા હોય, જેઓ ઉપર લોકોની શ્રદ્ધાભક્તિ હોય, જેઓ કાંઈક સારી રીતે ભણેલાં ગણેલાં હોય, અને આ તો બહુ ધર્મવાળા છે એમ લોકો સમજતા હોય તેવાં માણસો પણ જિંદગીની પવિત્રતાનો ખરો અર્થ સમજતાં નથી, અને બહારની અધૂરી તથા હલકી જાતની પવિત્ર ગણાતી વસ્તુઓમાં જ પડયાં રહે છે, એ દિલગીરી છે. કારણ કે એવી નજીવી નજીવી બાબતોમાં વખત ગાળી નાખવાથી જે બહુ મહત્ત્વની બાબતો હોય તે રહી

જાય છે, અને જે બાબતો ખાસ જરૂરની ન હોય, જે બાબતો કર્યા વિના પણ ચાલી શકે તેમ હોય, જે બાબતોના હેતુ કે અર્થ ન સમજતા હોય, જે બાબતો કનિષ્ઠ અધિકારીઓને કરવા જેવી હોય, જે બાબતો શરૂઆતમાં ભકતોને થોડોક વખત શીખવાની કે કરવાની હોય, અને જે બાબતમાં કાંઇ બહુ દમ ન હોય, તથા જે બાબતો મૂર્ખાઓ પણ કરી શકે તેવી હોય, એવી બાબતોમાં પણ આગળ વધેલા ભકતો તથા જ્ઞાનીઓ પડયા રહે છે, એ દિલગીરી છે. માટે મહાત્માઓ એમ કહે છે કે,—

જે કર્મકાંડો છે કે જે આભડછેટ પાળવાની છે તે વખત બચાવવા માટે તથા તેનો સદુપયોગ કરવા માટે છે. કાંઈ વખત ગુમાવવા માટે નથી. તે બાબતો તંદુરસ્તી સાચવવા માટે છે, કાંઇ તંદુરસ્તી બગાડવા માટે નથી. તે બાબતો આપણા મનના વિકારો ઓછા કરવા માટે છે, કાંઇ વારે વારે મિજાજ બગાડવો પડે તે સારૂ નથી. એ બાબતો ધર્મનાં તથા વહેવારનાં કામો કરવાની સરળતા માટે છે, કાંઇ એ કામો કરવાની મુશ્કેલીઓ વધે તે માટે નથી. એ બાબતો મનનું સમતોલપણું સાચવવા માટે છે, કાંઈ મનને એક બાજુએ ઢાળી પાડવા માટે કે હડસેલી દેવા માટે નથી. એ બાબતો તેના હેતુઓ સમજીને કરવાની છે, કાંઈ ગાડરિયા પ્રવાહની પેઠે કરવાની નથી. એ બાબતો જીવને ઊંચે ચડાવવા માટે છે, કાંઈ નજીવી ચીજોમાં તેને રાખી મૂકવા માટે કે ઊલટો નીચે ઉતારી મૂકવા માટે નથી. એ બાબતો દેશ સમજીને કરવાની છે, કાંઇ “ વહોરાભાઈનું નાડું પકડયું તે

પકડયું" એવી રીતે કરવાની નથી. એ બાબતો પરમાર્થ શીખવા સારૂ કરવાની છે, કાંઇ એકલપેટા થવા સારૂ કરવાની નથી. એ બાબતો પોતાની પ્રકૃતિ પ્રમાણે કરવાની છે અને તે પોતાના સ્વભાવને તથા ટેવોને સુધારવા માટે કરવાની છે, કાંઇ પ્રકૃતિને બગાડવા માટે કરવાની નથી. એ બાબતો વસ્તુઓ ઉપરનો મોહ ઓછો કરવા સારૂ છે, કાંઇ જગતની વસ્તુઓ ઉપરનો મોહ વધારવા માટે નથી. એ બાબતો જરૂર હોય તેટલો વખત કરવાની છે, કાંઇ આખી જિંદગી સુધી કરવાની નથી. એ બાબતો સમજી સમજીને વિધિપૂર્વક કરવાની છે, કાંઇ વગર સમજણે પોતાના મનના ફાટા પ્રમાણે કરવાની નથી એ બાબતો આપણને વહેવારમા તથા પરમાર્થમા ઉપયોગી થાય તે સારૂ કરવાની છે, કાંઇ વહેવારમાથી ખસી જવાય અને પરમાર્થનો પણ પત્તો ન લાગે તે સારૂ કરવાની નથી, અને તે બાબતો મહાન ઇશ્વરને ઓળખવા સારૂ તથા તેની નજીક જવા સારૂ કરવાની છે, કાંઇ તેનાથી વિમુખ થવા માટે કરવાની નથી એટલું જ નહિ પણ ઇશ્વરી રસ્તામા ઊડવાની આપણા જીવાત્માને પાંખો મળે તે સારૂ એ બાબતો કરવાની છે, કાંઇ આપણો જીવાત્મા બંધાઇ રહે તે સારૂ કરવાની નથી

હવે વિચાર કરો કે, આપણે જે જે આભડછેટની પોલમાં પડયા રહીએ છીએ તથા કર્મકાંડની જાળોમા ગુંચાઇ રહીએ છીએ તેથી શુ આપણા આત્માની ઉન્નતિ થાય છે? આ પ્રશ્ન આપણે આપણા મનને પૂછવો જોઇએ, અને ચોખ્ખી રીતે સમજી લેવુ જોઇએ કે, ચોકા પાટલા કરવામા, હાથપગ

ધોવામાં, લોટા માંજવામાં, છાંટાથી છોવાઈ જવામાં, " આ ચીજ ખપે ને આ ચીજ ન ખપે " એમ કર્યાં કરવામાં, અને બહારના બનાવટી કર્મકાંડોમાં પડયા રહેવાથી જ કાંઇ જિંદગી સુધરી શકતી નથી; પણ એથી તો ઊલટો અમૂલ્ય વખત ફોકટ જાય છે, અને એમ થવાથી જે માણસો એવી એવી બહારની બાબતોમાં બહુ રહી જાય તે માણસો બહુ જ્ઞાની કે બહુ મોટા ધ્યાની થઇ શકતાં નથી. માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો ! અને દેશકાળ ધ્યાનમાં રાખીને તથા પોતાની પ્રકૃતિ સમજીને પવિત્રતા જાળવવા માટે જેટલી બાબત જરૂરની હોય તેટલી જ વાત કરજો, પણ વિના કારણ બહારની બાબતોને બહુ વધારી દેશો મા ! કારણ કે જો એવી બાબતોને વધાર્યા કરીએ તો પછી તેની કાંઇ હદ જ રહેતી નથી, એટલું જ નહિ પણ બીજી એ વાત પણ સમજી લેવા જેવી છે કે, બહારની નજીવી નજીવી ઉપલક પવિત્રતા કરતાં અંતરની કુદરતી પવિત્રતા લાખોગણી શ્રેષ્ઠ છે; અને એ પવિત્રતા જ્ઞાનના બળથી તથા પોતાના બંધુઓની સેવા કરવાના બળમાંથી મેળવી શકાય છે. માટે એવી અંતરની સાચી પવિત્રતા ઉપર વધારે ભાર રાખતાં શીખો, અને બહારની બનાવટી કર્મકાંડની દાંભિકતા ઉપર તથા આભડછેટની જાળ ઉપર અંકુશ રાખતાં શીખો ! જો એમ કરશો તો વધારે ઊંચી જાતનું પવિત્ર જીવન ગાળી શકશો, અને પ્રભુના વહાલા થઇ શકશો. માટે બહારની પોલંપોલમાં પડયા રહો મા ! પણ હૃદયની વિશુદ્ધતા મેળવાય તેમ કરો, હૃદયની વિશુદ્ધતા મેળવાય તેમ કરો !

---

# ૧૧૨ : વખતની કિંમત સમજો

[ 'સ્વર્ગના રત્નો' નં. ૬૦ ]

પરમેશ્વર બીજું બધુંય આપવામાં બહુ ઉદાર છે, પણ વખત આપવામાં બહુ લોભિયો છે; અને આપણે બીજું બધું આપવામાં લોભિયા છીએ, પણ વખત ગુમાવી દેવામાં ઉડાઉ છીએ.

એક ભગત કહેતા હતા કે, ઇશ્વર જેવો ઉદાર બીજો કોઇ નથી. અરે ! તેની ઉદારતા તો જુઓ ! તે ઝાડોની અંદર કેટલાં બધાં ફૂલો તથા ફળો આપે છે ! તે સમુદ્રની અંદર કેટલી બધી જાતનાં પ્રાણીઓને કેટલી બધી ચતુરાઇથી ઉત્પન્ન કરે છે ! તેણે વીજળીને ઝડપ આપવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે ! તેણે ચાંદા સૂરજને તેજ આપવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે ! તે આકાશમાથી વરસાદ વરસાવવામાં કેટલી બધી ઉદારતા વાપરે છે ! તેણે જુદાં જુદાં પ્રાણીઓને પોતાનાં બચ્ચાંઓને જુદાં જુદાં સાધનો આપવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે ! તેણે મનુષ્યને પોતાનું જ્ઞાન આપવામા કેટલી બધી ઉદારતા વાપરી છે ! તેણે પૃથ્વીની અંદર અનેક જાતની કિંમતી ધાતુના ઢગલાઓ તથા રત્નોના ભંડાર

ભરી મૂકવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે! તેણે લાકડામાં, કોલસામાં, જુદી જુદી જાતનાં તેલોમાં તથા જુદી જુદી જાતની હવાઓમાં અગ્નિ ભરી રાખવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે! તેણે સમુદ્ર પાસે માણસોનો બોજો ઉપડાવવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે! તેણે વરાળ, વીજળી, પવન, અગ્નિ ને સૂર્ય વગેરે મહાન શક્તિઓને મનુષ્યના તાબામાં સોંપવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે! તેણે જુદી જુદી જાતની દવાઓમાં જુદી જુદી જાતના ગુણ ભરવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે! તેણે મનુષ્યના દેહની રચના કરવામાં કેટલી બધી અદ્ભુત કારીગીરી વાપરી છે તથા કેટલી બધી ઉદારતા વાપરી છે! તેણે આકાશ બનાવવામાં અને તેની અંદરના ગ્રહો તથા તારા બનાવવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે! અને તેણે જગતની અંદર પોતાનો પવિત્ર સ્નેહ આપવામાં કેટલી બધી ઉદારતા વાપરી છે, એ જરા જુઓ તો ખરા! એટલું જ નહિ પણ મનુષ્યને અનંત કાળનાં મોક્ષસુખ આપવામાં પ્રભુ કેટલી બધી ઉદારતા વાપરે છે અને માણસોનાં પાપ માફ કરવામાં પ્રભુ કેટલી બધી ઉદારતા વાપરે છે, એ જરા જુઓ તો ખરા! ઓહો! પ્રભુ તો પ્રભુ જ છે! એની ઉદારતાને કોઈ પણ પહોંચી શકે તેમ નથી.

એ સાંભળીને ત્યાં બેઠેલા એક ભગતે કહ્યું કે, પ્રભુ જેવો લોભિયો બીજો કોઈ પણ નથી.

ત્યારે પેલા ભગતે કહ્યું કે, અરરરરરર! મારા પ્રભુને તમે લોભિયો કહો છો? એનો લોભ બતાવો તો ખરા? પ્રભુ

લોભિયો હોય જ નહિ, અને જો તે લોભિયો હોય તો તે પ્રભુ કહેવાય જ નહિ.

એ સાંભળીને બીજા ભગતે કહ્યું કે, બીજી બધી બાબતો આપવામાં પ્રભુ ઉદાર છે, પણ વખત આપવામાં તે બહુ જ લોભિયો છે. જો તમે મારી વાત ન માનતા હો તો તમારા પ્રભુને કહો જોઈએ કે તે મારો ગયેલો વખત પાછો આપે.

આ સાંભળીને પેલા ભગતે કબૂલ કર્યું કે, તમારી એ વાત તો સાચી, એ બાબતમાં તો પ્રભુ લોભિયો ખરો ! ગયેલ વખતને તો તે પણ પાછો આપી શકે નહિ. એટલી ઉદારતા તેનામાં નથી. ઓહો ! તમે તો ભારે કરી ! મારા પ્રભુને તમે લોભિયો ઠરાવ્યો ! એમ કહીને હવે વધારે શું જવાબ દેવો તેના વિચારમાં તે ભગત પડી ગયો.

બંધુઓ ! આ દાખલો આપીને એક હરિકથા કરનાર એમ સમજાવતા કે, પ્રભુ બધું આપવામાં બહુ ઉદાર છે પણ વખત આપવામાં તે પણ લોભિયો છે. અને પ્રભુ પોતે પણ જ્યારે વખત આપવાની બાબતમાં લોભિયો છે, ત્યારે બીજા કોની તાકાત છે કે આપણને ગયેલો વખત પાછો મેળવી આપે, અથવા નિર્માણ થઈ ચૂકેલા વખત કરતાં બીજો વધારે વખત મેળવી આપે ? યાદ રાખજો કે એવી તાકાત કોઈનામાં પણ નથી. એવો અમૂલ્ય વખત છે. કારણ કે જે ચીજને પ્રભુ પોતે પણ પાછી ન આપી શકે તે ચીજ કેટલી બધી કિંમતી હોય ને કેવી અલૌકિક હોય એનો જરા ખ્યાલ તો કરો !

બંધુઓ ! વખતને માટે ચોતરફથી આટલું બધું કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે, આપણી જિંદગી બહુ ટૂંકી છે, એટલું જ નહિ પણ તે બહુ જલદીથી ભાગી જનારી છે. કલાક અરધો કલાક કરતે કરતે, ઘડી બે ઘડી કરતે કરતે, આજ કાલ કરતે કરતે, ખબર ન પડે તેમ વરસોનાં વરસો ચાલ્યાં જાય છે અને તેમ છતાં આપણે ચેતી શકતાં નથી ને વખતની કિંમત સમજી શકતાં નથી. બીજું એ કે એક તરફ જિંદગી ટૂંકી છે, ને બીજી તરફ કર્તવ્ય બજાવવાનું ઘણું જ છે. ત્રીજી તરફ રાગ દ્વેષ ને મોહનું જોર પણ અતિશય છે, આપણે ગફલતીમાં જ રહી જઇએ છીએ, અને વખતનો સદુપયોગ કરી શકતાં નથી. માટે વખતની કિંમત સમજાવવાની સૌ ઉપદેશકોને વારંવાર જરૂર પડે છે તથા ફરજ પડે છે.

એક તરફથી વખત બહુ અમૂલ્ય છે, અને તે આપવામાં પ્રભુ પોતે પણ લોભિયો છે, ત્યારે બીજી તરફથી આપણે જગતની ઘણીએ નકામી જડ વસ્તુઓ ફેંકી દેવામાં લોભિયા છીએ, પણ વખતને ફેંકી દેવામાં માત્ર ઉદાર જ નહિ પણ ઉડાઉ છીએ; જેમ કેઃ—

આપણું ફાટેલું જે લૂગડું આપણને કામમાં નથી આવતું તે પણ આપણે ટાઢે થરથરતા કંગાલોને પણ આપી શકતાં નથી, પણ જો નકામા કલોકો ગુમાવવા હોય તો તેમાં આપણને જરાય લોભ થતો નથી, કે આટલો બધો વખત ફોગટ કાં ગુમાવી નાખીએ ? આપણી પાસે જૂનાં પુસ્તકો હોય અને તે આપણા ઉપયોગમાં ન આવતાં હોય, એટલું જ નહિ પણ

તે મફતની જગ્યા રોકતાં હોય, તેમાં કસારીઓ ને ઊંદરો ભરાઇ રહેતાં હોય, અને તેને ફેરવવાં પડતાં હોય અથવા તેની સામે જોવાની પણ ફુરસદ ન હોય અને તે બીજાઓને કામ લાગી શકે તેવાં હોય તથા તેના દાનથી આશીર્વાદ મેળવી શકાય તેમ હોય છતા પણ આપણે આપણી મેળે તુરત જ તે બીજાઓને આપી શકતાં નથી. એ બાબતમાં આપણે બહુ લોભિયા છીએ. પણ એને બદલે જો કોઇ ઠેકાણે રમતગમતમાં કે મોજશોખમાં વખત ગુમાવવો હોય તો તેમાં આપણને જરાય ગેરવાજબી લાગતું નથી. વખતને તો ખુશીથી ગુમાવી દઇએ છીએ. આવી રીતે ખાવાપીવામાં, રીતરિવાજોમાં, નાતજાતના વિવેકોમાં અને બીજી ઘણીએ નજીવી નજીવી બાબતોને જાળવવામાં તથા તેને બહુ ચીવટપણે વળગી રહેવામાં આપણે લોભિયા છીએ, પરંતુ અમૂલ્ય વખતને ગુમાવી દેવાની બાબતમાં બહુ જ ઉદાર છીએ. એ આપણી મૂર્ખાઇ સામે તો જરા જુઓ ! અરે ! જે અમૂલ્ય વસ્તુ આપવામાં પ્રભુ પોતે પણ લોભિયો છે, તે બાબતમાં આપણે ઉદાર છીએ, અને જે બાબતો બહુ ઉપયોગી નથી તથા નજીવા જેવી છે તેવી બાબતોને પકડી રાખવાનો આપણે લોભ કરીએ છીએ, અને તેમ છતાં આપણે પોતે આપણને ધર્મવાળા સમજીએ છીએ, અને મોક્ષની આશા રાખીએ છીએ ! પણ જરા વિચાર તો કરો કે, વખતનો દુરુપયોગ કરીને કોઇ પણ માણસો આગળ વધી શકયાં છે ? કદી પણ નહિ. માટે જો કલ્યાણની ઇચ્છા હોય, તો જેમ બને તેમ વખતની કિંમત સમજો અને તેનો સદુપયોગ થાય તેમ કરો !

---

# ૧૧૩ : કામની કિંમત સમજો

[ 'સંસારમાં સ્વર્ગ' પૃ. ૬૯૮ ]

મહાત્માઓ કહે છે કે "કામ કરવું એ દેવ પૂજવા બરાબર છે" અને તોપણ અફસોસ કે, આપણી જ જરૂરિયાતનાં કામ કરવામાં પણ આપણે કેટલાં બધાં બેદરકાર રહીએ છીએ? અને કેટલાં બધાં રોદણાં રોતે રોતે કામ કરીએ છીએ? એક જરા જેટલું કામ કરવામાં આપણે કેટલો બધો મોટો ફાયદો મેળવીએ છીએ? અને તેમ છતાં પણ એ જરા જેટલું કામ કરવામાં પણ આપણે કેટલી બધી બેદરકારી બતાવીએ છીએ, તથા કેટલો બધો કંટાળો ખાઇએ છીએ? અને એટલું જરાક જેટલું કામ કરવા માટે પણ કેવા તાનાતવાજા કરીએ છીએ, એની જો આપણે સરખામણી કરીએ તો આપણુને અજાયબી અને દિલગીરી લાગ્યા વિના રહે જ નહીં.

કામ કરવામાં આપણે બેદરકાર રહીએ છીએ તેનું કારણ એ જ છે કે, કામની યથાર્થ કિંમત આપણે સમજતાં નથી; એટલું જ નહીં પણ રજ જેટલું કામ કરીને આપણે મણ જેટલું કામ કરેલું સમજી લઇએ છીએ. તેનું કારણ એ જ

છે કે, આપણી પાસે કામનું કેટલું બધું બહોળું મેદાન પડેલું છે, અને આપણને કેટલું બધું કરવાનું છે, તે આપણે ખરી રીતે સમજતાં નથી. તેથી જ થોડામાં ઘણું માની લઈએ છીએ. જો આપણા કામની વિશાળતા અને ગહનતા તથા તેથી થતા અમૂલ્ય લાભ જો આપણે બરાબર સમજીએ તો આપણે કદી પણ કામ કરવા તરફ બેદરકાર રહી શકીએ નહીં. આપણાં રોજનાં વ્યાવહારિક કામકાજોમાં ઘણાંએ કામ-કાજ આપણને નજીવાં લાગે છે, અને તે કરવા માટે આપણને કંટાળો લાગે છે તથા કેટલાક ઘરગતુ કામો કરવામાં આપણને શરમ લાગે છે; પણ એમ લાગવું એ કેટલું બધું ખોટું છે, અને એવા વિચારોથી આપણે કેટલાં બધાં પછાત રહી જઈએ છીએ, એ જો આપણને કોઈ બરાબર રીતે સમજાવે, તો તેણે આપણી વધતામાં વધતી સેવા કરેલી ગણાય; એટલું જ નહીં પણ તેણે આપણું ભાગ્ય સુધારી આપ્યું એમ જ કહેવાય. તેણે આપણને આ જિંદગીમાં સ્વર્ગ અપાવ્યું એમ જ કહેવાય.

## કામ કરો ! કામ કરો ! કામ કરો !

આપણાં અને આખી દુનિયાનાં શાસ્ત્રો આપણને શું કહે છે ? એ જ કે કર્તવ્ય બજાવો ! કામ કરો ! કામ કરો ! કામ કરો ! મહાત્માઓ આપણને શું કહે છે ? એની એ જ વાતઃ કામ કરો ! કામ કરો ! અવતારો, ઋષિઓ અને પેગંબરો શું કહી ગયા છે ? એ જ કે કામ કરો ! કામ કરો ! દુનિયાની દરેક ચીજની ભીતરમાં આપણે શું જોઈએ છીએ ? એ જ કે કામ કરવું, ગતિમાં રહેવું. સમુદ્રમાં થતી ભરતી

ઓટ, આકાશમાં ફુંકાતો પવન, વેહેતા ઝરાઓ, હીલતાં ઝાડો, શરીરમાં દોડતું લોહી, પ્રબળ વેગવાળું ચંચળ મન, સૃષ્ટિમાં સ્વાભાવિક રીતે થતા રાસાયણિક ફેરફારો અને ઉદય અસ્ત થતું ગ્રહમંડળ આપણને શું સૂચવે છે? એ જ કે કામ કરો! કામ કરો! ગતિમાં રહો! ગતિ વિના ઉષ્ણતા નહીં મળે, અને ઉષ્ણતા વિના નિત્ય, મોત જ સમજવું. આપણે જોઇએ છીએ કે જે માણસ જેટલે દરજ્જે વધારે કામ કરી શકે છે, તેના પ્રમાણમાં જ તે વધારે આગળ વધી શકે છે. એ બાબતમાં જો તમને કાંઇ પણ શક હોય તો પ્રાચીન ઋષિઓનાં કે હાલના વખતના જાણીતા યુરોપિયનોનાં ચરિત્ર વાંચી જુઓ!

કોઇ પણ સારા માણસ જેમકે વિદ્વાન, રાજદ્વારી, શોધક, શૂરવીર, કે ભકતને જુઓ અને તેના ચરિત્રમાં તમે કામને પહેલું જોશો. તેની જે કીર્તિ છે, તેણે જે ફાયદો મેળવ્યો છે અને તેનાથી પ્રજાને–દેશને જે ફાયદો થયો છે તે શાથી? કહો કે કામથી જ.

## સંસારમાં કામ એ જ સાચો કીમિયો છે

એટલું જ નહીં પણ મનુષ્યનું પારસમણિ તે કામ જ છે. સ્વર્ગના નંદનવનમાં દેવતાઓ માટે ભલે કલ્પવૃક્ષ રહ્યું, પણ પૃથ્વીમાં મનુષ્ય માટે જે કામ છે, તે તો સ્વર્ગના ઇચ્છિત ફળ આપનાર કલ્પવૃક્ષ કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણ કે દેવતાઓ પણ પોતાના એટલા બધા મહાભારત વૈભવોની વચ્ચે પણ કામની ઇચ્છા કરે છે. કારણ કે તેઓ સમજે છે કે,

એ વૈભવ, એ સ્વર્ગ, અને એ દેવપણું પણ પૃથ્વીમાં કીધેલા કામનું જ ફળ છે. આ પ્રમાણે સ્પષ્ટ રીતે તેઓ સમજતા ને અનુભવતા હોવાથી પુરાણોમાં કહેલું છે કે, દેવતાઓ મનુષ્યની અદેખાઈ કરે છે, કારણ કે પોતે ભોગભૂમિમાં જ રહી છે, એટલે જ્યારે એ ભોગ માટેનાં કર્મો ખૂટી તેઓને ત્યાંથી પાછું નીચે પડી જવાનું છે. પણ રહેલાં પૃથ્વીનાં મનુષ્યો તો દેવતાઓનાં મૂકીને પોતાના કર્મના જોરથી તેમના કરતાં શ્રેષ્ઠ દરજ્જામાં ચાલ્યાં જાય છે. કર્મોમાં એમ સ્પષ્ટ રીતે જાણ્યા છતાં અને રોજ રે પણ કામ કરવામાં આપણે કેટલાં બધાં ટે અને કામથી વિના કારણ કેટલાં બધાં તથા આખા દહાડામાં આપણી શક્તિના થોડું કામ કરીએ છીએ કે, એનો રોજે આપણે ધ્યાન દઇને વિવેક દષ્ટિથી તપા આપણી મૂર્ખાઈ ઉપર ત્રાસ છૂટયા વિના

---

## ૧૧૪ : ચતુરાઈનો માઠો ઉપયોગ

[ 'સ્વર્ગનું વિમાન' નં. ૩૬૫ ]

એક જાણીતા હોશિયાર વકીલ પાસે કોઈ એક બહુ અગત્યનો મોટો કેસ આવ્યો. એ કેસની દશ હજાર રૂપિયા ફી ઠરી. થોડા દિવસમાં એ કેસનો ચુકાદો તે વકીલના કુલની તરફેણમાં થયો, તેથી વકીલને દશ હજાર રૂપિયાની ફી મળી. એ પછી બીજે દિવસે તે કેસ જીતનાર માણસ વકીલ પાસે આવ્યો. એ વખતે વકીલ પોતાના ઘરમાં પોતાની સ્ત્રી પાસે બેઠો હતો. તેણે તે આવનાર માણસને કહ્યું કે, કાલે તમારો કેસ ખલાસ થયો છે; હવે શું કામ છે ? ત્યારે તે માણસે કહ્યું કે, તમને આ દશ હજાર રૂપિયા આપવા માટે આવ્યો છું. એમ કહીને તેણે પોતાના પાકીટમાંથી દશ હજાર રૂપિયાની એક નોટ કહાડી. ત્યારે વકીલે કહ્યું કે, મારી ફી તો મને કાલ સાંજે જ મળી ગઈ; તમને તે ખબર નથી ? પેલા માણસે કહ્યું કે તમને મેં ફી મોકલી આપી છે એ હું જાણું છું, પણ આ દશ હજાર રૂપિયા તો તમને ઇનામના છે. વકીલે કહ્યું, એટલું બધું શા ખાતે ? ત્યારે તે માણસે કહ્યું કે, સાહેબ, અમારો કેસ બિલકુલ જૂઠો હતો, એક પણ વાત સાચી નહીં;

એ વૈભવ, એ સ્વર્ગ, અને એ દેવપણું પણ પૃથ્વીમાં કીધેલા કામનું જ ફળ છે. આ પ્રમાણે સ્પષ્ટ રીતે તેઓ સમજતા ને અનુભવતા હોવાથી પુરાણોમાં કહેલું છે કે, દેવતાઓ મનુષ્યની અદેખાઈ કરે છે, કારણ કે પોતે ભોગભૂમિમાં જ રહી ગયેલા છે, એટલે જ્યારે એ ભોગ માટેનાં કર્મો ખૂટી જશે ત્યારે તેઓને ત્યાંથી પાછું નીચે પડી જવાનું છે. પણ કર્મભૂમિમાં રહેલાં પૃથ્વીનાં મનુષ્યો તો દેવતાઓનાં માથાં ઉપર પગ મૂકીને પોતાના કર્મના જોરથી તેમના કરતાં વધારે ઉપર, વધારે શ્રેષ્ઠ દરજ્જામાં ચાલ્યાં જાય છે. કર્મોમાં આટલું બધું જોર છે, એમ સ્પષ્ટ રીતે જાણ્યા છતાં અને રોજ રોજ અનુભવ્યા છતાં પણ કામ કરવામાં આપણે કેટલાં બધાં બેદરકાર રહીએ છીએ, અને કામથી વિના કારણ કેટલાં બધાં કંટાળીએ છીએ ? તથા આખા દહાડામાં આપણી શક્તિના પ્રમાણમાં એટલું તો થોડું કામ કરીએ છીએ કે, એનો રોજે રોજનો હિસાબ જો આપણે ધ્યાન દઈને વિવેક દષ્ટિથી તપાસીએ તો આપણને આપણી મૂર્ખાઈ ઉપર ત્રાસ છૂટયા વિના રહે નહીં.

---

## ૧૧૪ : ચતુરાઈનો માઠો ઉપયોગ

[ 'સ્વર્ગનું વિમાન ' નં. ૩૬૫ ]

એક જાણીતા હોશિયાર વકીલ પાસે કોઈ એક બહુ અગત્યનો મોટો કેસ આવ્યો. એ કેસની દશ હજાર રૂપિયા ફી ઠરી. થોડા દિવસમાં એ કેસનો ચુકાદો તે વકીલના કુલની તરફેણમાં થયો, તેથી વકીલને દશ હજાર રૂપિયાની ફી મળી. એ પછે બીજે દિવસે તે કેસ જીતનાર માણસ વકીલ પાસે આવ્યો. એ વખતે વકીલ પોતાના ઘરમાં પોતાની સ્ત્રી પાસે બેઠો હતો. તેણે તે આવનાર માણસને કહ્યું કે, કાલે તમારો કેસ ખલાસ થયો છે; હવે શું કામ છે ? ત્યારે તે માણસે કહ્યું કે, તમને આ દશ હજાર રૂપિયા આપવા માટે આવ્યો છું. એમ કહીને તેણે પોતાના પાકીટમાંથી દશ હજાર રૂપિયાની એક નોટ કહાડી. ત્યારે વકીલે કહ્યું કે, મારી ફી તો મને કાલ સાંજે જ મળી ગઈ; તમને તે ખબર નથી ? પેલા માણસે કહ્યું કે તમને મેં ફી મોકલી આપી છે એ હું જાણું છું, પણ આ દશ હજાર રૂપિયા તો તમને ઇનામના છે. વકીલે કહ્યું, એટલું બધું શા ખાતે ? ત્યારે તે માણસે કહ્યું કે, સાહેબ, અમારો કેસ બિલકુલ જૂઠો હતો, એક પણ વાત સાચી નહીં;

તેઓના વકીલો દબી ગયા, અને જજના મન ઉપર તમારા ભાષણથી એવી સારી અસર થઇ ગઇ કે જેથી અમારા લાભમાં ચુકાદો થઇ ગયો. તમારી હોંશિયારીથી જ અમે આ સાવ જૂઠો કેસ જીત્યા છીએ, માટે તમને ઇનામ આપવાની અમારી ફરજ છે: એમ કહીને તેણે વકીલના હાથમાં દશ હજાર રૂપિયાની નોટ મૂકી. આ વાત સાંભળીને અને દશ હજાર રૂપિયાની નોટ જોઇને મનમાં ખુશી થઇને જરા હસતે હસતે તેણે પોતાની બાયડી સામું જોયું; એવા ભાવથી કે, 'જોઈ મારી હોશિયારી ?' એ જોઇને તે ભલી બાઇએ તેને કહ્યું કે તમારી એટલી બધી હોશિયારી જ્યારે ખોટા કામમાં વાપરો છો ત્યારે તે જો સાચા કામમાં વાપરતા હો તો તમે કેટલું બધું કરી શકો એનો વિચાર તો કરો !

ભાઇઓ ! આપણે બધા પણ એ હોશિયાર વકીલની પેઠે આપણી હોશિયારીને ખોટે રસ્તે જ વાપરીએ છીએ. આપણી યુક્તિઓ, આપણા પ્રપંચો, આપણી દોડધામ અને આપણા ચાળા ચસકાઓ ઘણું કરીને ખાસ ખોટાં કામોને માટે હોય છે, ને એથી જ આપણે ઇશ્વરથી વિમુખ થઇએ છીએ. ભક્તરાજ તુલસીદાસજી કહે છે કે,

[ દોહરો ]

જેસી નિત હરામમેં, તેસી હરમેં હોય;
ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય.

## ૧૧૫ : વિદ્વત્તાનો પારો જરા નીચે ઉતારો

[ ' સ્વર્ગનો ખજાનો ' નં. ૫૫ ]

### આપણા દેશમાં કેવા કથા વાંચવાવાળાઓ છે અને કેવા સાંભળનારાંઓ છે તેનો એક જાણવા જેવો નમૂનો

એક ગામડામાં કોઇ પટેલિયાને ત્યાં ભાગવતની સપ્તાહ બેઠી હતી. એ કથા વાંચનાર વ્યાસ પોતાની પંડિતાઇ બતાવવામાં તણાઈ મરે તેવો હતો. પણ સાંભળનારાં કેવાં છે અને તેમને કેમ સમજાવવાં જોઇએ એનો કાંઇ તેને ખ્યાલ નહોતો. તે તો જૂના વિચારના એક શાસ્ત્રી પાસેથી શીખ્યો હતો તેમ " કોપી ટુ કોપી ને મખી ટુ મખી " ની પેઠે ચલાવ્યે જતો હતો. વચમાં વચમાં કઠિન સંસ્કૃત શબ્દો ચાહી ચાહીને લાવતો હતો અને જ્યાં સાદા શબ્દોથી ચાલે ત્યાં પણ કઠિન શબ્દ વાપરવાની તેને ટેવ હતી. વચમાં વચમાં તે દ્વૈત અદ્વૈતના ઝઘડાની વાતો કરતો, શંકરના અદ્વૈત સિદ્ધાંતો સમજાવતો અને ઉપનિષદોનાં પ્રમાણો ટાંકી બતાવતો. તેથી એ ગામનો એક ગરીબ બ્રાહ્મણ કે જે બિલકુલ ભણેલો નહોતો પણ ગામનો ગામોટ હતો તેથી તેને જપિયા તરીકે બેસાડયો હતો ને વ્યા-

સજી મહારાજ સારૂ શીરા પૂરી, દૂધપાક પૂરી, વગેરે રસોઇ બનાવી આપતો, તે બ્રાહ્મણ વ્યાસજીની આવી વાતો સાંભળીને કાંઈ પણ સમજ્યા વિના માત્ર ખુશામતને ખાતર તેનાં ખૂબ વખાણ કરતો. એટલે પટેલિયાઓ સમજતા કે આપણો બાપુ ગોર પક્કો છે, તે કોઇને માને એવો નથી, તોપણ વ્યાસનાં વખાણ કરે છે માટે વ્યાસ બહુ મોટા પંડિત છે. એમ જાણીને તેઓ રાજી થતા, પણ એની પંડિતાઇમાંથી પોતાને કાંઇ મળતું નહોતું, એની તેઓને ખબર નહોતી, કે એની તેઓને દરકાર નહોતી. પંડિત પોતાની પંડિતાઇ બતાવવા સંસ્કૃત કઠિન શબ્દો વાપરતા એટલું જ નહિ પણ પટેલની ડેલી ગાજી ઊઠે તેવા મોટા સાદે બોલતા હતા; કારણકે તેઓની સમજણ એવી હતી કે, ખૂબ જોરથી બોલવું ને અવાજની ખૂબીથી જ લોકોને આંજી નાંખવા ને રાજી કરી દેવા એ પણ બહુ મોટી વાત છે. આવી સમજણને લીધે તેઓ બહુ જ તાણી તાણીને વાંચતા હતા અને શરીર તથા અવાજ સારો હતો એટલે આખો દિવસ રાગડા તાણ્યા કરવામાં ને બૂમો પાડયા કરવામાં તેઓને કાંઈ મુશ્કેલી લાગતી નહિ.

એમ કરતાં કરતાં પાંચ દિવસ થયા ત્યારે ત્યાં બેઠેલી એક વૃદ્ધ ભરવાડણની આંખમાં આંસુ જોયાં, એટલે વ્યાસજીને એમ લાગ્યું કે મારી કથાથી આ બાઇને બહુ અસર થાય છે તેથી તેની આંખમાં પ્રેમનાં અશ્રુ આવી જાય છે. એમ ધારીને તે બાઈ સામે જોઇ જોઇને વ્યાસજી વધારે વધારે જોરથી બોલવા લાગ્યા. એમ સાંઝ સુધી ચાલ્યું.

એ પછી છઠ્ઠે દિવસે તે બાઇ ત્યાં આવીને વ્યાસની વાણી સાંભળી રોવા લાગી, ત્યારે વ્યાસજીથી રહી શકાયું નહિ. તેથી તે ભરવાડણ બાઇને પૂછ્યું કે તમે પણ બહુ ભક્ત દેખાઓ છો! ભાગવત ઉપર તમારો પ્રેમ બહુ સારો છે, પણ મને કહો તો ખરાં કે, આમાંના કયા પ્રસંગથી તમારી આંખમાં આંસુ આવ્યાં? કાલે પણ તમારી આંખમાં પ્રેમનાં આંસુ હતાં ને આજે પણ રૂવો છો તેનું કારણ શું?

ત્યારે તે ભરવાડણે કહ્યું કે, ભાઇ! હું અહીં પટેલની પડોશમાં રહું છું તેથી આજે છ દહાડા થયાં તને આરડતાં સાંભળું છું. તને જેવો આરડવાનો રોગ થયો છે તેવો જ રોગ બે મહિના ઉપર મારા પાડાને થયો હતો, તેથી આઠ દિવસ સુધી આરડી આરડીને નવમે દિવસે તે બિચારો મરી ગયો; તેમ જ તને પણ આરડવાનો રોગ થયો છે ને આખો દિવસ આરડયા કરે છે તેથી હવે બે ત્રણ દિવસમાં તું મરી જઇશ ત્યારે તારાં બાઇડી છોકરાંનું શું થશે? એ બિચારાં રખડી મરશે ને તું હજી આવો જુવાનજોધા જેવો મરી જઇશ તેથી મને રડવું આવે છે. કારણકે આવા રોગવાળું બચે નહિ મારો પાડો આરડી આરડીને મરી ગયો તેમ તું પણ મરી જઇશ એમ મને ફિકર લાગે છે, તેથી મને રોવું આવે છે. ભાઇ! હું કાંઇ કથા બથામાં જાણુતી નથી ને તું શું બકે છે તે પણ સમજતી નથી. પણ તને આરડવાનો રોગ થયો છે તે સારૂ મને રોવું આવે છે.

આ સાંભળીને તે વ્યાસે કહ્યું કે, રાંડ ઘેલી છે. ભરવાડાં

તે ભરવાડાં, એના નશીબમાં તે કાંઇ ભાગવત હોય ? જોકે મોઢેથી વ્યાસે પટેલીયાઓને આમ કહ્યું પણ એના મનમાં શું અસર થઈ હશે તે તો તે જ જાણે !

બંધુઓ ! આપણા દેશમાં આવા ડાહ્યા કથા વાંચનારાઓ છે અને આવાં પ્રેમી સાંભળનારાંઓ છે એટલે પછી દળદર કયાંથી ફીટે ? જ્યાં સુધી આપણી કથાઓના આવા હાલ રહે ત્યાં સુધી શાસ્ત્રો બિચારાં શું અસર કરી શકે ? માટે આવી પોલમાં નહિ પડયા રહેતાં લોકો સમજી શકે તેવી સાદી સહેલી ને ગામઠી ભાષામાં તેઓને જ્ઞાન આપવું જોઇએ. જ્યારે એમ કરીશું ત્યારે જ લોકોની ખરી સેવા કરેલી ગણાશે; ને ત્યારે જ લોકોમાં નીતિ, ધર્મ તથા ચારિત્રનું બળ વધી શકશે અને એ પછી જ લોકોથી નવા વિચારો જીરવાશે તથા નવી શોધખોળ થઇ શકશે. માટે ઓ વિદ્વાન બંધુઓ ! જરા તમારી વિદ્વત્તાને નીચે ઉતારો, લાખો અજ્ઞાન લોકો સમજી શકે તેવી ભાષામાં જ્ઞાન આપો એટલે નીતિધર્મ ફેલાશે ને પ્રભુપ્રેમ વધશે. ને ત્યારે જ ખરૂં કલ્યાણ થશે.

---

# ૧૧૬ : મિતાહાર એટલે શું ?

[ 'સ્વર્ગની સીડી' પૃ. ૩૮૭ ]

બંધુઓ ! મિતાહાર એટલે થોડું ખાવું એટલો જ એનો અર્થ નથી. એ તો સાધારણ અર્થ છે. પણ એના વિશેષ અર્થમાં તો ઘણીએ બાબતોનો સમાવેશ થાય છે; જેમકે, મિતાહારપણું એટલે થોડું ખાવું; મિતાહાર એટલે હલકો ખોરાક ખાવો; મિતાહારપણું એટલે નિયમસર ખાવું; મિતાહારપણું એટલે સત્ત્વગુણી પદાર્થોનું સેવન કરવું; મિતાહારપણું એટલે પોતાની જાતમહેનતથી મેળવેલું ખાવું; મિતાહારપણું એટલે પોતાના બંધુઓનો ભાગ આપ્યા પછી જે બચેલું હોય તે ખાવું; મિતાહારપણું એટલે પોતાની ફરજો બજાવ્યા પછી તેની મહેનતના ઇનામ તરીકે જે ખાવામાં આવે તે એટલે કે ચોખ્ખે ચોખ્ખી ભૂખ લાગે ત્યારે ખાવું તે. મિતાહારપણું એટલે પોતાની જઠરાગ્નિના પ્રમાણમાં ખાવું તે. મિતાહારપણું એટલે પોતાના અંતઃકરણના વિચારથી વિરૂદ્ધ ન હોય તેવો ખોરાક ખાવો તે. મિતાહારપણું એટલે પોતાના શરીરને માફક આવે અને મન બુદ્ધિને ફાયદો કરે તેવો ખોરાક ખાવો તે, અને મિતાહારપણું એટલે જે પ્રભુને અર્પણ કરેલું હોય અને પ્રભુને હાજરનાજર જાણીને આત્માની ઉન્નતિ થાય તેવી રીતે વિધિસર ખાવામાં આવે તે. આવા આવા ઘણા પ્રકારો મળીને દેશકાળ પ્રમાણે અને પોતાની સ્થિતિ પ્રમાણે

તથા ભગવદ્દઇચ્છા પ્રમાણે જે ખાવા પીવાનું થાય તે લધ્વાશી એટલે કે મિતાહાર કહેવાય છે, અને જ્યારે એટલું બધું ધ્યાન આપીને એ બાબત સિદ્ધ કરીએ ત્યારે તેમાથી બ્રહ્મને પામી શકાય છે. માટે આપણે સૌ ભાઇબહેનોએ ખાવા પીવાની બાબતમા બની શકે તેટલા આવા ઉત્તમ નિયમો પાળવાની કોશિશ કરવી જોઇએ, અને બની શકે એટલા મિતાહારી થવું જોઇએ.

## આપણે મિતાહારી રહી શકતાં નથી તેનાં કારણો

બંધુઓ ! આપણે સૌ જાણીએ છીએ કે મિતાહારમા બહુ ફાયદા થાય છે અને આપણે સૌએ મિતાહારી થવુ જોઇએ. છતા પણ આપણે મિતાહારી થઇ શકતા નથી એના કારણો તમે જાણો છો ? એ જાણવા જેવા છે. એ માટે કહ્યું છે કે,

૧ છેક બાળપણથી જ આપણને વધારે ખાઇ લેવાની ટેવ પડી ગયેલી છે.

૨ આપણે એમ સમજ્યા કરીએ છીએ કે, વધારે ખાવાથી શરીરમા વધારે શક્તિ રહે છે, તેથી ખાસ ચાહીને આપણે વધારે ખાઇ લઇએ છીએ.

૩ કેટલીક ચીજો ઘણી મુદતે મળે છે, તેથી તે આપણે ચાહીને વધારે ખાઇએ છીએ.

૪ કેટલીક ચીજો આપણને ખાસ વહાલી હોય છે, તેથી તે વધારે ખાઇ જઇએ છીએ

૫ કેટલીક ચીજોનો કોઇ કોઇ વખત બહુ સારો સ્વાદ બનેલો હોય છે, તેથી તે ચીજો દાબી દાબીને ખાઇ જઇએ છીએ

૬ ઘણી વખત બીજાંઓના આગ્રહને ખાતર આપણે વધારે ખાઇએ છીએ.

૭ કોઈ કોઈ વખત મોડું જમવાનું થાય ત્યારે વધારે ટાઇમ થઇ જવાથી બહુ ભૂખ લાગી ગઇ છે, એમ માની લઇને આપણે વધારે ખાઇએ છીએ.

૮ કોઇ કોઇ વખત વહેલું જમવું પડે ત્યારે પાછી જલદી ભૂખ ન લાગી જાય તો સારૂં, એમ ધારીને આપણે વધારે ખાઇએ છીએ.

૯ કેટલીક વસ્તુઓ બહુ પુષ્ટિકારક છે એમ સમજીને ખાસ ચાહીને તે વધારે ખાઇએ છીએ.

૧૦ કેટલીક વસ્તુઓને માટે આપણે એમ સમજીએ છીએ કે આ વસ્તુ વધારે ખાઇ જવાય તોપણ નુકસાન નહીં કરે તેથી તે વધારે ખાઇએ છીએ.

૧૧ કેટલીક વસ્તુ બહુ સારી અને સસ્તી હોય છે તેથી તે આપણે વધારે ખાઇ જઇએ છીએ.

૧૨ કેટલીક વસ્તુ આપણી પાસે જરાક વધારે હોય છે પણ તે કોઇને આપી દેવાનું કે નાખી દેવાનું મન થતું નથી, તેથી તાણી તોડીને આપણે વધારે ખાઇ જઇએ છીએ.

૧૩ જ્યારે ખાવા બેસીએ ત્યારે થોડું ઘણું વધારે ખાઇ જઈએ ત્યાં સુધી એ જ વખતે ઘણું કરીને બધાં માણસોને એવું ભાન રહેતું નથી કે અમે વધારે ખાઇએ છીએ તેથી વધારે ખાઇ લેવાય છે.

૧૪ આપણા કરતાં જે વધારે ખાતાં હોય તેની સાથે આપણે આપણા ખાવાની સરખામણી કર્યા કરીએ છીએ, તેથી આપણો ખોરાક આપણને થોડો લાગે છે. એટલે વધારે ખાવાના ઉપાયો કર્યા કરીએ છીએ.

૧૫. અમુક રોગને લીધે અથવા અમુક કારણોને લીધે અમે બરાબર ખાઈ શકતાં નથી, એમ ઘણાં માણસોના મનમાં વહેમ ભરાઈ ગયેલો હોય છે, તેથી તેઓ વધારે ખાવાનાં હવાતિયાં માર્યા કરે છે.

૧૬ આપણે ખાવા બેસીએ ત્યારે કેટલું ખાઈએ છીએ તે સામું જોઈએ છીએ. એક લાડુ, ચાર પૂરી, બે રોટલી, બે કડછી ભાત, વાટકો દાળ, થોડાંક ભજીયાં, થોડાંક શાક અને થોડાંક અથાણાં સામે જોઈને આપણે જમીએ છીએ, પણ કાંઈ આપણી જઠરાગ્નિ સામે જોઈને આપણે જમતાં નથી, તેથી આપણે જરૂર કરતાં વધારે ખાઈ જઈએ છીએ.

આવાં આવાં ઘણાં કારણોને લીધે આપણે હમેશાં ઘણું જ વધારે ખાઈ જઈએ છીએ. એથી જ માંદાં પડીએ છીએ, અને એથી જ વહેલાં મરી જઈએ છીએ. છતાં પણ એ ભૂલ સુધારવાની તજવીજ આપણે કરતાં નથી, કારણ કે થોડું જમવું કોને કહેવું અને ઝાઝું જમવું કોને કહેવું, એ આપણે સમજી શકતાં નથી. તેથી આપણે ઝાઝું ખાધું હોય છતાં પણ થોડું ખાધેલું છે એમ સમજ્યા કરીએ છીએ. જેમકે,

### ઝાઝું ખાધું કેમ કહેવાય અને થોડું ખાધું કેમ કહેવાય ?

એક વખત નાશકમાં અગિયારસને દિવસે અમે ચાર સાધુઓને ફરાળ કરાવ્યું તેમાં એક જણે દસ તોલા બરફી ખાધી, બીજાએ વીસ તોલા ખાધી, ત્રીજાએ ચાળીસ તોલા ખાધી અને ચોથાએ એંસી તોલા ખાધી. એ પછી બીજે દિવસે

અમે એ ચાર જણાને બારસનું પારણું કરવા બોલાવ્યા, ત્યારે વાતચીત કરતાં તેમાંથી એમ ખબર પડી કે, જેણે માત્ર દસ તોલા બરફી ખાધી તે માણસ માંદો પડી ગયો હતો, કારણ કે તેને ખાંડ પચતી નહોતી અને ખાંડવાળું ખાય ત્યારે તેને તરત જ ઉધરસ થતી હતી, તેમ જ ઘણો વખત થયા તે માંદો સાજો રહ્યા કરતો એટલે પાંચ તોલાથી વધારે ખાઇ શકતો નહીં. છતાં પણ બરફી બહુ સારી છે ને વસમી લાગે એવી નથી, એમ બરફીનાં વખાણ સાંભળીને તથા બીજા ત્રણ જણને પોતાના કરતાં વધારે ખાતાં જોઇને તેણે પરાણે પરાણે દસ તોલા બરફી ખાધી હતી, અને તેથી તે માંદો પડયો હતો. જેણે વીસ તોલા ખાધી હતી તેણે કહ્યું કે, આપણે તો આપણા નિયમસર ખાધું છે એટલે મને કાંઇ અડચણ નથી. જેણે ચાલીસ તોલા ખાધી હતી તેણે કહ્યું કે મને હજી ભૂખ લાગી નથી ને પેટમાં હજી ભારે ભારે લાગે છે, એક દસ્ત આવી જાય તો સારૂં, કારણ કે બરફી બહુ સારી હતી તેથી તથા પેલાની દેખાદેખીએ બે ટુકડા વધારે ખાઇ લીધા છે તેથી અજીરણ થયું છે. એ પછી જેણે એંસી તોલા બરફી ખાધી હતી તેને પૂછયું કે તમારૂં કેમ છે ? ત્યારે તેણે કહ્યું કે, મારૂં પેટ તો સાવ સાફ થઈ ગયું છે અને મને બહુ ભૂખ લાગી છે, કારણ કે મારો આહાર દોઢશેર પક્કાનો છે, પણ આ બધાય બે ચાર કટકા લઇને બેઠા, તેથી હું શરમાઇ ગયો, તોપણ શરમાતે શરમાતે શેર પક્કો તો બરફી ઉડાવી ગયો, પણ એટલામાં મારૂં શું વળે ? તેથી મને તો રમતમાં જ ભૂખ લાગી ગઇ, એટલે હવે હમણાં જમવાની બહુ મજે પડશે, એમ કહીને તેણે પોતાની પત્રાવળીમા પહેલેથી જ ચાર લાડુ મુકાવ્યા.

હવે વિચાર કરો કે એ ચાર જણમાંથી કોણે ઝાઝું ખાધું કહેવાય અને કોણે થોડું ખાધું કહેવાય ? જો ખાવાની વસ્તુનાં વજન તરફ જોઇને કહીએ તો એમ કહેવાય કે, જેણે દસ તોલા ખાધું તેણે એ ચાર જણમાં સૌથી ઓછું ખાધું છે, પણ જો જઠરાગ્નિ સામે જોઇએ તો એમ લાગે કે જેણે એંસી તોલા ખાધું તેણે સૌથી ઓછું ખાધું છે, અને જેણે દસ તોલા ખાધું તેણે સૌથી વધારે ખાધું છે; કારણ કે જેને એકસો વીસ તોલા ખોરાક પચાવવાની શક્તિ હતી તેણે માત્ર એંસી તોલા ખાધું, એટલે કે પોતાની પાચનશક્તિ કરતાં ચાલીસ તોલા ઓછું ખાધું, માટે એ ચાર જણમાંથી એ સૌથી ઓછું જમ્યો છે, અને જેનામાં પાંચ તોલા પચાવવાની શકિત હતી તેણે દસ તોલા એટલે કે તેથી બમણું ખાધું, માટે માત્ર દસ તોલા ખાવા છતાં પણ એણે સૌથી વધારે ખાધું છે. આવી જ રીતે આપણે પણ બીજાંઓના પ્રમાણમાં ઓછું ખાતાં હોઇએ તે છતાં પણ આ-પણા પોતાના જઠરાગ્નિના પ્રમાણમાં આપણે ઘણું જ વધારે ખાઇએ છીએ, અને એથી જ ઘણુંકરીને બધી જાતના રોગો પેદા થાય છે. માટે જેમ બને તેમ આપણે આપણા ખાવા પીવામાં સંભાળ રાખવી જોઇએ, કારણ કે આપણી આખી જિંદગી સુધી તે દરરોજની બાબત છે, એટલે જો એમાં જરાક જરાક ભૂલ થાય તોપણ દરરોજની ભૂલ બહુ થોડા વખતમાં મોટું રૂપ લઇ લે છે અને તે અંતે મારી દે છે. માટે એથી ચેતવું જોઇએ કેમ, આ વાત કાંઇ ગળે ઉતરે છે કે નહીં ?

---

# ૧૧૭ : હવે ભ્રાતૃભાવનો જમાનો શરૂ થાય છે

[ 'સંસારમાં સ્વર્ગ' પૃ. ૨૬૮ ]

આજ દિવસ સુધી લોકોને પોતાની જાતોની ને પોતાની નાતોની મદદ હતી તે હવે દિનપ્રતિદિન ટટતી જાય છે. કુટુંબસ્નેહ અગાઉના વખતમાં એટલો બધો પ્રબળ હતો કે તેનાં દર્શન પણ આજના વખતમાં દુર્લભ છે. અગાઉના વખતમાં લોકોની હાજતો ટૂંકી હતી, કારણ કે હાલના વખત જેટલી તે કાળમાં શોધખોળ થઈ નહોતી, એટલે લોકો ટૂંકા ખર્ચમાં રહી શકતા હતા. બીજું એ કે દેશનું અનાજ અને દેશનું ધન દેશમાં જ રહેતું હતું, પણ હવે તો સાધારણ લોકોની કલ્પનામાં પણ ન આવી શકે તેટલું બધું અનાજ ને તેટલું બધું ધન દર સાલ, દર રોજ ને દર પળે બહાર ઘસડાતું જાય છે. એટલે દર રોજ કાલ કરતાં આજ વધારે, ને આજ કરતાં આવતી કાલે વધારે એમ કૂદકે ને ભૂસકે ગરીબાઇ તથા મોંઘારત વધતી જાય છે. એ સિવાય બીજું એક મોટું કારણ એ છે કે અગાઉના લોકો હાથે કામ કરતા, એટલે દોલતની વહેંચણી ઘણું કરીને સરખી રહેતી હતી. પણ હાલમાં સંચાઓથી દરેક કામ થાય છે, એટલે ઘણાં જણાંઓને ભોગે થોડાં જણાંઓ બહુ મોટી દોલતવાળાં થઇ પડે છે. આમ થવાથી ઘણાં જણાંઓ–કોમોની કોમો ને દેશના દેશ નિર્ધન થઇ જાય છે. આવાં આવાં ઘણાંએ બહુ મુસ્તકીમ કારણો છે.

એટલે હવે માચીના માંકડ થઈને ઘરમાં પડયા રહેવાનો વખત નથી. વસ્તી બહુ વધતી જાય છે, ને બહાર જવા આવવાનાં સાધનો પણ વધતાં જાય છે, એટલે હવે કૂવાના દેડકાંની પેઠે દેશમાં જ પડયા રહેવાનો વખત નથી. હવે અમે ઊંચા ને તમે નીચા એમ કરવાનો વખત નથી. હવે તમે દૂર જાઓ, અમે તમારાથી અભડાઈ જઈએ એમ કરવાનો વખત નથી. જો એમ જ કર્યા કરશું તો વખત જતાં પેલી કહેવત પ્રમાણે ઢેડ જ આપણને ધક્કા મારશે. કારણ કે તે લોકો સુધરીને દુનિયામાં આગળ વધી જશે, અને આપણે તો છાંટાથી છેવાઈ જવાની ધાસ્તીમાં ત્યાંના ત્યાં જ પડયાં રહેશું. એનું પરિણામ બીજું શું થાય ? કુદરતનો કાયદો જ છે કે બળિ-યાના બે ભાગ. જો તે સારા થાય ને આપણે પછાત રહી જઈએ તો તે આપણી ઉપર ધણીપણું કરે તેમાં નવાઈ શું ? હાલ તો જે મારે તેની તરવાર છે; બાંધે તેની તરવાર નહીં. આપણે તો તરવાર માત્ર બાંધેલી છે, એટલે કે અમે બ્રાહ્મણ છીએ, અમે ગુરુ છીએ, અમે ઊંચા છીએ, એમ જ કરી શકીએ છીએ; પણ તરવાર મારવાવાળા તો જુદા જ છે. મારવાવાળા તો એક ઘા ને બે કટકા કરી દેખાડે છે; એટલે તેની સામે માત્ર તરવાર બાંધવાવાળાઓનું કાંઈ ચાલી શકે તેમ નથી. એ તરવાર કઈ, તે તમોને ખબર છે કે ? એ તરવાર લોઢાની નહીં, એ તરવાર ઝેર પાએલી નહીં, એ તરવાર સોનેરી મૂઠવાળી નહીં, એ તરવાર મ્યાનમાં છપાયેલી નહીં, એ તરવાર જેને વાપરવા માટે પરવાનો લેવો પડે તેવી નહીં, પણ એ **ભ્રાતૃભાવની** તરવાર છે.

---

# ૧૧૮ નિશાળો અને કાલેજોમાંથી જેટલું શીખી શકાય છે તે કરતાં જો જ્ઞાન લેતાં આવડે તો ઘરના વ્યવહારમાંથી ઘણું વધારે શીખી શકાય છે

[ 'સ્વર્ગની સડક' નં. ૧૫૭ ]

શરૂઆતનું જ્ઞાન મેળવવાને માટે સ્કૂલો અને કોલેજો એ બહુ ઉપયોગી ખાતાંઓ છે, તેથી ઘણા વિદ્યાર્થીઓ તેમાં જાય છે. પોતાના ગામમાં સારી સગવડ ન હોય તો બહુ ખર્ચ કરી તથા બહુ મુશ્કેલીઓ ભોગવીને પણ જ્ઞાન મેળવવા માટે ઘણા લોકો પરદેશ જાય છે. જ્ઞાનનાં મૂળતત્ત્વો સમજી લેવા સારૂ તથા જ્ઞાનના સિદ્ધાંતો મગજમાં ઠસાવવા સારૂ એ પ્રમાણે કરવું બહુ જરૂરનું છે. તેથી અસલના વખતમાં ઘણા બાળકો ઋષિઓના આશ્રમમાં જંગલમાં રહેતા હતા, તથા કેટલાક વિદ્યાર્થીઓ કાશી વગેરે ઠેકાણે જુદા જુદા પંડિતોને ઘેર રહીને વિદ્યાભ્યાસ કરતા હતા. અને હાલમાં યુરોપ, અમેરિકા, જાપાન વગેરે ઠેકાણે હુન્નરકળાનાં શિક્ષણો આપનારી મોટી

મોટી કોલેજો છે, તેથી ઘણા વિદ્યાર્થીઓ ત્યાં જાય છે, એ બહુ સારી વાત છે, પણ એ સિવાય વિદ્યાર્થીઓને પોતાના ઘરમાંથી પણ ઘણું શીખવાનું હોય છે. સ્કૂલમાં કે કોલેજમાં નીતિના કે ધર્મના જે જે નિયમો, સિદ્ધાંતો કે સૂત્રો શીખેલા હોય તે બધાનો અનુભવ લેવાની તક ઘરમાં મળે છે. જેમકે, નીતિના શિક્ષણ વખતે સ્કૂલમાં એમ શીખ્યા હોય કે ધીરજ રાખવી, ખમી ખાવું, અફસોસ ન કરવો, કજિયો ન કરવો, ઉદારતા રાખવી, અને શાન્તિ રાખવી. એ બધું ચોપડીઓ વાંચીને નિશાળમાં શીખેલા હોય છે, પણ તે બધાંને અમલમાં મૂકવાનો વખત તો ઘરમાં જ હોય છે. જેમકે—

બાળકો તોફાન કરતાં હોય ને તેઓનાં તે તોફાન આપણને ન ગમતાં હોય છતાં પણ તેઓની ઉપર પ્રેમ રાખવો જોઇએ. આપણા નોકરો ઘણી વખત કોઇ કોઇ જાતની ભૂલ કરતા હોય અને તેથી કાંઇ નુકસાન થતું હોય છતાં પણ તેઓની ઉપર દયા રાખવી જોઇએ. આપણા વડીલો બહુ લોભી સ્વભાવના હોય અગર બહુ ક્રોધી સ્વભાવના હોય, છતાં પણ તેઓને બહુ માન આપવું જોઇએ. પોતાની બાયડી બહુ ખરાબ સ્વભાવની હોય ને વાત વાતમાં લડી પડતી હોય, તથા કાંઇ ઊંચી વાતો ન સમજતી હોય, છતાં પણ તેને પ્રેમ ભાવથી નિભાવી લેવી જોઇએ, અને તેનો સ્વભાવ સુધરે એવા ઉપાય કરવા જોઇએ. જુવાન દીકરો ભણતો ન હોય અગર ઉડાઉ હોય તેને સુધારવા માટે તથા તેની સાથે સલાહસંપ રાખવા માટે પોતાના મનને મારવું જોઇએ. પોતાનો ભાઇ

પોતાનાથી વિરૂદ્ધ સ્વભાવનો હોય અને તેની વહુ પણ લડયા કરતી હોય તથા ઘેરે ઘેર જઇને બદનામી કર્યા કરતી હોય, છતાં પણ તેને માફ કરવું જોઇએ, અને તેઓની સાથે સલૂકાઇ રાખવી જોઇએ. કુટુંબમાં જ્યારે જ્યારે કોઇ સગાંને મંદવાડ આવી પડે ત્યારે બહુ કાળજીથી તેની સારવાર કરવી જોઇએ. આપણી બહેનો કે દીકરીઓને તેઓનાં સાસરાં તરફથી કોઇ જાતનું દુઃખ હોય તે વખતે તેમને આપણાથી બની શકતી મદદ કરવી જોઇએ. અને ઘરડી ફઇબા, જાજરમાન માશી, ભોળી દાદી, તથા એવાં જ બીજાં કુટુંબનાં વૃદ્ધ માણસો કે જેઓના રીતરિવાજમાં અને સ્વભાવમાં આપણા કરતાં જમીન આસમાનનો ફરક હોય, અને આપણી દરેક રીતભાત તથા દરેક વિચાર જેમને ઉંધા જ લાગ્યા કરતા હોય,-તેથી જેઓ આપણી ઉપર હમેશાં ચીડાયલાં રહેતાં હોય, તેઓના સ્વભાવને પણ નિભાવી લેવા, અને તેઓની સાથે પણ હેતપ્રીતિથી વર્તવું, એ કાંઇ નાની વાત નથી. આ બધું જ્ઞાન ઘરમાંથી મેળવી શકાય છે.

આ સિવાય ઘરસંસારમાં કોઇ વખત ઓચિંતી કોઇ જાતની અડચણ આવી પડે છે. જેમ કે કોઇ વખત જેની ઉપર ઘરનો મુખ્ય આધાર હોય તે માણસ પોતે જ મરી જાય છે, કોઇ વખત નાણું જતું રહે છે, કોઇ વખત ભાઇઓ ભાઇઓ લડી પડે તેથી કોર્ટે ચઢવું પડે છે, કોઇ વખત વરવેશવાળમાં વાંધા ઊઠે છે, કોઇ વખત નાતજાતના વાંધા પડે છે, કોઇ વખત જૂના ઉપયોગી નોકર નાસી જાય છે, કોઇ

વખત કોઇ નાની વાત બહુ મોટું રૂપ પકડી લે છે, અને કોઇ વખત બીજી કોઇ અણધારી આફત આવી પડે છે. આવે વખતે શાન્તિ રાખવી, આવે વખતે ક્ષમા રાખવી, આવે વખતે ધીરજ રાખવી, આવે વખતે મોટું મન રાખવું અને આવે વખતે દિલગીર થઇ અંદરથી ગભરાઇ જવું નહિ પણ એ બધા પ્રસંગોને સાવધાનતાથી પહોંચી વળવું, ત્યારે જ ખરી ખૂબી કહેવાય છે; અને એ બધું પ્રેક્ટિકલ જ્ઞાન ઘરસંસારમાંથી મેળવી શકાય છે, કારણ કે સ્કૂલોનું અને કોલેજોનું જ્ઞાન પ્રથમ ઘરમાં જ અનુભવમાં આવી શકે છે. માટે ઘર છે તે સૌથી મોટી પાઠશાળા છે, એમ સમજી ઘરમાં જ્ઞાન મેળવશો અને નિશાળમાં મેળવેલા જ્ઞાનનો ઘરમાં લાભ આપશો ત્યારે જ ખરેખરા આગળ વધી શકશો.

માટે ભાઇઓ ! એકલી ચોપડીઓના જ જ્ઞાનમાં ન રહી જાઓ, પણ તમારા ઘરસંસારમાંથી જ્ઞાન મળે તેમ કરો ! અને તમે સ્કૂલમાં મેળવેલા જ્ઞાનનો તમારા કુટુંબને લાભ મળે તેમ કરો !

---

# ૧૧૯ : આપણી જિંદગીના મુખ્ય બે હેતુ છે

[ 'સ્વર્ગની જિંદગી ' પૃ: ૮૦ ]

પ્રથમ હેતુ એ છે કે સૌ જીવોને આપણે આનંદ આપવો અને બીજો હેતુ એ છે કે જગતની સૌ ચીજોમાંથી આપણે આનંદ મેળવવો. આ બે હેતુ સિદ્ધ કરવા માટે જ બધી જાતનું જ્ઞાન છે, બધી જાતના ધર્મો છે, બધી જાતના નિયમો છે, બધી જાતની વિદ્યાઓ છે, બધી જાતના વિધિનિષેધો છે, બધી જાતનાં શાસ્ત્રો છે અને બધી જાતની શકિતઓ છે; એટલું જ નહિ પણ એ બે હેતુઓ પાર પાડવાથી જ જિંદગીની સાર્થકતા થાય છે. માટે હવે તો આપણે સંસારમાં સ્વર્ગ લાવવાના ઉપાયો કરવા જોઇએ. જગતમાંથી રોગોને નાબુદ કરવાના ઉપાયો કરવા જોઇએ. દુનિયામાંથી દરિદ્રતા હાંકી કહાડવાના ઉપાયો કરવા જોઇએ ઊછરતી પ્રજાને અભેદમંત્રની દીક્ષા આપવાના ઉપાયો કરવા જોઇએ આપણા બંધુઓને ગુલામગીરીમાંથી છોડાવવાના ઉપાયો કરવા જોઇએ. મનુષ્યજાતમાંથી અજ્ઞાન દૂર કરવાના ઉપાયો કરવા જોઇએ. ભવિષ્યની પ્રજા ખુબસૂરત તંદુરસ્ત અને કદાવર થાય એવા ઉપાયો કરવા જોઇએ. જગતમાંથી બધી જાતના કલેશ મટી જાય એવા ઉપાયો કરવા જોઇએ. આખી દુનિયામાંથી બનાવટી ધર્મ નાશ પામે,

ને એક જ ઇશ્વરીધર્મ ચાલુ થાય એવા ઉપાયો કરવા જોઇએ. ઘણી જાતનાં દુઃખો સાચેસાચાં હોતાં નથી, પણ માણસો પોતાના મનની નબળાઈથી જ દુઃખ પામ્યા કરે છે. માટે માણસોના મનની નબળાઇઓ મટે એવા ઉપાયો કરવા જોઈએ. આપણા દેશની પ્રજા કટાઇ ગઈ છે ને તેની ઉપર ઘણી જાતના કાટના થર બાઝી ગયા છે તે કાટ ઊખેડી નાખવાના ઉપાયો કરવા જોઇએ. અને આપણા ભાઇઓને દેવ બનાવવાના તથા આપણી બેનોને સ્વર્ગની દેવીઓ બનાવવાના ઉપાયો આપણે કરવા જોઇએ. બની શકે તેટલાં એવાં ભલાં કામો કરી જગતના જીવોને આનંદ આપવો એ આપણી જિંદગીનો મુખ્ય ને પહેલો હેતુ છે.

જિંદગીનો બીજો મહાન હેતુ એ છે કે આપણા સંબંધમાં આવતી જગતની દરેક વસ્તુમાંથી આપણે કાંઇક ખાસ આનંદ મેળવવો જોઇએ કારણ કે કોઇપણ ઠેકાણેથી આપણને આનંદ ન મળતો હોય તો આપણે બીજાંઓને સહેલાઇથી આનંદ આપી શકીએ નહીં, પણ જો આપણે સૌ ઠેકાણેથી ને સૌ વસ્તુઓમાંથી ખાસ આનંદ મેળવી શકતાં હોઇએ તો જ આપણે બીજાંઓને આનંદ આપી શકીએ. માટે આપણે જગતની દરેક વસ્તુમાંથી આનંદ મેળવતાં શીખવું જોઇએ, અને એ શીખવું એમાં કાંઇ મુશ્કેલી નથી. તે જો ધારીએ તો બહુ સહેલાઇથી શીખી શકાય તેમ છે.

---

## ૧૨૦ : રાજદ્વારી જાગૃતિની જરૂર.

[ 'સ્વર્ગની જીંદગી ' પૃ. ૯૬ ]

પ્રજા જ્યારે રાજદ્વારી બાબતોમાં જાગેલી હોય છે ત્યારે જ રાજ્યના અમલદારો વિચારી વિચારીને પ્રજાના મતને માન આપીને અમલ ચલાવે છે, પણ જો રાજ્યદ્વારી બાબતોમાં પ્રજા જાગેલી ન હોય તો ઘણા અમલદારો પ્રજાના મતની બહુ દરકાર રાખતા નથી. વળી કેટલાક તો કાયદાને બાજુએ રાખી પોતાના ફાંટા પ્રમાણે હુકમ ચલાવે છે. કારણ કે પ્રજા પોતે જ પોતાની ઉપર ગમે તેવા સખ્ત કાયદાઓ થાય ને ગમે તેવા ગેરવાજબી હુકમો ચાલે છતાં પણ બેદરકાર રહે ત્યારે પછી આપખુદ અમલદારો પોતાની સત્તા ચલાવવામાં શા માટે ડરે ? ન જ ડરે. આવું ન થાય માટે આપણે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવો જોઇએ; એટલું જ નહીં પણ જે દેશમાં પરદેશી ને પરધર્મી લોકો રાજ્ય કરતા હોય ત્યાં રાજ્ય કરતી પ્રજાના ને રૈયતના લાભો જુદા જુદા હોય છે, તેથી અમલદારો પોતાના લાભ તરફ ખેંચે છે અને પ્રજાના આગેવાનો પોતાના હક તરફ ખેંચે છે. તેમાંથી ઘણી વખત અમલદારોની ને પ્રજાની વચ્ચે કડવાસ ઉત્પન્ન થઇ જાય છે. આવે વખતે આપણે

વિચાર કરવો જોઇએ કે કેટલાક જુલમી અમલદારો એ કાંઇ રાજ્ય નથી ,પણ એ તો રાજ્યના નોકર છે અને રાજ્ય જ્યારે ધારે ત્યારે તુરત જ તેના હાથમાંથી સત્તા લઈ શકે છે. માટે કોઇ અમલદારોના મનની નબળાઇ, નીચતા કે મતભેદ સારૂ કાંઇ આપણાથી આખા રાજ્યને ખરાબ કહેવાય નહીં કે એની વિરૂદ્ધ થવાય નહીં. આ બધી બાબતો જ્યારે આપણે રાજદ્વારી બાબતોમાં ભાગ લઇએ ત્યારે જ સમજી શકાય છે. માટે આપણા દેશના દરેક માણસે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવો જોઇએ.

એટલું જ નહીં પણ આગળ વધેલા અનુભવી ડાહ્યા માણસો તો એમ કહે છે કે આપણી રોટલીમાં કોઇ ધૂળ નાખી જાય એ જેટલું ખરાબ છે તે કરતાં આપણે રાજદ્વારી બાબતોમાં ધ્યાન ન આપીએ એ વધારે ખરાબ છે. કારણ કે જો એક ટંક આપણું ખાવાનું ખરાબ થયું હોય તો થોડા કલાક પછી પાછું આપણને સારૂં ખાવાનું મળી શકશે, પણ જો દેશના કલ્યાણની રાજદ્વારી બાબતોમાં આપણે બેદરકાર રહીશું તો આપણું અને આપણી ભવિષ્યની પ્રજાનું પણ બાણું ખરાબ થઈ જશે. એમ ન થાય માટે દેશ–કાળ પ્રમાણે આપણી આબાદી વધારવા સારૂ રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ. કોઇ માણસ વિનાકારણ આપણા હાથપગ બાંધી રાખે ને મોઢામાં ડૂચા દઇ દે એ જેટલું ખરાબ છે તે કરતાં પણ આપણે રાજદ્વારી બાબતોમાં બેદરકાર રહીએ એ વધારે ખરાબ છે. કારણ કે કદી આપણને એકલાને બાંધી રાખે તો એમાં કાંઇ બહુ મોટી વાત નથી, પણ જો આપણે રાજદ્વારી બાબતો-

માં બેદરકારી રાખીએ તો આપણા દેશની સમસ્ત પ્રજા અનેક જાતનાં ગેરવાજબી બંધનોમાં બંધાતી જાય અને આપણી ભવિષ્યની પ્રજા ગુલામગીરીના જેવી સ્થિતિમાં આવી પડે. એવું ન થાય માટે હાલના વખતમાં દુનિયાના બધા દેશોમાં જેમ રાજદ્વારી જાગૃતિ આવતી જાય છે તેમ આપણે પણ રાજદ્વારી બાબતોમાં જાગૃત થવું જોઇએ.

### રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી થતા ફાયદા

અનુભવી રાજદ્વારીઓ કહે છે કે, રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી પ્રજામાં ખાસ એક નવી જ જાતનો મહાન જોસ આવી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાની ટેવ પાડ-વાથી છૂટથી વાતચીત કરતાં અને પોતાના વિચારો દર્શાવતાં આવડે છે; દૂર દૂર દેશના સરખા વિચારના દોસ્તો મળી આવે છે; નાતજાતની નાની નાની નકામી ખટપટો ઓછી થઇ જાય છે; જુદા જુદા સવાલો અને જુદા જુદા અમલદારોની રાજનીતિ ઉપર જુદા જુદા વિચારો જાણવાની તક મળે છે તેથી પ્રજાનું સામાન્ય જ્ઞાન વધતું જાય છે. રાજદ્વારી બાબતોમાં પ્રજા ભાગ લેતી થાય ત્યારે અમલદારોને પ્રજાના મતને માન આપવું પડે છે, તેથી તેઓને પોતાના ફાટાઓને, પોતાના લોભને, પોતાના મિજાજેને, પોતાના ખાનગી સ્વાર્થોને અને જોહુકમી ચલાવવા-ના પોતાના અભિમાનને કાબુમાં રાખવાં પડે છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી પ્રજામાં નવી ઊલટ, નવી આશા, નવી ભાઇબંધી અને નવો જોસ આવે છે, તેથી લાંબા વખતની પ્રજાની સુસ્તી બહુ ટૂંક વખતમાં ઊડી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી પ્રજામાં હિંમત વધતી જાય છે

અને દેશના કલ્યાણને અર્થે લોકો પોતાના સ્વાર્થનો ભોગ આપતાં શીખી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી અંદર અંદરના નાના નાના મતભેદો ઓછા થઇ જાય છે અને પ્રજાની એકતા વધતી જાય છે; તથા ધીરે ધીરે પ્રજાને નવા નવા હકો મળતા જાય છે અને તેથી પ્રજા જોરાવર થતી જાય છે. રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી દેશને ફાયદો થાય તેવા અને પ્રજાના આચાર વિચારને અનુકૂળ આવે તેવા કાયદા ઘડાતા જાય છે; પ્રજામાં હુન્નરકળા તથા ધંધો રોજગાર ને સમૃદ્ધિ વધતી જાય છે; આજુબાજુના દેશોની પરદેશી પ્રજા આપણી ઉપર ગેરલાભ લઇ જવા હિંમત કરી શકતી નથી; અને દેશના લોકો ઉપર અન્યાય થતો અટકીને રાજા પ્રજા વચ્ચેનો સંબંધ વધારે સારો, વધારે મજબૂત અને વધારે પાકો થતો જાય છે. આટલા બધા અને એ કરતાં પણ બીજા ઘણા વધારે, રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાથી ફાયદા થાય છે, માટે આપણા દેશના દરેક માણસે રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ. આપણાં છોકરાંઓમાં નાની ઉંમરમાંથી જ એ જાતના સંસ્કારો દાખલ કરવા જોઇએ.

આ બધી બાબતો ઉપરથી આપણા દેશના દરેક માણસે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાની ખાસ જરૂર છે એમ તો તમારી ખાતરી થઇ જ હશે. પણ હવે આપણે એ જાણવું જોઇએ કે રાજદ્વારી બાબતોમાં ભાગ લેવા માટે

## આપણે શું કરવું જોઇએ ?

એમાં કાંઈ ખાસ મુશ્કેલી નથી. માત્ર એટલું જ કે પ્રથમ

આપણા દેશમાં શરૂઆતની કેળવણી વધારવી જોઇએ અને બધાં માણસો વાંચતાં લખતાં થાય એમ કરવું જોઇએ. એ માટે દરેક માણસે ખાસ ફરજ તરીકે પોતાનાં છોકરાંઓને ભણાવવાં જોઇએ અને જેનાથી બની શકે તેણે પોતાને ખરચે નવી નવી સ્કૂલો ખોલવી જોઇએ. જેનાથી બની શકે તેણે ગરીબ લોકોને મફત ભણાવવા બહાર પડવું જોઇએ. જેનાથી બની શકે તેણે આવી ગરીબ સ્કૂલોને પુસ્તકો, ન્યુસપેપરો વગેરેની મદદ કરવી જોઇએ. જેનાથી બની શકે તેણે વિદ્યાર્થીઓને સ્કૉલરશીપો આપવી જોઇએ. જેનાથી બની શકે તેણે ગરીબ ખેડુતો અને જુવાન મજૂરો તથા કારીગરોને માટે રાત્રિની શાળાઓ કાઢવી જોઇએ. જેનાથી બની શકે તેણે સ્ત્રીઓને માટે બપોરની શાળાઓ કાઢવી જોઇએ. જેનાથી બની શકે તેણે પોતાનાં મકાનો આવાં શુભ કામો માટે વાપરવા સારૂ આપવાં જોઇએ. જેનાથી બની શકે તેણે આવાં પરમાર્થનાં કામો ઉપર દેખરેખ રાખવી જોઇએ અને તેમાં સુધારો વધારો થાય તેમ કરવું જોઇએ. જેનાથી બની શકે તેણે આવાં ભલાં કામોને ઉત્તેજન આપવામાં ને મદદ કરવામાં પોતાની લાગવગ વાપરવી જોઇએ. જેનાથી બની શકે તેણે આવાં ઈશ્વરને વહાલાં દેશહિતનાં કામોમાં પોતાની જિંદગી અર્પણ કરવી જોઇએ. એ પછી સાંસારિક, ધાર્મિક અને રાજદ્વારી બાબતોમાં આગળ વધેલાં છૂટા વિચારનાં છાપાં તથા ચોપડીઓ લોકેને હમેશાં છૂટથી વાંચવા મળે એવા ઉપાયો કરવા જોઇએ. દરેક ગામે ગામમાં પોતાના અને પોતાના દેશના કલ્યાણના વિચારો કરવા માટે મંડળીઓ સ્થાપવી જોઇએ. એ મંડળીઓએ પોતાના પ્રાંતમાં

કે પોતાના જીલ્લામાં જે સ્વદેશી હિલચાલ કરનારી કે રાજદ્વારી હિલચાલ કરનારી નામીચા આબરૂદાર વિદ્વાનો અને આગેવાન ગૃહસ્થોની મંડળી હોય તે મંડળીઓની મદદમાં રહીને અને પોતાના ગામના લોકોને પસંદ આવતા હોય તો એ મંડળીઓના સિદ્ધાંતોને માન આપીને તે પ્રમાણે વર્તવાને સૌ લોકોએ પ્રયત્ન કરવો જોઇએ. એવી મોટી મંડળીઓએ પ્રાંતિક કૉન્ફરન્સ કે નેશનલ કોંગ્રેસ જેવા મોભાદાર આગેવાન મંડળની મદદમાં રહેવું જોઇએ. ગામડાંઓની દરેક મંડળીએ પોતપોતાને અનુકૂળ હોય તે દિવસોએ દર મહિનામાં ઓછામાં ઓછી બે વખત સભા ભરવી જોઇએ; ત્યાં પોતાને, પોતાના ગામને તથા પોતાના દેશને ફાયદો કેમ થાય એ બાબતના વિચાર કરવા જોઇએ. પોતાનાં ને પોતાના ગામની ઊપજ કેમ વધે ? પોતાના ગામમાં હમણાં શું શું જાતનાં દુઃખ છે ? એ દુઃખો કેમ મટી શકે ? પ્રથમ પચાસ વરસ ઉપર લોકોને સરકારી કરના કેટલા પૈસા ભરવા પડતા હતા, એ પછી પચીસ વરસ ઉપર કરના કેટલા પૈસા ભરવા પડતા હતા, એ પછી દસ વરસ ઉપર કરના કેટલા પૈસા ભરવા પડતા હતા અને હમણાં કરના કેટલા પૈસા ભરવા પડે છે, એ બધી બાબતોનો વિચાર કરવો જોઇએ. પ્રથમ આપણા ગામમાં કેવી કેવી જાતના કયા કયા હુન્નરો હતા અને હવે એ હુન્નરો કેમ નાશ પામ્યા તથા ફરીથી હવેના વખતમાં એને બદલે બીજા કયા નવા હુન્નરો કે ખેતીવાડીના કયા નવા પાકો દાખલ કરી શકાય તેમ છે, તેનો વિચાર કરવો જોઇએ. દુનિયાના બીજા સુધરેલા દેશોમાં લોકો ઉપર કેમ રાજ્ય ચલાવવામાં આવે છે ને આપણી ઉપર કેમ રાજ્ય ચલાવવામાં આવે

છે, દુનિયાના બીજા લોકોને કેટલા ટકા રાજ્યના કર ભરવા પડે છે ને આપણને કેટલા ટકા કર ભરવા પડે છે અને સુધરેલા લોકો કેટલા હકો ભોગવે છે ને આપણે કેટલા હકો ભોગવીએ છીએ, એ બધી બાબતોનો આપણે શાંતિથી એવી સભાઓમાં વિચાર કરવો જોઇએ. આપણા ભલા સારૂ આપણા દેશના કે પરદેશના જે જે સદ્ગૃહસ્થો પોતાના સ્વાર્થનો ભોગ આપીને ન્યાયની રીતે લડત ચલાવતા હોય તેઓની મદદમાં આપણે રહેવું જોઇએ, તેઓને માન આપવું જોઇએ, તેમને પગલે ચાલવું જોઇએ અને દેશના કલ્યાણની ભલી યોજનાઓમાં આપણે વૉલંટિયર થવું જોઇએ. છેલ્લાં પચીસ વરસોમાં આપણાં ગામડાંઓમાં કઇ જાતના નવા કરો દાખલ થયા તથા કઇ કઇ જાતના કરો ઓછા થયા અને આપણને ફાયદો થાય તેવા કયા કયા કાયદા થયા તથા આપણને નુકસાન થાય તેવા કયા કયા કાયદા થયા, એ બધી બાબતો ઉપર આપણે એ સભાઓમાં ન્યાયની રીતે વિચાર કરવો જોઇએ. પહેલાં અનાજ, ઘી, તેલ, દૂધ, લાકડાં, ઘાસ, ગાય, બળદ વગેરે કેટલું બધું સસ્તું હતું ને હવે એ બધી વસ્તુઓ કેટલી બધી મોંઘી છે તથા એ સોંઘા-રત ને મોંઘારતનું કારણ શું ? પચીસ વરસ ઉપર આપણા ગામની જમીનમાં કેટલું અનાજ પાકતું હતું અને હવે કેટલું અનાજ પાકે છે ? એમાં ઘટાડો અથવા વધારો થવાનું કારણ શું ? પચીસ વરસ ઉપર આપણા ગામમાં કેટલા રૂપિયાની પરદેશી વસ્તુઓ આવતી હતી અને હાલમાં કેટલા રૂપિયાની પરદેશી વસ્તુઓ આપણા ગામમાં આવે છે ? એ બધી બાબ-તોનો સાચી રીતે ને નિષ્પક્ષપાતપણે વિચાર કરવો ને તેની

હકીકતો બહાર પાડવી તથા તે જીલ્લાઓની મોટી મંડળીઓને જણાવવી અને એમાં જે જે સુધારા કરવાની જરૂર લાગે તે કરવા માટે સરકારને અરજી કરવી તથા પરમાર્થી મંડળોની મદદ માગવી, એ ગામડાંઓની મંડળીઓનું કામ છે. આ સિવાય બીજી ઘણીએ જાણવા જેવી ને કરવા જેવી બાબતો હોય છે, પણ એ તો જેમ જેમ એ મંડળીઓ પોતાનું કામ આગળ વધારતી જાય તેમ તેમ તેને સૂઝ પડતી જાય છે ને મદદ મળતી જાય છે, કારણ કે કામ કામને શીખવે છે. જ્યારે આવી રીતે કામ લેતાં આપણા લોકો શીખશે અને જ્યારે આટલી બધી રાજદ્વારી જાગૃતિ આપણા લોકોમાં ફેલાશે ત્યારે જ આપણા દેશનું કલ્યાણ થઇ શકશે. માટે અસલના ઋષિઓ જેમ પોતાના મહા બળવાન તપનો તથા સમાધિનો અલૌકિક આનંદ છોડીને પણ રાજાના તથા લોકોના કલ્યાણ માટે રાજ-કાજના કામમાં ભાગ લેતા હતા તેમ આપણા સૌ ભાઇઓએ પોતાના દેશની આબાદી સારૂ તથા પોતાના રાજ્યની સલામતી સારૂ પોતાની જિંદગીની ફરજ તરીકે સ્વદેશી હિલચાલમાં તથા રાજદ્વારી હિલચાલમાં પ્રેમપૂર્વક ભાગ લેવો જોઇએ.

---

# ૧૨૧ : આપણને વધારે કલાક કામ કરવું પડે છે તેનાં કારણો

[ 'સ્વર્ગની જીંદગી' પૃ. ૧૦૫ ]

શું આપણા લોકોને વખતની ખોટ છે? એ વાત હું માનતો નથી, કારણ કે મારો અનુભવ એવો છે કે આપણા લોકોને વખતની મુદ્દલ કિંમત જ નથી. આપણા લોકોને વખતનો સદુપયોગ કરતાં આવડતો જ નથી; આપણા લોકો વધારે કલાક સુધી ગદ્ધાવૈતરું કરે છે એમાં શક નથી, પણ તેઓ વધારે કામ કરે છે અથવા વધારે સારું કે વધારે ઉપયોગી કામ કરે છે એમ હું માનતો નથી; અને જે રીતે તથા જે હેતુથી કામ કરવું જોઈએ તે રીતે તથા તે હેતુથી આપણા લોકો કામ કરે છે એમ હું માનતો નથી. પણ હું તો પ્રત્યક્ષ રીતે એમ જોઉં છું કે કામ કરવામાં આપણે નિયમિતપણું રાખતાં નથી; વળી આપણે ઢીલા રહીએ છીએ તે કામની પછવાડે લાગીને તેનો નિકાલ કરી નાખતાં નથી; ઉત્સાહ વિનાના મંદ લાગણીવાળા અને રોતીસૂરત જેવા રહીને આપણે પરાણે પરાણે કામ કરીએ. છીએ, તેથી જ જલદી આપણા કામનો પાર આવતો નથી. કામની વહેંચણી કરતાં આપણને આવડતી નથી; આપણા કેટલાક કઢંગા રિવાજોને લીધે આપણે ટાઇમસર કામ ઉપર જઈ શકતાં નથી; રજાના દિવસો પાળવા

જોઇએ તેનો ચોથો ભાગ પણ આપણે પાળતાં નથી અને તેથી
નાનાં નાનાં રજાને દિવસે થઇ શકે તેવાં કામો પણ આપણને
ખરેખરા કામને વખતે કરવાં પડે છે, તેથી આપણાં
લંબાયા કરે છે. દિવસે દિવસે ગુજરાનનાં સાધનો
જાય છે; આપણા લોક દિન પ્રતિદિન પરદેશી .
ના શોખીન બનતા જાય છે; અને આપણા
કળાના ધંધાઓ ભાગી પડવાથી ઘણાં મા
વિનાનાં થઇ પડીને તેઓ બીજા થોડા ન
ધંધાઓમાં પણ ભાગ પડાવે છે; તેથી ર
ઓછી થઇ જઇને આપણા લોકોને વધારે
આવાં બધાં કારણોને લીધે આપણા
આવી જવાથી આજનું કામ આજે જ
મુલત્વી રાખ્યા કરીએ છીએ અને
આવ્યા જ કરીને કામનો બોજો ખૂબ પડે
વધારે કલાકો કામ કરવું પડે છે.
આપણે ગુલામગીરીમાં કચરાયા કરીએ
સ્વમાન નાશ પામ્યું છે; આપણી
પામી છે; આપણી કમાણી ઓછી
બની ગયાં છીએ; આપણને
વિશ્વાસ નથી; આપણે બનાવટી ઉપ
બંધાઇ ગયાં છીએ અને આપણે દરેક
ચલાવવાવાળાં થઇ ગયાં છીએ. ..
કુદરતી અનુકૂળતાઓ હોવાથી પ્રથમ
સસ્તી મળતી, પાણીની પંચાતી ન

ઝાઝી મોજશોખની વસ્તુઓ ન હતી, લોકો વંશપરંપરાની રૂઢિ પ્રમાણે સાદી જિંદગી ગાળતા અને બાપનું ચાલુકામ દીકરાને મળતું તેથી કોઇને ઝાઝી ઉપાધિ કરવી પડતી નહિ. દેશમાં સંચાઓ ન હતા ને બધા લોકો હાથે કામ કરતા તેથી દોલતની વહેંચણી સરખી રહેતી અને હાલમાં સંચાઓથી જેમ થોડાક ધીમંતો ન્યાલ થઇ જાય છે ને લાખો માણસો રખડી પડે છે તેમ આગળ થતું ન હતું. આગળ હરીફાઇ ન હતી, તેથી લોકો શાંતિથી જિંદગી ગાળતા હતા, પરંતુ એ શાંતિનો સદુપયોગ કરવાને બદલે પરાધીનતાને લીધે લોકો આપલપોપલિયા થયા ને પછી આળસુ બન્યા, તેથી લોકોને વખતની કિંમત રહી નહીં, અને તેને લીધે હાલમાં આપણને વધારે વખત સુધી કામ કરવું પડે છે.

## આપણા લોકોની કામ કરવાની રીત તો જરા જુઓ !

બીજા લોકો થોડા કલાક કામ કરે છતાં પણ સમૃદ્ધિવાન રહે અને આપણા લોકો વધારે કામ કરે છતાં પણ ભૂખડીબારસ રહે તેનું કારણ શું ? પડયા ઉપર પાટુ મારવી ને દુઃખીને ડામ દેવા એ કાંઇ સારૂં નથી; પણ સત્યને ખાતર કહેવું જોઇએ કે કયો દેશ વધારે આબાદ થઇ શકે ? ઘણી જાતની ગુલામગીરીમાં બંધાઇ રહીને ગદ્ધાવૈતરૂં કર્યા કરનારા નમાલા લોકોનો કે નિયમિતપણે કામ કરવાવાળા મજબૂત શરીર તથા મનવાળા લોકોનો ? જો આ વાત તમોને ખોટી લાગતી હોય તો એને માટે દૂર શા માટે જવું જોઇએ ? દરજીને ઘણી વખત તમે કપડાં સીવવા આપતાં હશો, પણ કોઇ દિવસે તેણે વાયદાસર

જોઇએ તેનો ચોથો ભાગ પણ આપણે પાળતાં નથી અને તેથી નાનાં નાનાં રજાને દિવસે થઇ શકે તેવાં કામો પણ આપણને ખરેખરા કામને વખતે કરવાં પડે છે, તેથી આપણાં કામકાજ લંબાયા કરે છે. દિવસે દિવસે ગુજરાનનાં સાધનો મોંઘાં થતાં જાય છે; આપણા લોક દિન પ્રતિદિન પરદેશી વસ્તુઓ વાપરવાના શોખીન બનતા જાય છે; અને આપણા અસલના હુન્નર કળાના ધંધાઓ ભાગી પડવાથી ઘણાં માણસો ધંધારોજગાર વિનાનાં થઇ પડીને તેઓ બીજા થોડા નફાવાળા સાધારણ ધંધાઓમાં પણ ભાગ પડાવે છે; તેથી પણ લોકોની આવક ઓછી થઇ જઇને આપણા લોકોને વધારે કામ કરવું પડે છે. આવાં બધાં કારણોને લીધે આપણા લોકોમાં લાસરિયાપણું આવી જવાથી આજનું કામ આજે જ નહિ કરતાં કાલ ઉપર મુલતવી રાખ્યા કરીએ છીએ અને કાલ તો રોજની રોજ આવ્યા જ કરીને કામનો બોજો ખૂબ પડે છે, તેથી પણ આપણને વધારે કલાકો કામ કરવું પડે છે. સેંકડો વરસો થયાં આપણે ગુલામગીરીમાં કચરાયા કરીએ છીએ, તેથી આપણું સ્વમાન નાશ પામ્યું છે; આપણી અસલી વિદ્યાઓ નાશ પામી છે; આપણી કમાણી ઓછી થઇ ગઇ છે; આપણે બીકણ બની ગયાં છીએ; આપણને આપણા પોતાના બળ ઉપર વિશ્વાસ નથી; આપણે બનાવટી ઉપલક ધર્મોની જાળોમાં બંધાઇ ગયાં છીએ અને આપણે દરેક બાબતમાં પોલમપોલ ચલાવવાવાળાં થઇ ગયાં છીએ. આપણા દેશમાં કેટલીક ખાસ કુદરતી અનુકૂળતાઓ હોવાથી પ્રથમ ખોરાકની જણસો બહુ જ સસ્તી મળતી, પાણીની પંચાતી ન હતી, ઝાઝા કર ન હતા,

ઝાઝી મોજશોખની વસ્તુઓ ન હતી, લોકો વંશપરંપરાની રૂઢિ પ્રમાણે સાદી જિંદગી ગાળતા અને બાપનું આલુકામ દીકરાને મળતું તેથી કોઇને ઝાઝી ઉપાધિ કરવી પડતી નહિ. દેશમાં સંચાઓ ન હતા ને બધા લોકો હાથે કામ કરતા તેથી દોલતની વહેંચણી સરખી રહેતી અને હાલમાં સંચાઓથી જેમ થોડાક શ્રીમંતો ન્યાલ થઇ જાય છે ને લાખો માણસો રખડી પડે છે તેમ આગળ થતું ન હતું. આગળ હરીફાઇ ન હતી, તેથી લોકો શાંતિથી જિંદગી ગાળતા હતા, પરંતુ એ શાંતિનો સદુપયોગ કરવાને બદલે પરાધીનતાને લીધે લોકો આપલપોપલિયા થયા ને પછી આળસુ બન્યા, તેથી લોકોને વખતની કિંમત રહી નહીં, અને તેને લીધે હાલમાં આપણને વધારે વખત સુધી કામ કરવું પડે છે.

## આપણા લોકોની કામ કરવાની રીત તો જરા જુઓ !

બીજા લોકો થોડા કલાક કામ કરે છતાં પણ સમૃદ્ધિવાન રહે અને આપણા લોકો વધારે કામ કરે છતાં પણ ભૂખડીબારસ રહે તેનું કારણ શું ? પડયા ઉપર પાટુ મારવો ને દુઃખીને ડામ દેવા એ કાંઇ સારૂં નથી; પણ સત્યને ખાતર કહેવું જોઇએ કે કયો દેશ વધારે આબાદ થઇ શકે ? ઘણી જાતની ગુલામગીરીમાં બંધાઇ રહીને ગદ્ધાવૈતરૂં કર્યા કરનારા નમાલા લોકોનો કે નિયમિતપણે કામ કરવાવાળા મજબૂત શરીર તથા મનવાળા લોકોનો ? જો આ વાત તમોને ખોટી લાગતી હોય તો એને માટે દૂર શા માટે જવું જોઇએ ? દરજીને ઘણી વખત તમે કપડાં સીવવા આપતાં હશો, પણ કોઇ દિવસે તેણે વાયદાસર

તમોને કપડાં આપ્યાં છે ? મોચીને ત્યાં જોડાને થીંગડું દેવરાવા સારૂ તમે જાઓ ત્યારે મોચી દોરો વણવા મંડશે, પણ આખો દહાડો નવરો બેઠો રહ્યો હોય તોપણ તે અગાઉથી દોરો તૈયાર નહીં કરી રાખે. હજામ પાસે હજામત કરાવવા બેસો ત્યાં પણ એમ જ. એ જ વખતે તેને અસ્ત્રો ઘસવાનું સૂઝે ને પા કલાક સુધી આપણને બેસાડી મૂકે; પણ તે નવરો હોય છતાં પણ કોઇ દિવસ અગાઉથી અસ્ત્રો સાફ કરી રાખે નહીં. સોનીને ત્યાં કાંઇ ભાગ્યું તૂટયું સમું કરાવવા જાઓ તો ત્યાં પણ એમ જ. સમાણી, કાનસ કે જતરડો પાડોશીને આપ્યો હોય ત્યાંથી મંગાવે ત્યારે જ કામ થાય અને એ આપ્યે બે ચાર દહાડા થઈ ગયા હોય તોપણ અગાઉથી મંગાવી નહિ રાખતાં કોઇ કામ લઇને જાય ત્યારે જ–તેને ખોટી કર્યા પછી જ તેને મંગાવવાનું સૂઝે. ગામડાંઓમાં બળદગાડી ભાડે કરવા જાઓ તો નીકળવાનો વખત થાય ત્યારે જ ગાડીવાળાને ગાડી ઊંજવાનું સૂઝે અને ત્યાં સુધી તે બેઠો બેઠો ગપ્પાં માર્યા કરે કે હુકકો પીયા કરે ને પાછળથી જવા ટાણે અરધો કલાક ખોટી કરે, પણ અગાઉથી ગાડી સરખી કરી રાખે નહિ. કોઇ વેપારીને ત્યાં કાંઇ માલ લેવા જઇએ તો ખોટે ખોટા ભાવો ખતાવે, તેથી તાણી તોડીને ભાવ નક્કી કરવામાં ઘણો વખત ગુમાવી દેવો પડે, પણ જે ભાવે માલ આપવો હોય તે જ ભાવ તેઓ પ્રથમની જ કહે નહિ. કોઈ સુતારને ત્યાં કાંઇ કામ લઇ જાઓ તો તમે ત્યાં ગયા પછી જ તે પોતાનું કરવત કે રંદો ઘસવા બેસે, પણ અગાઉથી તે સાફ કરી રાખે નહિ. કોઇ લુહારને ત્યાં કોદાળીનું પાનું કઢાવવા કે સાંકળ નકૂચો લેવા

જાઓ તો તમે જઇને ત્યાં ઘણીવાર બેસો તે પછી જ તે પોતાને ઘેરથી કોલસાનો સૂંડલો મંગાવે અથવા એ વખતે બજારમાં લોઢાનો સળીઓ કે ગજવેલનો કટકો લેવા જાય, પણ ધરાર અગાઉથી તૈયારી ન રાખે. કોઈ કડિયાને રોજે બોલાવો તો છીણી, હથોડો, ઓળંબો, કુહાડો, ચુનારડું ને ગજ. એટલાં જ વાનાં લઇને તેને આવવાનું હોય અને એ તો રોજનું કામ છે, તેમાંથી પણ એકાદ વાનું લાવવાનું ભૂલી જાય અને તે લેવા માટે પાછળથી માણસ મોકલે કે પોતે જાય અને એટલો વખત ફોગટની વાર લગાડે. સેંકડે પોણોસો ટકા આમ બન્યા વિના રહે નહિ. આવી રીતે આપણા લોકોનાં દરેક જાતનાં કામોમાં અધૂરાપણું, ઢીલાપણું, "હોતી હૈ, ચલતી હૈ" એવું ખાતું, કામચલાઉ ખાતું, રફખાતું, લાસરિયાપણું અને વિના કારણ એક કલાકના કામમાં ત્રણ કલાક કાઢી નાખીએ એવું ખાતું છે. કારણ કે આપણા લોકોને વખતની કિંમત નથી, તેથી આપણને બીજા દેશોના લોકો કરતાં વધારે વખત સુધી કામ કરવું પડે છે.

## આપણા કારીગરોનાં ઓજારો

બીજું આપણા કારીગરોની પાસે કામ કરવાનાં ઓજારો સારાં હોતાં નથી અને આપણા લોકોની પાસે કામ કરવાનાં સાધનો સારાં નથી, તેથી પણ કામ કરવામાં આપણને વધારે વાર લાગે છે. મારો અસ્ત્રો સારો હોય તો હું બે ત્રણ મિનિટમાં મારી હજામત કરી શકું છું, પણ જો અસ્ત્રો ખરાબ હોય ને વચમાં વચમાં વારે વારે ઘસવો પડતો હોય તો એની એ જ હજામત કરતાં અર્ધો પોણો કલાક નીકળી જાય. સારા કરવતથી

જે લાકડું અર્ધા કલાકમા વહેરી શકાય તે જ લાકડાને ખરાબ કરવતથી વહેરતા એથી બમણો ત્રમણો વખત જોઇએ છે આવી રીતે હથિયારોના સુધારાથી પણ કામ કરવાના વખતમા બહુ ફેર પડી જાય છે, છતા પણ અફસોસ કે કામ કરવાના ઓજારોના સુધારાની બાબતમા પણ આપણા લોકો બહુ જ પાછળ છે હજારો વરસ ઉપર જે હથિયાર ચાલતા તે જ કઢગાં હથિયારો હજી પણ આપણા લોકો વાપરે છે, તેથી દુનિયાના બીજા લોકોના પ્રમાણમા આપણે જલદી કામ કરી શકતા નથી. જેમકે, બળદથી ચાલતાં આપણા જૂના હળો ત્રણ ચાર ઇંચ જમીનમા ઊંડા ઊતરી શકે છે, તેથી ઘણી ઊંડી જમીન ખોદી શકાતી નથી, એટલે તેમા વાવેલી ચીજોના મૂળિયા ઊંડાં જઇ શકતા નથી, તેમ જ એવી ઉપરછલ્લી ખેડાયેલી જમીનમા જે ખાતર નાખવામા આવે તે ખાતર ઉપન્નુ ઉપર રહે છે, તેથી બહારની ગરમી તથા હવાને લીધે તેનો રસકસ જલદી ઊડી જાય છે તેથી પાક ઓછો થાય છે. એને બદલે હાલમા યુરોપ અમેરિકામા વરાળયત્રથી હળ ચાલે છે, તે હળની કોશ આપણા જૂના હળો કરતા ત્રણ ગણી વધારે જમીનમા ઊંડી ઊતરી શકે છે તેથી અનાજના મૂળિયા બહુ ઊંડા જઇ શકે છે અને ખાતરપાણીનો કસ ઘણો રહી શકે છે, એટલે આપણે ત્યા એક એકર જમીનમા જેટલો પાક થાય તે કરતા તેટલી જ જમીનમા ત્યા બેવડો ત્રેવડો પાક થઇ શકે છે આ હળની બાબત તમોને બહુ દૂરની લાગતી હોય તો આપણા ગામડાના કારીગરોના હથિયાર તપાસો. તમારી ખાતરી થશે કે ગામડાના હજામ કરતા શહેરના હજામ પાસે વધારે સારા અસ્રા હોય છે,

તેથી તે ગામડાંના હજામોના પ્રમાણમાં વધારે સારી હજામત કરી શકે છે. ગામડાંના સુતારનાં ઓજારો કરતાં શહેરના સુતાર પાસે વધારે સારાં ઓજારો હોય છે, તેથી તેને ગામડાંના સુતારો કરતાં ઓછી મહેનત પડે છે. ગામડાંના સોની પાસે જે હથિયારો હોય તે કરતાં શહેરના સોની પાસે વધારે નાજુક ને વધારે સારાં હથિયારો હોય છે, તેથી ગામડાંના સોની કરતાં શહેરના સોની વધારે નકસી બનાવી શકે છે અને વધારે મજૂરી મેળવી શકે છે. આવી જ રીતે આપણા શહેરોના કારીગરો પાસે જે સાધનો છે તે કરતાં પણ યુરોપ અમેરિકા વગેરે દેશોના લોકો પાસે વધારે સારાં સાધનો છે, એટલે તે લોકો થોડી મહેનતે ઘણું કામ કરી શકે છે. અને થોડો વખત કામ કરે તોપણ તેઓને જરૂર જેટલો નફો મળી શકે છે, તેથી થોડા કલાકો કામ કરવાનું તેઓને પાલવી શકે છે, પણ આપણી પાસે એવાં સારાં સાધનો નથી તેથી આપણને વધારે કલાકો સુધી કામ કરવું પડે છે.

---

# ૧૨૨ : શ્રીમંતો છે તે કૂવા જેવા છે એટલે તે ગરીબોને ન બોલાવે તોપણ ગરીબો તેમને ઘેર જાય છે

[ 'સ્વર્ગનાં રત્નો ' નં. ૮૬ ]

જે શ્રીમંતો પોતાની શ્રીમંતાઈની ખૂબી સમજતા નથી તેઓને એમ લાગે છે કે, ગરીબ માણસ તે અમારે ઘેર શા માટે આવતાં હશે ? અમે તે કેટલાંક જણને આપીએ ? કેમ જાણે બાપની થાપણ મૂકી હોય તેમ સૌ અમારે ત્યાં જ ચાલ્યાં આવે છે. પણ અમે તે શા માટે આપીએ ? અને કેટલાંક જણને આપીએ ? આવી વાતો ઘણાએ અજ્ઞાન શ્રીમંતો કરે છે; એટલું જ નહિ પણ કેટલાક શ્રીમંતો તો પૈસાના મદમાં છકી જઈને ગમે તેવાં ન બોલવાનાં વચનો પણ ફાટે હાથે બોલે છે, અને એમ કહે છે કે, અમે કયાં તમને તેડવા આવ્યા હતા ? તમારા જેવા તો સેંકડો ભિખારીઓ આવ્યા કરે છે.

સેંકડે સત્તાણું શ્રીમંતોને ઘેર ઉપર મુજબની જ વાતો થયા કરે છે. તે જ પ્રમાણે એક જાણીતા શ્રીમંતને ત્યાં પણ એવો જ બનાવ બન્યો હતો. વાત એમ થઈ કે, તે શ્રીમંતને

ત્યાં એક ભક્તરાજ દુકાળને લીધે ગરીબોને મદદ કરવા સારૂ ફાળો ભરાવવા આવ્યા હતા, ત્યારે તે શેઠે કહ્યું કે, તમારા જેવા તો છપનસો જણાં ચાલ્યા આવે છે. અમે તે કેટલાંકને આપીએ ? ગામમાં બીજા કોઇ છે કે અમે એકલા જ છીએ ? સૌ અમારે ત્યાં જ ચાલ્યાં આવો છો તે કાંઇ વિચાર કરો છો કે નહિ ? અમે કાંઇ તમોને તેડાવવાની કંકોત્રી નહોતી લખી. ભિખારીઓને ઉત્તેજન આપીએ તો લોકો આળસુ થઇ જાય, ફાળા ભરી ભરીને હું તો તોબા થઇ ગયો, હવે કોઇને એક પાઇ પણ આપવાનો નથી. ભૈયો પણ ગપેડા જેવો છે, ભિખારીઓને ઘરમાં શા માટે આવવા દે છે ? જાઓ ! જાઓ ! જ્યારે તેડાવીએ ત્યારે આવજો, ને જ્યારે તમારા વિના નહિ ચાલે ત્યારે તમને તેડાવશું. આવી આવી ઘણીએ આડી ઊભી વાત કરી તે બિચારા પરમાર્થી ભકતને કાઢી મૂકયો. આ વખતે તે શેઠના એક માનીતા વિદ્વાન શાસ્ત્રી ત્યાં બેઠેલા હતા, તે શાસ્ત્રી સારા લાગવગવાળા હતા અને જ્યાં પોતાનું માન જળવાય તેમ હોય ત્યાં જરા સ્પષ્ટતાથી સારી વાતો કરી દે તેવા હતા. બાકી જ્યાં પોતાનું ન ચાલે ત્યાં તો પોલંપોલ ખરી જ, તેમ જ શ્રીમંતાઇના તેજમાં અંજાઇ જાય એવો સ્વભાવ પણ ખરો, જરા લાલચુપણું પણ ખરૂં, થોડીક ખુશામત પણ ખરી, પણ તેમ છતાં બીજા ઘણા પંડિતોના કરતાં તે બહુ સારો માણસ હતો. તેણે તે શેઠને જરા ઠંડા પડયા પછી કહ્યું કે,—

શેઠ કૂવાની પાસે પાણી પીવા માટે સૌ લોકો પોતાની મેળે જ જાય, કાંઇ કૂવો એઓને કહે નહિ કે તમે મારી પાસે

આવો, તેમ જ જે શ્રીમંતો છે તે કૂવા જેવા છે, એટલે તરસ્યાં ગરીબો વગર બોલાવે પોતાની ગરજે તેઓની પાસે જાય જ; એમાં કાંઈ નવાઈ નથી. કારણ કે શ્રીમંતાઈ એટલે શું, તે તમે જાણો છો ? શેઠ ! શ્રીમંતાઈ એ ઇશ્વરની કૃપાનું ફળ છે. શ્રીમંતાઈ એ સારા નસીબનું ચિહ્ન છે. શ્રીમંતાઈ એ આગલા જન્મોનાં શુભ કર્મોનું ફળ છે. શ્રીમંતાઈ એ જિંદગી સુધારવાની તક છે. શ્રીમંતાઈ એ ગરીબોના આશીર્વાદો મેળવવાની તક છે. શ્રીમંતાઈ એ કીર્તિ મેળવવાની તક છે, શ્રીમંતાઈ એ પ્રભુના માનીતા થવાની તક છે, શ્રીમંતાઈ એ જગતમાં સૌન્દર્ય ફેલાવવાની તક છે, શ્રીમંતાઈ એ ઇશ્વરનું ઐશ્વર્ય ફેલાવવાની તક છે. શ્રીમંતાઈ એ દેવોને તેમના હક ચૂકાવી રાજી કરવાની તક છે. શ્રીમંતાઈ એ ભવિષ્યની જિંદગી સુધારવાની તક છે. શ્રીમંતાઈ એ સ્વર્ગનું બારણું છે. શ્રીમંતાઈ એ મહાત્મા બનવાનું સાધન છે. શ્રીમંતાઈ એ અનેક જાતના મીઠા અનુભવો લેવાની અમૂલ્ય તક છે, અને શ્રીમંતાઈ એ હાથ ઠારી જવાની ને આત્મિક સંતોષ મેળવવાની ઉત્તમ તક છે. હવે વિચાર કરો કે જે શ્રીમંતાઈમાં આટલું બધું તત્ત્વ રહેલું હોય, આટલું બધું મહત્ત્વ રહેલું હોય, અને આટલું બધું સત્ત્વ રહેલું હોય તે શ્રીમંતાઈ રૂપી મધની પાછળ ગરીબો રૂપી મધમાખીઓ ભમે તેમાં શું નવાઈની વાત છે ? શેઠ !' યાદ રાખજો કે મદદની આશાએ જે ગરીબો તમારે ત્યાં આવે છે તે કાંઈ તમને રૂડા રૂપાળા જોઇને આવતા નથી, પણ તમારી પાસે ઇશ્વરનું જે ઐશ્વર્ય રહેલું છે, તમારી પાસે પ્રભુની પ્યારી જે લક્ષ્મી રહેલી છે, અને તમારી પાસે ઐશ્વર્ય રૂપે ઇશ્વરની

જે કૃપા રહેલી છે તેનો લાભ લેવા માટે ગરીબો તમારી પાસે આવે છે. માટે યાદ રાખજો કે, ગરીબો કાંઈ તમારી પાસે આવતાં નથી, પણ તેઓ તો ઇશ્વરના ઐશ્વર્ય પાસે આવે છે, અને તે કાંઈ જાણી જોઇને નહિ પણ લક્ષ્મીમાં જે સ્વાભાવિક આકર્ષણ રહેલું છે અને લક્ષ્મીવાનોની ઉપર જે ફરજો રહેલી છે તેની સામે જોઇને તેઓ તમારી પાસે આવે છે. માટે તેઓનો તિરસ્કાર કરો મા, પણ તમે જે કૂવા છો, તેમાંથી થોડુંક પાણી પીવા દો, એથી કાંઈ તમારી સમૃદ્ધિ ખૂટી જવાની નથી, ઊલટી તેઓના આશીર્વાદથી તમારી ઋદ્ધિ અનાયાસે વધી જશે ને બીજા મોટા લાભો પણ મળતા રહેશે. વળી દાન દેવાથી અંતરનો સંતોષ મેળવી શકશો તથા પ્રભુની કૃપા મેળવી શકશો. માટે ગરીબોનો તિરસ્કાર કરો મા, પણ તેઓને યથાશક્તિ મદદ કરવાની મહેરબાની કરો !

શાસ્ત્રીજીની આ વાત સાંભળી તે શેઠ ઉપર સારી અસર થઇ, અને તે દિવસથી તેમણે ઠરાવ કર્યો કે, કોઇને કદાચ કાંઇ ન આપી શકાય તેની ફિકર નહિ, પણ કોઇ ગરીબ માણસનો તિરસ્કાર તો કરવો નહિ જ, એમ તેણે નક્કી કર્યું. તે જ પ્રમાણે બીજા શ્રીમંતો પણ પોતાની શ્રીમંતાઈની કિંમત સમજે એમ અમે ઇચ્છીએ છીએ, અને એ સમજવાની પ્રભુ તેઓને સદ્બુદ્ધિ આપે એવી પ્રાર્થના કરીએ છીએ.

---

## ૧૨૩ : ગરીબોના પણ અનેક પ્રકાર હોય છે

[ 'સ્વર્ગનો પ્રકાશ' નં. ૬૪ ]

શ્રીમંતો કરતાં ગરીબો ઘણા જ વધારે સુખી હોય છે, એમ ઘણાં જણ કહે છે; પણ તેમા આ વાત પણ યાદ રાખવા જેવી છે કે, ગરીબોની અંદર જુદા જુદા ઘણા પ્રકાર છે અને તે બધા પ્રકારનાં ગરીબો કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતાં નથી; પણ તેમાંથી ચોક્કસ પ્રકારનાં ગરીબો જ શ્રીમંતો કરતાં વધારે સુખી હોય છે. માટે કયા વર્ગનાં ગરીબો શ્રીમંતો કરતાં વધારે સુખી છે, અને કયા વર્ગના ગરીબો સુખી નથી તે ભેદ આપણે જાણવો જોઇએ. એ માટે સંતો કહે છે કે:—

### ૧–પરાણે પરાણે કચરાઇ મરનારાં ગરીબો

ઘણાં માણસોની આવક ઓછી હોય છે, કુટુંબ મોટું હોય છે અને સમય પ્રમાણે નાતજાતના રિવાજ વધી ગયેલા

હોય છે, તેથી પોતાની શક્તિ સામે નહિ જોતાં પોતાની આબરૂ સામે જોઇને તેઓ ખર્ચમાં તણાયા કરે છે અને આ ટાણે આમ કર્યા વિના કેમ ચાલે ? આજે શ્રાદ્ધ છે, માટે સગાંઓને જમવાનું કહ્યા વિના કેમ ચાલે ? આપણા કાકાનો દીકરો પોતાને ઘેર પચાસ માણસોને જમાડશે ને આપણે ન જમાડીએ તો કેવું ઓછું દેખાય ? બાપા ગુજરી ગયા તેનું બારમું કર્યા વિના કાંઇ ચાલે ? ભલેને કાંઇ ઘરમાં નથી તો શું થયું ? જ્યાં સુધી ધીરવાવાળો વેપારી મળે છે ત્યાં સુધી કાંઇ ફિકર નથી. અમે તે શું કરીશું ? પણ અમારા બાપ-દાદાઓ તો વારે વારે નાતો જમાડતા હતા, તેથી અમારે કર્યા વિના કાંઈ ચાલે ? આવી આવી વાતો સાંભળીને બીજા કોઇ મિત્રો કે સગાંવહાલાં કહે કે, ભાઇ ! એ બધી વાત સાચી પણ એ વખત જુદા હતા ને એ કમાણી જુદી હતી; આજે હવે તમારી સ્થિતિ સામું તો જુઓ ! બેઠે બેઠે બે વરસ થયાં ખાઓ છો ને ધંધો પડી ભાગ્યો છે, એ સામે તો જુઓ ! પછેડી પ્રમાણે સોડ તાણવી જોઇએ, નહિ તો પાઘડીનો વળ છેડે આવે. ત્યારે એ સાંભળીને પરાણે પરાણે કચરાઇ મરનારાં ગરીબો કહે છે કે એ બધી વાત સાચી, પણ અમારે આ ટાણે અમારી આબરૂ પ્રમાણે કર્યા વિના છૂટકો નથી. આવી રીતે લોકાચારને ખાતર તણાયા કરે છે ને વધારે ગરીબ થતાં જાય છે; આવી રીતે બાપદાદાની આબરૂની પાછળ તણાતાં જાય છે ને ગરીબ થતાં જાય છે, આવી રીતે પોતાના અભિમાનમાં તણાતાં જાય છે અને ગરીબ થતાં જાય છે, અને આવી રીતે શ્રીમંતોની દેખાદેખીમાં તણાતાં જાય છે ને ગરીબ થતાં જાય

છે; કારણ કે આવાં આવાં બહાનાં નીચે તેઓ પોતાના ગજા ઉપરાંત ખર્ચ કર્યા કરે છે ને તે દિનપ્રતિદિન વધારે વધારે ગરીબ થતાં જાય છે. આવી રીતે જે પરાણે પરાણે તણાઇ મરનારાં ગરીબો છે ને પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરનારાં ગરીબો છે, તેઓ કાંઈ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતાં નથી; પણ એવા તણાઇ મરનારા ગરીબો તો ઊલટાં વધારે દુઃખી હોય છે.

## ૨–પાસે પૈસા હોય છતાં ઢોંગ કરીને ગરીબાઇ દેખાડનારાં ગરીબો

ઘણાં માણસો એવાં હોય છે કે, તેઓની પાસે પુષ્કળ પૈસા હોય છે અગર જરૂર જેટલા પૈસા હોય છે, તેથી ગરીબાઇ ભોગવવાની જરા પણ જરૂર હોતી નથી; છતાં પણ તેઓ ગરીબાઇનો ઢોંગ કરીને ફર્યા કરે છે અને પોતાના દ્રવ્યનો લાભ પોતે લેતાં નથી તેમજ બીજાઓને પણ આપતાં નથી. આ વર્ગમાં ભિખારી લોકોનો મોટો ભાગ હોય છે. તેઓની પાસે ઘણાએ પૈસા હોય છે; પણ તેમ છતાં તેઓ ભીખ માગવાનો ધંધો કર્યા જ કરે છે અને જો લોકો એમ જાણે કે આની પાસે ઘણા પૈસા છે તો લોકો તેઓને ગરીબ સમજીને દાન આપે નહિ તેથી છતાં સાધનોએ તેઓ મેલાંઘેલાં જેવાં થઇને ફરે છે, ભાંગ્યાતૂટ્યા મકાનમાં રહે છે, હલકી હલકી વસ્તુઓ ખાય છે અને કંગાલ જેવા થઇને ભીખ માગતાં ફર્યા કરે છે.

ભિખારીઓમાં જેમ આવા ઢોંગી ગરીબો છે, તેમ જ

વેપારીઓમાં, કારીગરોમાં, પંડિતોમાં અને બીજા ઘણા વર્ગના લોકોમાં પણ આવી જાતના ઢોંગી ગરીબો હોય છે. તેઓની પાસે જરૂરના ખર્ચ જેટલા પૈસા હોય છે, છતાં પણ ખરે વખતે પણ તેઓ પૈસા ખર્ચતા નથી અને એમ જ ફરિયાદ કરતા ફર્યા કરે છે કે અમારી પાસે કાંઇ નથી, એટલે અમે શું કરીએ? એમ કહી છતે ધને દરિદ્રતા ભોગવ્યા કરે છે. આવા પ્રકારના જે ઢોંગી ગરીબો છે, તેઓ કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતાં નથી; પણ એવા ઢોંગી ગરીબો તો છતાં સાધનોએ પોતાના પૈસાનો જેવો જોઇએ તેવો લાભ લઈ શકતાં નથી, માટે તેઓ ઊલટાં દુઃખી હોય છે.

### ૩–વિનાકારણ આળસુ થઇ ફરનારાં ગરીબો

ઘણા ગરીબો એવાં હોય છે કે તેઓ જો ધારે તો ઘણુંએ કામ કરી શકે ને પૈસા પેદા કરી શકે એવાં હોય છે; છતાં પણ કમાવાની મહેનત નહિ કરતાં મસ્તાનાં થઇને ફર્યા કરે છે, ધંધા રોજગારની બાબતમાં બેદરકારી રાખે છે અને મુવાલી જેવાં બનીને જ્યાં ત્યાં પડયાં રહે છે ને ગમે તેમ ગુજારો કર્યા કરે છે. મુવાલીપણે રહેવામાં તેઓનો કાંઈ ખાસ હેતુ હોતો નથી, તેમ જ એથી તેઓને કાંઇ ફાયદો પણ થતો નથી; છતાં પણ તેઓ એવાં આળસુ બની ગયેલાં હોય છે અને એવા કઢંગા સ્વભાવનાં બની ગયેલાં હોય છે કે વિના-કારણ કંગાલિયત ભોગવ્યા કરે છે અને દુઃખી થયા કરે છે. આવા વિનાકારણ આળસુ થઇને ફરનારાં મુવાલી ગરીબો પણ કાંઇ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતાં નથી.

## ૪–ઘાતકી ગરીબો

ઘણાં માણસો એવાં હોય છે કે જેઓ પાપ કરવા સારૂ ગરીબાઇ ભોગવ્યા કરે છે. જેમકે, ચોર, લૂંટારા, ધાડપાડુ વગેરે ઘણા પ્રકારના લોકો ઘણી જાતની ગરીબાઇ ભોગવ્યા કરે છે અને એ બધી ગરીબાઈ પાપ કરીને ખોટી રીતે જિંદગી ગાળવાને માટે જ હોય છે. એવાં માણસો પોતાની ગરીબાઇ સારૂ પ્રભુની સામે બડબડયા કરે છે અને અપવિત્ર જિંદગી ગાળે છે. આવી જાતના ગરીબો હોય તેઓ ઘાતકી ગરીબો કહેવાય છે. આવાં કેટલાંક ગરીબો બીજાં ગરીબોની ઉપર ઘણો જુલમ કરે છે અને ઘણી જાતના ગુના કર્યા કરે છે. એવા ઘાતકી ગરીબો પણ કાંઈ શ્રીમંતો કરતાં વધારે સુખી હોતાં નથી. ત્યારે હવે સવાલ એ છે કે કયાં ગરીબો શ્રીમંતો કરતાં વધારે સુખી હોય છે ? એના જવાબમાં સંતો કહે છે કેઃ—

## ૫–પવિત્રતાથી રહેનાર ગરીબો શ્રીમંતો કરતાં વધારે સુખી હોય છે.

ઘણાં ગરીબો એવાં હોય છે કે જેઓ અતિશય ગરીબ હોય છે, છતાં પણ અતિશય પવિત્રતાથી રહે છે. એ વર્ગમાં કેટલાક સાધુસંતો, કેટલાક ધર્મચુસ્ત બ્રાહ્મણો તથા કેટલાક બીજા ગૃહસ્થો આવી જાય છે. તેમાં કેટલાક લોકો ઇરાદાપૂર્વક બહુ જ વિચાર કરીને, જગતને મિથ્યા સમજીને, પોતાની ખુશીથી ગરીબાઇ સ્વીકારી લે તેવા હોય છે અને કેટલાક માણસોને આસપાસના સંજોગોને લીધે ગરીબાઈ મળેલી હોય

છે. તે ગરીબાઈમાં તેઓ સંતોષથી અને આનંદથી રહે છે. એમ કરતાં ગરીબાઈને પણ ભગવદિચ્છા સમજી તેમાં રાજી રહે છે; એટલું જ નહિ પણ પોતાને એવી ગરીબાઈ મળી અને એવી ગરીબાઈમાં આનંદથી રહેતાં આવડયું એ માટે તેઓ પ્રભુનો ઉપકાર માને છે; તથા શ્રીમંતોના બહારના ખોટા ડોળ અને તેમની મોહવાળી વૃત્તિઓ જોઇને તેમ જ એ બધાથી તેઓ કેટલાં બધાં છૂટેલાં છે, એ જોઇને તેઓ પોતાના અંતરમાં રાજી રાજી થયા કરે છે અને વારંવાર પ્રભુનો ઉપકાર માન્યા કરે છે

---

## ૧૨૪ : પ્રભુ કૃપાની સાથે આપણા પુરુષાર્થની પણ જરૂર છે

[ 'સ્વર્ગનો આનંદ' નં. ૬૩ ]

દરેક બાબતમાં પ્રભુ કૃપાની જ બલિહારી છે, છતાં પણ આપણી તરફથી પણ કાંઇક કરવાની જરૂર છે, અને તે એ જ કે–

જમીન તૈયાર હોય પણ જો વરસાદ ન હોય તો કાંઈ ફળ થાય નહીં, તેમ જ વરસાદ જોઈએ એટલો હોય પણ જો જમીન સારી ન હોય તો પણ કાંઇ થઇ શકે નહીં; તેવી જ રીતે પ્રભુની કૃપાની સાથે આપણા પુરુષાર્થ વિના પણ કાંઇ થઈ શકે નહીં. એ બંને સાથે હોય તો જ કામ થઇ શકે. તેને માટે કહ્યું છે કે,

દોહરો

મળવાની પણ નવ મળે, વણ ઉદ્યોગે વસ્ત,<br>
તરી તીર પામે નહીં, જો ન હલાવે હસ્ત.

સ્કૂલમાં અભ્યાસ કરનાર છોકરાંઓને પોતાને મહેનત કરવી પડે છે, તેમ જ તેમને માસ્તરની મદદની પણ જરૂર છે. પોતે મહેનત ન કરે તો એકલા માસ્તરની મદદથી કાંઇ શીખી શકે નહીં, તેમ જ પોતાની મહેનત ઘણી હોય પણ જો માસ્તરની મદદ ન હોય તો પણ કાંઈ સારૂં ફળ થઇ શકે નહીં. તે જ પ્રમાણે આપણા દરેક કામમાં આપણા પુરુષાર્થ તથા ભગવત્કૃપાની જરૂર છે. ટૂંકામાં એટલું જ કે, જેમ બે પાંખ વિના પક્ષી ઊડી શકે નહીં, અને જેમ બે પૈડાં વિના ગાડું ચાલી શકે નહીં, તેમ જ કોઇ માણસ પ્રભુકૃપા તથા પોતાના પુરુષાર્થ વિના કોઇ પણ કામમાં જય મેળવી શકે નહીં. માટે દરેક માણસને પ્રભુકૃપા તથા પુરુષાર્થની જરૂર છે; કારણ કે એ બંને સાથે હોય ત્યારે જ બધાં કામો રૂડી રીતે થઇ શકે છે. તે ઉપરથી એક કવિએ કહ્યું છે કે,

દોહરો

બે જણ નીમ્યા હોય ત્યાં, એકે સરે ન અર્થ,
બે કમાડને બારણે, વાસ્યું એક તે વ્યર્થ.

ક. દ. ડા.

બે બારણાંનું કમાડ હોય તેમાં એકને તાળું દેવાથી કાંઇ ચાલે નહીં, તેમ જ એકલા પુરુષાર્થથી ભગવત્કૃપા વિના કાંઈ વળે નહીં. જો કે પુરુષાર્થ વિના કાંઇ વળે નહીં એ સાચી વાત છે, તોપણ ભગવત્ કૃપા એ મોટી વાત છે. માટે જ તેની ઉપર હરિજનોએ ખાસ ધ્યાન આપવું જોઇએ. કારણ કે એક દુકાનમાં બે ભાગિયા હોય, તેમાં એકના પૈસા હોય અને બીજાની

મહેનત હોય તો તે દુકાનમાં પૈસા ધીરનાર મોટા ભાગિયાનું નામ ચાલે છે તેમ જ આપણો પુરુષાર્થ એ તો મહેનત કરનાર નાનો ભાગિયો છે અને પ્રભુકૃપા એ તો સાચું નાણું આપનાર મોટો ભાગિયો છે. એટલે આપણે જે કાંઇ રૂડાં કામો કરીએ તે પ્રભુકૃપાથી જ પાર પડે છે. માટે તે કામોની અંદર જે કાંઇક માન મળે તે સર્વ માન ઇશ્વરને જ આપતાં આપણે શીખવું જોઇએ. એ સૌ હરિજનોનો ધર્મ છે.

## ઇશ્વરકૃપા વિષે

હરિ કરુણા બીન જગતમેં, પૂરી પરે ન આસ,
મૃગ-સરિતા પય પી કરી, ગઇ કોન કી પ્યાસ ?
દોડે કોશ હજાર લગ, બસે લક્ષ્મી પાસ,
બિન દીને રઘુનાથ કે, મીલે ન તુલશીદાસ.
તુલશી તુલશી સબ કહે, તુલશી બનકી ઘાસ,
કૃપા ભઇ રઘુનાથકી, હો ગયે તુલશીદાસ.

પ્રભુની સહાયતા વિનાના મોટા મનસૂબા એ ધુમાડાના બાચકા જેવા જાણજો ! જેને ઇશ્વરની સહાય હોય તેનો કોઇ પણ વાંકો વાળ કરી શકે નહીં.

---

## અંત્યજ-સ્તોત્ર

લેખક : સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીયાર

૧. મહાન પ્રભુને ધન્યવાદ આપો, સર્વ શક્તિમાન પ્રભુને ધન્યવાદ આપો કે અંત્યજોનો મહિમા સમજાવનાર અંત્યજસ્તોત્ર લખવાનો ભારતમાં વખત આવી ગયો છે ! એ ઉપકાર કાંઇ જેવો તેવો નથી. ધન્ય પ્રભુ, ધન્ય ! તારાં બાળકો ઉપરની તારી દયા મોડી વહેલી પણ કાંઇ ઊતર્યા વગર રહેતી નથી.

૨. હે દેશસેવકો, હે પ્રભુભકતો, હનુમાનસ્તોત્ર, ગણપતિસ્તોત્ર, દેવીસ્તોત્ર, ગુરુસ્તોત્ર, વિઠોબાસ્તોત્ર, ખંડોબાસ્તોત્ર, વૈરાગ્યસ્તોત્ર, અગ્નિસ્તોત્ર, સૂર્યસ્તોત્ર, યમુનાસ્તોત્ર, લક્ષ્મીસ્તોત્ર, ભૈરવસ્તોત્ર, ગંગાસ્તોત્ર, વાયુસ્તોત્ર, બ્રાહ્મણસ્તોત્ર અને પ્રેમસ્તોત્ર વગેરે ઘણી જાતનાં સ્તોત્રો તમે વાંચ્યાં હશે. પણ આ નવા યુગનું અંત્યજસ્તોત્ર તમે નહિ વાંચ્યું હોય, માટે એ વાંચવાની કૃપા કરો!

૩. હે, પરોપકારી અંત્યજો ! તમને અમારા નમસ્કાર છે, કારણ કે અમારી તંદુરસ્તીની લગામ તમારા હાથમાં છે.

૪. હે, મોટા મનવાળા અંત્યજો ! તમે અમારે ખાતર ગંદકી સહન કરો છો, માટે તમને અમારા નમસ્કાર છે !

૫. હે, તિતિક્ષા સહન કરવાવાળા અંત્યજો ! અમારા સુખ સારુ તમે હલકાં ગણાતાં કામો કરો છો, માટે તમને અમારા નમસ્કાર છે !

૬. હે દયાપાત્ર બનેલા અંત્યજો ! તમે અમારા જુલમથી ગરીબી ભોગવો છો ને તેમ છતાં અમને માન આપો છો, માટે તમને અમારા નમસ્કાર છે !

૭. હે, મહાનુભાવો ! અમે તમારો છડેચોક તિરસ્કાર કરીએ છીએ, છતાં પણ તમે અમારો હિંદુ ધર્મ પાળો છો, માટે તમને અમારા નમસ્કાર છે !

૮. હે, તપસ્વી અંત્યજો ! તમને ગામમાં રહેવાનું ઠેકાણું નથી; એટલું જ નહિ પણ તમને રહેવા માટે ખરાબમાં ખરાબ જગ્યા મળે છે, છતાં પણ તપસ્વીની પેઠે એ બધું નિભાવી લો છો, માટે તમને અમારા નમસ્કાર છે !

૯. હે, દૃઢ જીવનશક્તિવાળા અંત્યજો ! તમને અમારા નમસ્કાર છે, કારણ કે બહુ મુશકેલ સંજોગોમાં પણ તમે જીવી શકો છો ! જેવી દુર્ગંધવાળી હવામાં, જેવા ખરાબ ખોરાકથી અને જેવી ભયંકર દરિદ્રતામાં તમે જીવી શકો છો, તેવી અધમ સ્થિતિમાં દુનિયાની બીજી કોઈ પણ પ્રજા વંશપરંપરા જીવી શકે જ નહિ, માટે તમારી જીવનશકિત નમસ્કાર કરવા યોગ્ય છે.

૧૦. હે, દયા જગાડનાર અંત્યજો ! જ્યારે તમારાં ફાટયાં તૂટયાં વસ્ત્રો જોઇએ છીએ, જ્યારે તમારાં ભાંગ્યાં તૂટયાં વાસણો જોઇએ છીએ, જ્યારે તમારાં સાપ વીંછીવાળાં ભાંગ્યાં તૂટ્યાં ખંડેરો જેવાં ઝૂંપડાંઓ જોઇએ છીએ ત્યારે, અને જ્યારે તમારી અરધી નગ્ન અવસ્થા જોઇએ છીએ તથા ભૂખમરો જોઈએ છીએ, ત્યારે તમારી મારફત દયાની દેવીઓનાં દર્શન અમને થાય છે.

૧૧. હે સહનશીલતાવાળા અંત્યજો ! તમારી દયાની હવે અમને જરૂર છે, કારણ કે હજારો વર્ષથી અમારા બાપ-દાદાઓએ તમારો તિરસ્કાર કરેલો છે, એ પાપમાંથી છૂટવા માટે હવે તમારી સેવા કરવાનો અને એ રસ્તે તમોને નમસ્કાર કરી તમારી માફી માંગવાનો વખત હવે આવી ગયો છે.

૧૨. એક માણસ પોતાના બીજા મનુષ્યબંધુનો કેટલી હદ સુધી તિરસ્કાર કરી શકે, અને તેને કેટલી હદ સુધી નીચો પાડી શકે છે તેનો નમૂનો જોવો હોય તો તે અંત્યજો છે.

૧૩. હે, અંત્યજ બંધુ ! તમારી મારફત ઘણી જાતનાં દર્શનો થઇ શકે છેઃ જેમ કે, સંપૂર્ણ દરિદ્રતાનું ખરેખરૂં દર્શન કરવું હોય તો તે તમારામાં થઇ શકે છે. અનેક જાતનાં રોગોનાં દર્શન કરવાં હોય તો તે તમારામાંથી થઇ શકે છે, અને ઊંચ ગણાતા મનુષ્યના અભિમાનના દુષ્પરિણામનું તથા કઠોરતાનું દર્શન કરવું હોય તો તે પણ તમારામાંથી થઇ શકે છે. આવાં આવાં અનેક દર્શનો તમારામાંથી તુરત જ થઇ શકે છે તમે દુનિયાની સુધરેલી પ્રજાનું ધ્યાન ખેંચનારાઓ છો !

૧૪. હે અંત્યજો ! મનુષ્યના મનની નબળાઇનો, મનુષ્યના જુલમનો, અને ધર્મના નામે ચાલતા અંધેરનો ઇતિહાસ તમારા ઘરોમા લખાયેલો છે, અને તમારા સસ્કારોમા લખાયેલો છે. એ ઇતિહાસના તમે જીવતા જાગતા પુસ્તક રૂપ છો, માટે તમે પ્રેમપાત્ર છો

૧૫ હે ધર્મપ્રેમી અત્યજો ! તમને ધન્ય છે ! તમારા ધર્મ ઉપરના પ્રેમને ધન્ય છે ! મુસલમાનો તમને પોતાની સાથે લેવા ઇચ્છે છે, ખ્રિસ્તીઓ તમને પોતાની સાથે મેળવવા અતિશય પ્રયત્ન કરે છે અને હિંદુઓ તો તમને હડધૂત કરે છે, તમારો તિરસ્કાર કરે છે, સડેલા કૂતરાને અડકતાં તેઓ અભડાતા નથી પણ તમને અડકતા તેઓ અભડાઇ જાય છે(!), છતા પણ તમે તેમના ધર્મને વળગી રહ્યા છો એ તમારો ધર્મપ્રેમ અજબ જેવો છે અને સ્તુતિપાત્ર છે અમે તમારા એવા ધર્મપ્રેમ માટે તમને નમસ્કાર કરીએ છીએ

૧૬ હે ભાવિક અંત્યજો ! તમારા જેવી ખરાબ સ્થિતિમા રહીને કોઇ પણ કોમ પોતાના ધર્મને સાચવી શકે નહિ, તમે ધર્મનું ખરૂં સ્વરૂપ જાણતા નથી, તમોને અમારા કોઇ પંડિતો કે ધર્મગુરુઓ ધર્મ સમજાવતા નથી, છતા પણ અધશ્રદ્ધાથી તમે હિંદુધર્મને વળગી રહ્યા છો, એ તમારી બલિહારીની, એ તમારી ધર્મભાવનાની ઇશ્વરના દરબારમા મહાન કિંમત છે

૧૭. હે અંત્યજો ! તમારામાના ઘણાનાં ઘર પાસે ગંધાતા ચિપ્રાના ટોપલાઓ પડેલા છે, ફળિયામાં હાડકાંના

કકડાઓ પડેલા છે. પાસે જાનવરોનાં તરતનાં ઉતારેલાં લીલાં ચામડાં સુકાય છે. ભાંગેલાં હાંડલાંનાં ઠીબરાંમાં પડેલા ખોરાક ઉપર માખીઓ બણબણે છે. નવા ચામડાની દુર્ગન્ધીને લીધે તમારા ઘરની પાસે કૂતરાંઓ દોડાદોડ કરી રહ્યાં છે, અને ઉપર સમડી તથા કાગડાઓ ઊડી રહ્યા છે. ઘરમાં મચ્છરની મહેરબાની છે. ચાંચડનું રાજ્ય છે. ઉંદરનો જુલમ છે, ફુટેલા ઘડામાં હવેડાનું વાસ મારતું જંતુઓવાળું ગંદું પાણી તમોને પીવા માટે ભરેલું છે, અને ખાવા માટે મૂએલા જાનવરનું વાસી માંસ પડેલું છે. આવે ઠેકાણે અને આવી સ્થિતિમાં પણ અમારા રામ, અમારા કૃષ્ણ, અમારી દેવી અને અમારા મહાદેવ તમારા અંતરમાં રહી શકે છે, અને તેનાં ભજનો તમારે ઘેર ગવાયા કરે છે એ તમારી બલિહારી છે. એ માટે અમારા ધર્મબંધુ તરીકે તમો નમસ્કાર કરવા યોગ્ય છો.

૧૮. હે, ભાવિક હિંદુ સજ્જનો ! યાદ રાખજો કે તમારા ધર્મબંધુઓની આવી અધમ સ્થિતિ રહે એ તમારી ઉપર એક જાતનું મોટામાં મોટું કલંક છે, એ તમોને શરમભરેલું છે. અંત્યજોની અધમતા એ તમારી નાલાયકી છે. માટે ફરજની ખાતર, દયાની ખાતર, પોતાના આત્માના સંતોષ ખાતર અને પ્રભુને ખાતર અંત્યજોની સ્થિતિ સુધારવાની કૃપા કરો !

૧૯. ધર્મની મોટામાં મોટી ફરજ એ છે કે પોતાના ધર્મબંધુઓના ખાસ મદદગાર થવું, તેની સ્થિતિ સુધારવી,

તેઓનું ભલું થાય તેમ કરવું અને તેઓની સેવાની ખાતર કષ્ટ સહન કરવું. તેને બદલે આપણે આપણા ધર્મબંધુઓ અંત્યજોની સાથે કેવી શરમભરેલી વર્તણૂક ચલાવીએ છીએ, તેનો દરેક ધાર્મિક સજ્જને ખ્યાલ કરવો જોઇએ. એ ખ્યાલ કરતાં આપણા સનાતન ધર્મની મહત્તા સમજનાર ભલાં માણસોને ત્રાસ છૂટે છે.

૨૦. અંત્યજો જ્યાં સુધી ઉકલો, ભીખલો, જેઠીઓ, રૂડીઓ, કચરો, પુંજો, નાથીઓ, અમથો અને હડમતીઓ એવા નામના હોય, આપણો ધર્મ પાળતા હોય અને આપણા રામ-કૃષ્ણને માનતા હોય ને તેનાં ભજન ગાતા હોય ત્યાં સુધી આપણે તેને અડી શકતાં નથી, પણ એ જ ભીખલો જ્યારે હુસેનખાં બની જાય ત્યારે આપણે તેને સલામ કરીએ છીએ. એ જ પુંજીઓ જ્યારે અલીમીયાં બની જાય ત્યારે તે સિપાઇદાદા થઇને આપણને ધમકાવે છે. એજ રુડીઓ જ્યારે ગુલામમહમંદ બની જાય ત્યારે આપણે તેનાથી બીને ચાલીએ છીએ. એ જ કચરો જ્યારે જોન બની જાય ત્યારે તે આપણા છોકરાંઓની સાથે બેસીને નિશાળમાં ભણી શકે છે. એ જ જેઠીઓ જ્યારે પોલ બની જાય ત્યારે આપણે તેને હાથ મીલાવી માનથી સલામ કરીએ છીએ. વળી એ જ હડમતીઆનો છોકરો જ્યારે રેવરંડ હંટર બની જાય ત્યારે તે આપણી પ્રજાને આપણે જ ખરચે વટલાવવાની મહેનત કરે છે. એ બધામાં આપણને કાંઇ વાંધો નથી. પણ હડમતીઓ હડમતીઓ જ રહે, જેઠીઓ જેઠીઓ જ રહે અને ભીખલો

ભીખલો જ રહે અને આપણા રામકૃષ્ણને માન્યા કરે ત્યાં સુધી જ તેની સામે વાંધો છે. ત્યાં સુધી જ તે અસ્પૃશ્ય છે. તે મુસલમાન કે ખ્રિસ્તી બની જાય એટલે ધર્મ બદલાવાની સાથે આપણા આભડછેટના બધા વાંધા મટી જાય છે. મતલબ કે અંત્યજો જ્યાં સુધી સનાતન ધર્મ પાળે ત્યાં સુધી જ તેઓ આપણા તિરસ્કારને પાત્ર છે. પણ જ્યારે તેઓ આપણો ધર્મ છોડી દે ત્યારે તેઓ ઊંચા બની જાય છે, એ વખતે આપણો સ્પર્શદોષ ભાગી જાય છે. આવું અંધેર ક્યાં સુધી રહેશે ? આવી રીતે આપણે આપણા ધર્મના લોકોનો તિરસ્કાર કરીને તેઓને પારકા ધર્મમાં જવાની ફરજ પડે છે તે ક્યાં સુધી પાડીશું ? અને હવે આ નવા યુગમાં, આ દેખતા જમાનામાં, હવે આ બુદ્ધિબળના જમાનામાં, અને હવે આ સ્વતંત્રતાના તથા સમદષ્ટિના જમાનામાં અંત્યજો આવું ક્યાં સુધી સાંખશે તેનો જરા ખ્યાલ તો કરો !

૨૧. હે સ્વદેશ પ્રેમીઓ ! વર્તમાન કાળનો મહામંત્ર સ્વદેશપ્રેમ છે. આ યુગનો ધર્મ સ્વદેશપ્રેમ છે. બધી જાતની ઉન્નતિનું મોટામાં મોટું સાધન સ્વદેશપ્રેમ છે. એ સ્વદેશપ્રેમ તે શું દેશના પથરા ઉપર રાખવાનો પ્રેમ છે ? એ સ્વદેશપ્રેમ તે શું મરી ગયેલાં, બળી ગયેલાં અને દટાઈ ગયેલાં મુડદાંઓ ઉપર રાખવાનો પ્રેમ છે ? એ સ્વદેશપ્રેમ તે શું દેશના આકાશ, સૂર્ય અને ચંદ્ર ઉપર રાખવાનો પ્રેમ છે ? એ સ્વદેશપ્રેમ તે શું પુસ્તકોને વાણીમાં જ રાખી મૂકવાનો પ્રેમ છે ? એ સ્વદેશપ્રેમ તે શું ઝાડોમાં, ખાણોમાં, અને દેશની વસ્તુ-

ઓમાં બધો પ્રેમ સમાઇ ગયેલો છે ? હા, એ બધામાં સ્વદેશ-પ્રેમની ઝાંખી છે. હા, એ બધામાં સ્વદેશપ્રેમનો અંશ છે. પણ યાદ રાખજો કે ખરેખરો સ્વદેશપ્રેમ તો આપણા દેશના લોકોનું જગતમાં માન વધારવામાં છે, સ્વમાન વધારવામાં છે. એ મહાન કામ, એ ખરું કામ, એ ઉત્તમ કામ, એ પ્રભુનું વહાલું કામ, અંત્યજો સાથેની આપણી હાલની વર્તણુંકથી થાય છે ખરું કે ? કહો કે નહિ. તેમ છતાં આપણે સ્વદેશપ્રેમી હોવાનો દાવો કરીએ છીએ. પણ એ દાવો ખોટો છે, ને કેવો પોકળ છે, તે હવે જોઇએ. વળી આપણા દેશબંધુઓ અંત્યજો તરફ પણ આપણો સાચો પ્રેમ વધે તેમ કરવું જોઇએ.

૨૨. હે, દેશદાઝકો ! હે ધાર્મિક બંધુઓ ! હે રાજનીતિજ્ઞો અને ધર્મગુરુઓ ! હવે આ યુગમાં દરેક બાબતમાં સંખ્યા સામું પણ જોવું પડશે. અસલના વખતમાં ઘણી બાબતોના આપણને ખરા આંકડા મળી શકતા નહિ, પણ હવે જરૂરની અનેક બાબતોના ખરા આંકડા મળી શકે છે. બીજું એ કે અગાઉના વખતમાં માત્ર નાતવાળાની સંખ્યા, ગામવાળાની સંખ્યા અને પોતાના સંપ્રદાયવાળાની સંખ્યા કે પોતાના રાજ્યવાળાની સંખ્યા સામે જ જોવામાં આવતું હતું, પણ હવે જમાનો બદલાયો છે. હવે તો આખા હિંદુસ્થાનની સામે જોવું જોઇએ, એ સિવાય દુનિયાની સ્થિતિ તથા સંખ્યા સામે જોવું જોઇએ. એ સામે જોતાં તમારા નાનકડા ગામમાં પાંચ દશ અંત્યજોનાં ઘર હોય છે, તે સામે જ જોઇને અટકવાનું નથી, પણ આપણે તો હિંમતાઇ જઇએ એટલા બધા

પાંચ કરોડ માણુસ હિંદમાં અસ્પૃશ્ય જાતિના છે તેનો વિચાર કરવાનો છે આ મહાન સંખ્યા શું વિસ્મય પમાડનારી નથી ? એના હક સામે જોયા સિવાય શું હિંદ ઉન્નતિ પામી શકશે ? એમ કદી પણ બની શકે તેમ નથી. હવે અંત્યજોના હકની સામે જોવું જ પડશે.

૨૩. હે, રાજનીતિજ્ઞો ! શું પાંચ કરોડ માણસોને પશુવત્ રાખીને તમે તમારા કામમાં ફતેહ પામી શકશો ? હે, વેપારીઓ, ખેડૂતો અને કારીગરો ! પાંચ કરોડ માણસને અસ્પૃશ્ય રાખીને, તેઓથી દૂર દૂર રહીને તમે હિંદની આબાદી કરી શકશો ? હે ધર્મગુરુઓ ! પાંચ કરોડ માણસોને વિના કારણ પારકા ધર્મમાં વટલાવવાની સગવડ કરી આપીને, સાથે કહો કે તેમને વટલાવાની ફરજ પાડીને, તમે તમારો ધર્મ વધારી શકશો ? આ સવાલો વિચારવાનો વખત હવે આવી લાગ્યો છે. માટે અંત્યજસ્તોત્રની જરૂર છે.

૨૪. હિંદુ ધર્મમાં એમ કહેલું છે કે જેણે મહાપાપ કર્યાં હોય, જેણે અઘોર પાપ કર્યાં હોય, જેણે સમજણ-પૂર્વક પાપ કર્યાં હોય, જેણે ઇરાદાપૂર્વક પાપ કર્યાં હોય, અને જેને પાપના આચરણમાં રુચિ હોય તે ચંડાળ કહેવાય અને એવા ચંડાળનો સ્પર્શ કરવો નહિ. હવે વિચાર કરો કે જેને આપણે અંત્યજ કહીએ છીએ અને જેના સ્પર્શથી આપણે દૂર રહીએ છીએ એવાં બિચારાં ગરીબ માણસોએ શું પાપ કરેલાં છે, કોનાં ખૂન કરેલાં છે, કોના વિશ્વાસઘાત કરેલા છે, કોના ધર્મ ડુબાવેલા છે, કોના યજ્ઞભંગ કરેલા છે, કયાં મંદિરો

તેમણે તોડેવા છે, કઇ સ્ત્રીઓના ગર્ભ તેમણે પાડેલા છે, અને કયા બ્રાહ્મણોને તેમણે મ રેલા છે કે તેમનો સ્પર્શ પણ તમે કરતા નથી? શા માટે તેમને અસ્પૃશ્ય કહો છો, તેનો ખુલાસો તમારે જગતને આપવો પડશે અને ઇશ્વરની હજૂરમાં પણ આપવો પડશે. હવે કાઇ ફોગટ પોલમપોલ ચાલશે નહિ હવે કાઇ ફોગટની પોતાના મનથી માની લીધેલી મોટાઈ ચાલશે નહિ અને હવે કાઇ બહારના ધમના આડ બરથી અને લૂખી પૂખી વ શપર પરાની કુળની મોટાઇથી ચાલશે નહિ હવે તો ઇન્સાફનો જમાનો છે અને હવે તો સ્વત ત્રતાનો જમાનો છે, માટે અ ત્યજોને પણ ન્યાય આપવો પડશે. વળી યાદ રાખજો કે ખુશીથી નહિ તો લાચારીથી કે ફરજિયાત રીતે તેઓને તેમના હક આપવા જ પડશે.

૨૫. હે હરિજનો! ઉત્તમ હિંદુ ધર્મની ઉદારતા તો જુઓ! પવિત્ર આર્યધર્મની મહત્તા તો જુઓ! અસુર જાત ઉપર આપણા પૂર્વજોનો પ્રેમ તો જુઓ! ધર્મમા કેટલુ બધુ બળ રહેલુ છે અને સત્ય ધર્મ કેવા કેવા મહાન પાપીઓને પણ, ચ ડાળને પણ પવિત્ર બનાવી શકે છે તે જરા જુઓ તો ખરા અને પછી તમારી નબળાઇ સામે જુઓ! તમારા ધર્મના ઢીલાપણા સામે જુઓ! અને તમારી નમાલી શ્રદ્ધા તરફ જુઓ! એટલે તમને સમજાશે કે મહાપાપી ચ ડાળોને પણ પ્રાયશ્ચિત આપીને શુદ્ધ કરવાની વિધિ શાસ્ત્રોમા છે, અને એ પ્રમાણે આપણા બાપદાદાઓ કરતા હતા પણ આપણે એવા નમાલા છીએ કે જે લોકોએ કાઇ પણ પાપ કરેલું નથી, એટલું

જ નહિ પણ ઊંચા વર્ણના લોકોમાં કન્યાવિક્રય, વેપારમાં વ્યવહારમાં અતિ પ્રપંચો અને અંદરથી સડેલી નીતિ વગેરેને લીધે જેવાં પાપો ચાલે છે તેવાં પાપો પણ જે લોકોમાં થતાં નથી, તેવા લોકોને પણ આપણે શુદ્ધ કરી શકતા નથી, એ આપણી નબળાઇ તે હવે કયાં સુધી ચાલશે ? માટે આવી નબળાઈમાંથી છૂટવા સારૂ અને અજ્ઞાનમાં પડેલા આપણા બંધુઓને અસ્પૃશ્યતામાંથી પવિત્ર બનાવવા સારૂ પ્રભુની પ્રાર્થના કરો કે, હે પ્રભુ, અમારા દેશબંધુઓને, અમારા ધર્મબંધુઓને અને સેંકડો વર્ષથી અમારા અયોગ્ય જુલમથી કચરાતા અમારા અજ્ઞાન બંધુઓને પવિત્ર બનાવવાનું અમોને બળ આપો ! બળ આપો !

૨૬. અંત્યજો પાપી છે કે નહિ એની ખાતરી કરવા માટે કાંઇ કપોળકલ્પિત અટકળો કરવાની જરૂર નથી. એ માટે નામદાર અંગ્રેજ સરકારની જેલના આંકડાઓ જોવા જોઇએ. એ જુઓ તો ખાતરી થશે કે પાંચ કરોડ ખ્રિસ્તીમાં જેટલા ગુના થાય છે, તે કરતાં પાંચ કરોડ મુસલમાનોમાં ઓછા ગુના હોય છે, અને પાંચ કરોડ મુસલમાનોમાં જેટલા ગુનેગાર હોય છે, તે કરતાં પાંચ કરોડ હિંદુમાં બહુ ઓછા ગુનેગારો હોય છે, અને ઊંચ વર્ણમાં ગણાતા પાંચ કરોડ હિંદુઓમાં જેટલા ગુનેગારો હોય છે તે કરતાં પણ પાચ કરોડ અંત્યજોમાં ઘણા જ ઓછા ગુનેગારો હોય છે; અને તેમ છે તોપણ અંત્યજો અસ્પૃશ્ય જાતિ ગણાય, એ શું શરમભરેલું નથી ? વધારે ગુનો કરનાર લોકો ઓછામાં ઓછા ગુના કરનાર લોકોને અડતાં અભડાઈ જાય ?

૨૭ ડરશો મા, અંત્યજબંધુઓ, ડરશો મા ! કારણ કે જમાનો તમારી તરફેણમાં છે, સ્વદેશીનો ઝુંડો ઉઠાવનારાઓ તમારી તરફેણમાં છે. સ્વરાજ્યવાદીઓ તમારી તરફેણમાં છે. અંગ્રેજ સરકારના અમલદારો તમારી તરફેણમાં છે. ઊછરતો નવો યુવાનવર્ગ તમારી તરફેણમાં છે અને વ્યાપારીઓ, કારીગરો અને ખેડૂતોને પણ હવે માણસોની તાણને લીધે તથા મોંઘારતને લીધે તમારી મહેનતની મદદ લેવાની જરૂર પડતી જાય છે. એટલે એ લોકોની પણ તમારા તરફની છીટ ઓછી થતી જાય છે. વળી બીજી તરફથી જૂના વિચારના બુઢ્ઢાઓ મરતા જાય છે. એટલે તમારી સાથેનું અસ્પૃશ્યપણું હવે ઘણાં વર્ષ સુધી ટકી શકે તેમ નથી. હજી થોડાક સડેલા વિચારના, પોતાને જ પવિત્ર માનનારા, પંડિતાઇની શબ્દજાળવાળા વિદ્વાનો, મફતનું ખાનારા અને દેશોન્નતિના દરેક સારા કામમાં આડે આવનારા, થોડાક ધર્મગુરુઓ તમારા રસ્તામાં પથરા ફેંકશે, પણ એથી કાંઇ ડરવાનું નથી. કારણ કે મહારાજા ગાયકવાડ સરકાર અને મહાત્મા શ્રી ગાંધી જેવા સમર્થ પુરુષો તમારી તરફેણમાં છે. માટે ડરો મા અને જેમ બને તેમ આગળ વધવાની કોશિશ કરો, એટલે થોડાં જ વરસોમાં અમારી સાથે હાથમાં હાથ મિલાવીને તમે દેશોન્નતિનાં કામો કરી શકશો અને તમારી જિંદગી સુધારી શકશો.

૨૮. દયા ઊતરી છે, દયા ઊતરી છે, હિંદ ઉપર પ્રભુની દયા ઊતરી છે. તેથી હિંદનું ભવિષ્ય ખીલતું જાય છે. પણ એ વધારેમાં વધારે ક્યારે ખીલશે, અને હિંદના સૌભાગ્યનો

દિવસ પૂરેપૂરો ક્યારે ઉગશે એ તમે જાણો છો? જ્યારે હાલમાં અધમ દશામાં પડેલાં તેનાં પાંચ કરોડ બાળકો અસ્પૃશ્યપણામાંથી નીકળી હિંદની સેવામાં લાગશે ત્યારે હિંદની સ્થિતિ જોવાલાયક થઈ પડશે. એ વખતે વ્યાપાર રોજગાર વધી પડશે, એ વખતે કારીગરી વધી જશે, એ વખતે નવી નવી શોધો વધી જશે, એ વખતે પરદેશો સાથેનો સંબંધ વધી જશે અને એ વખતે રાજ્યના બંધારણમાં ઘણાએ મનમાનતા સુધારા થઈ જશેઃ એ બધું જલદી જલદી કરવા માટે અંધારામાં પડેલાં, ખૂણામાં પડેલાં, અસ્પૃશ્ય જાતિ તરીકે રહી ગયેલાં હિંદનાં પાંચ કરોડ બાળકોને કેળવીને આપણામાં મેળવવાની જરુર છે. વળી યાદ રાખજો કે એ મહાન કામ જેમ જલદી કરી શકો તેમ તમને પોતાને અને દેશને જલદી લાભ થશે. જેમ જેમ એ મહાન કામ કરવામાં, એ અગત્યનું કામ કરવામાં વાર લગાડશો તેમ તેમ તમારી અને દેશની ખરાબી વધતી જશે. માટે સંભાળજો, એ જ આ અંત્યજસ્તોત્ર દ્વારા વિનંતી છે.

૨૯. હિંદની ઉન્નતિ ઈચ્છનારા અને હિંદી પ્રજાને આશીર્વાદ દેનારા તથા એ માટે મહેનત લેનારા અદૃશ્ય દેવો તથા પ્રત્યક્ષ મહાત્માઓ શું ઇચ્છે છે એ તમે જાણો છો? તેઓ એવા વખતની વાટ જોઇ રહ્યા છે, તેઓ એવા દિવસની વાટ જોઈ રહ્યા છે, કે જ્યારે અંત્યજો ઊંચી સ્થિતિએ ચડેલા હોય અને તેને લીધે સમગ્ર દેશ સારી સ્થિતિએ પહોંચેલો હોય. એ માટે તેઓ કોઇના અંતરમાં પ્રેરણા કરી રહ્યા છે. કોઈને કામ કરવાની દિશા બતાવે છે. કોઈના કાનમાં પ્રેમધર્મના મંત્ર

કૂંકે છે. કોઇના હૃદયમાં અભેદ ભાવની જ્યોતિ જગાવે છે અને કોઇને પોતાના દાખલાથી બંધનો તોડવાનું બળ આપે છે. કારણ કે હિંદની બધી પ્રજાની સાથે સાથે આબાદી થવાની છે, એટલે અંત્યજોને સુધારી ઊંચે ચઢાવવાથી બ્રાહ્મણોને ફાયદો થાય તેમ છે, લશકરીઓને ફાયદો થાય તેમ છે, વેપારીઓને ફાયદો થાય તેમ છે, કારણ કે હિંદદેવીના પગ સડેલા રહે અને માથું મોટું થઇ જાય અને પેટ ફૂલી જાય એ કામ હવે બનવાનું નથી, અને એમ બને એ કાંઇ સાચી તંદુરસ્તી પણ કહેવાય નહિ. માટે હિંદના હિતેચ્છુ મહાત્માઓ હિંદદેવીના બધાં અંગોનું યથાસ્થિતપણું ઇચ્છે છે. તે સારૂ તેઓ અંત્યજોને સુધારવાની ખાસ કાળજી રાખે છે અને તેઓની સ્થિતિ સુધર્યાની આતુરતાથી વાટ જુએ છે. માટે એ દિવસ જલદી આવે એમ આપણે બધાએ કોશિશ કરવી જોઇએ.

૩૦. અંત્યજોને સુધારવાથી હિંદની બધી કોમોને અને હિંદનાં બધાં મુખ્ય મુખ્ય ખાતાંઓને લાભ થઇ જાય એ વાત અમે માની શકતા નથી, એવું જો કોઇ કહે તો તેણે જાણવું જોઇએ કે અંત્યજોની સ્થિતિ કયારે સુધરશે એ તમે જાણો છો? જ્યારે હિંદમાં કેળવણી વધશે ત્યારે હિંદના અંત્યજોની સ્થિતિ સુધરશે. જ્યારે લોકોના વિચારમાં ઉદારતા આવશે ત્યારે અંત્યજોની સ્થિતિ સુધરશે. જ્યારે લોકો પોતાની ફરજ સમજશે, જ્યારે લોકોમાં ખરો સ્વદેશપ્રેમ આવશે, જ્યારે ખરાબ રૂઢિનાં બંધનો ઉડાવી દેવાનું લોકોમાં બળ આવશે અને જ્યારે મનુષ્ય જાતનો મહિમા સમજાશે ત્યારે

અંત્યજોની સ્થિતિ સુધરશે. અને એ બધું થાય તેનો લાભ શું દરેક કોમના લોકોને નહિ મળે? એવું થાય એ જ મોટામાં મોટો લાભ છે. એ સિવાય જ્યારે સ્વરાજ્યની ઉદાર રાજ્યનીતિ અમલમાં મૂકવામાં આવશે ત્યારે અંત્યજોની સ્થિતિ સુધરશે. ત્યારે દેશમાંથી મજૂરોની તંગી ઓછી થઇ જશે. એટલે ખેતી, વ્યાપાર, હુન્નર, નવીન શોધ, મુસાફરી વગેરે ખાતાંને ટેકો મળી જશે. આ બધું થવા માટે હિંદના પાંચ કરોડ અંત્યજોની મદદની હિંદને જરૂર છે. ફક્ત એકલા અંત્યજોને ખાતર જ અંત્યજો સાથે ભલાઇ રાખવાની નથી, પણ આપણા પોતાના લાભ સારૂ અને આપણા દેશની ઉન્નતિ સારૂ અંત્યજોને સુધારવાની અને તેઓની મદદ લેવાની જરૂર છે.

૩૧. જુઓ, હે દયાળુ હિંદુઓ, જરા જુઓ તો ખરાં, કે અંત્યજોનાં બાળકોની શી સ્થિતિ છે? તેઓનાં અંગ ઉપર વસ્ત્ર ક્યાં છે? ટાઢમાં તેઓ કેવાં થરથરે છે? અને વરસાદમાં ભીંજાવાથી તેઓ કેવા કંપે છે? એ શું તમે નથી જોયું? તમારી ન્યાતો જમી ગયા પછી ગટરોમાં ફેંકી દીધેલાં એઠાં પત્રાળાં ઉપરથી તેઓ ભાતના દાણા વીણે છે અને દાળના પડિયા ચાટે છે, એ દેખાવ શું તમે નથી જોયો? શું આ સ્થિતિમાં ફેરફાર થવાની જરૂર નથી? તમારા દેશી બંધુઓને આવી સ્થિતિમાં રાખીને તમે આગળ વધી શકશો કે? વાહ રે વાહ! તમારી આગળ વધવાની રીતિ! યાદ રાખજો કે પ્રભુને ત્યાં કાંઇ ન્યાય છે હોં! જેમ અહિં સાવ પોલમપોલ ખેડો છો, તેમ પ્રભુને ત્યાં કાંઇ પોપાંબાઇનું રાજ્ય નથી.

તમારા ઘરમાં હજારો ને લાખો રુપિયા ફોગટના પડયા રહે એ સાચવવાની ઉપાધિમાં તમારૂં આયુષ્ય ઓછું થતું જાય, પણ તમારા આવા ખરેખરા લાચાર બંધુઓને મદદ કરવા સારૂ તે તરફ તમારી દષ્ટિ પણ જાય નહિ, અગર એમાં તમને ધર્મ સમજાય નહિ, એવું અંધેર તે કયાં સુધી ચાલશે ? ભવિષ્યની પ્રજા આવું સાંખી શકશે નહિ, માટે ચેતતા રહેજો ! ઘણાંએ ઢોંગી ભીખ માંગનારાંઓ તમારી પાસેથી ઠગીને ફસાવીને ખાઇ જાય છે, તેને બદલે આવા ખરેખરા લાચારોને કાંઇક મદદ કરતાં શીખજો, એ જ અમારી વિનંતી છે.

૩૨. અંત્યજોના વિરોધીઓને એક સાદો સવાલ પૂછો અને તે એ કે અંત્યજો માંદાં પડે છે કે નહિ ? તેઓને તાવ આવે છે કે નહિ ? તેઓને ઉધરસ આવે છે કે નહિ ? તેઓને સન્નિપાત થાય છે કે નહિ ? તેઓને મરકી કે કોલેરા થાય છે કે નહિ ? કહો કે હા. એ બધા રોગો જેમ આપણને થાય છે તેમ જ તેઓને પણ થાય છે. એટલું જ નહિ પણ આપણા કરતાં ઘણા વધારે રોગો તેઓને થાય છે, કારણ કે તેઓને તંદુરસ્તીના નિયમોનું જ્ઞાન નથી, તેમને રોગોથી બચવાનાં સાધનો નથી, રોગ ફેલાવનારાં જંતુઓની વચ્ચે જ તેમને રહેવું પડે છે, તથા રોગ થાય તેવા ખરાબ ખોરાક જ તેઓને ખાવા પડે છે, અને તેમ છતાં તેઓને વૈદોની, ડાકટરોની જેવી જોઇએ તેવી મદદ મળી શકે તેવું હોતું નથી. હું તમને પૂછું છું કે છેલ્લાં સેંકડો વર્ષ થયાં કઇ કોમના વૈદોએ અંત્યજોના ઘરમાં જઇને મૃત્યુને બિછાને પડેલાં અંત્યજ બાળકોની નાડ

તપાસી જોઇ છે ? કહો કે નહિ જ. અને તેમ છતાં આપણે દયાળુ ? ! વાહરે ભાઇ, તમારી દયા ! હે ઉંચપણાના અભિમાની ધર્મગુરૂઓ, તમે જેવી અંત્યજો તરફ વર્તણૂંક ચલાવો છો, તેવી વર્તણૂંક પ્રભુ તમારી સાથે ચલાવે તો તમારી શું હાલત થાય, એનો જરા વિચાર કરજો, અને ખોટી કપોલકલ્પિત આભડછેટની જાળમાં જ નહિ પડયા રહેતાં જરાક દેશકાળ સામે પણ જોજો, જરા અંતરના આદેશ પણ સાંભળજો અને જરાક પ્રભુની મહત્તા સામે પણ જોજો, એ જ અમારી વિનંતી છે.

૩૩. દેશની આબાદી માટે ફતેહની કૂંચી કઇ, એ તમે જાણો છો ? દેશહિતેચ્છુ ઊંડી દૃષ્ટિવાળા સજ્જનો કહે છે કે દેશના દરેક વર્ગના, દરેક કોમના, દરેક ધર્મના અને એકેએક દેશી માણસ દેશનાં સુખદુઃખની સ્થિતિ જાણે એ દેશની આબાદીનો મોટામાં મોટો અને સાચામાં સાચો ઉપાય છે. કારણ કે જો સર્વ લોકો દેશની સ્થિતિ જાણતા હોય તો તે સુધારવા માટે કોઇ પણ માણસ નીકળ્યા વિના રહે નહિ અને બીજાઓ તેને ટેકો આપ્યા વિના રહે નહિ. પણ દેશના દુઃખની ખરી સ્થિતિ જો લોકો ન જાણતા હોય તો તેઓ કાંઈ ચળવળ કરે નહિ કે મદદ કરે નહિ. તેથી પરિણામ એ થાય કે દેશની ઉન્નતિ થતાં વાર લાગે, અને દેશની ઉન્નતિ થતાં વાર લાગે તે આપણી પોતાની ઉન્નતિ થતાં વાર લાગ્યાની બરોબર છે. હવે વિચાર કરો કે આપણા દેશની શું સ્થિતિ છે ? આપણા લોકોને કેવા કેવા હકકો મળવા જોઇએ ! સુધરેલા દેશના લોકો કેવા-

કેવા હકક ભોગવે છે, અને કેવાં સુખ ભોગવે છે, તેનો આપણા દેશના વિના કારણ તજાયેલાં પાંચ કરોડ અંત્યજોને ખ્યાલ છે કે ? હિંદનાં આટલાં બધાં બાળકો તદ્દન અંધકારમાં રહે અને હિંદની ઉન્નતિમાં કાંઇ પણ ભાગ લઇ શકે નહિં, છતાં પણ હિંદની ઉન્નતિ થઇ જશે કે ? જેઓ એમ સમજતાં હોય કે હિંદનાં કરોડો માણસો અજ્ઞાન હોય છતાં પણ હિંદની ઉન્નતિ થઇ જશે, તેઓ બહુ જ મોટી ભૂલ કરે છે. એવી ભૂલમાં આપણા દેશના સારાં માણસો ન રહી જાય માટે આ અંત્યજ-સ્તોત્રની જરૂર છે. કારણ કે જેઓ જાગતાં છતાં ઊંઘવાનો ઢોંગ કરતાં હોય તેઓને કાયદાની મદદથી ફરજિયાત રીતે સુધરવું પડશે, પણ જે ભોળપણથી વહેમમાં પડેલાં છે તેઓના કાન ઉઘાડવા માટે આવાં સ્તોત્રોની જરૂર છે.

૩૪. અંત્યજોને સુધારવા માટે તેઓનાં અંતરમાં સુખની મોટી આશાની આગ સળગાવો, તેઓને કહો કે દુનિયામાં જે દેશો આબાદીવાળા છે અને સુખી છે, તે દેશોમાં ગરીબોના ઘરમાં પણ હારમોનિયમ છે અને તમારા ઘરમાં ફૂટેલાં હાંલ્લાં પણ નથી. સુધરેલા દેશના લોકોનાં ઘરમાં વીજળીના દીવા છે અને તમારાં ઘરમાં દીવો કરવા ગ્યાસલેટ ખરીદવા એક પાઈ પણ નથી. તે લોકોનાં ઘરમાં ખુરસી ટેબલ છે અને તમારાં ઘરમાં ફાટેલી સાદડી કે સડેલી ગોદડી પણ નથી. તે લોકોના ઘરમાં સુંદર ચાંદીનાં અને કાચનાં વાસણો છે અને તમારાં ઘરમાં ગટરો પાસેથી ઊચકી લીધેલાં -ભાંગેલાં ઠીબડાં છે. તેઓનાં શરીર ઉપર ઋતુઋતુને અનુસરતાં

કપડાં છે અને તમારા શરીરની એબ ઢાંકવા માટે લંગોટીનો કટકો પણ મેળવતાં મુશ્કેલી થઇ પડે છે. શું આ સ્થિતિ સુધારવા જેવી નથી ? આવી દરિદ્રતામાંથી છૂટવા પ્રયત્ન કરો, તમે ચળવળ કરો, તમે ચર્ચા કરો અને જગતનું ધ્યાન ખેંચો એટલે દુનિયાના ઘણા લોકો, સારા લોકો, કેળવાયેલા લોકો, તમારી તરફેણમાં છે. જમાનો તમારી તરફેણમાં છે, અને હવે પ્રભુ પણ તમારી તરફેણમાં છે. માટે તમોને જરૂર, જરૂર ને જરૂર ફતેહ મળશે, અને તે પણ બહુ જ જલદીથી. માટે તમારી સ્થિતિ સુધારવાના પ્રયત્નમાં મંડયા રહો, મંડયા રહો!

૩૫. આ દુનિયામાં ઘણી જાતના આનંદ છે. પણ તેમાં જે મોટામાં મોટો આનંદ છે તે એ છે કે જે આંધળાં હોય તેને દેખતાં કરવાં, જે પાંગળાં હોય તેને ચાલતાં કરવાં, જે બહેરાં હોય તેને સાંભળતાં કરવાં, જે મૂંગાં હોય તેને બોલતાં કરવાં, જે મૂર્છાવસ્થામાં પડેલાં હોય તેને જાગૃત કરવાં, એ સૌથી મોટો આનંદ છે. બિચારાં અંત્યજોની સ્થિતિ અત્યારે આંધળાં બહેરાં, લૂલાં, મૂગાં અને મૂર્છિત જેવી છે, એટલે તેઓમાં જે નવું જીવન રેડનારાં છે તે સૌથી શ્રેષ્ઠ છે. તે પ્રભુનાં વહાલાં છે અને તે દેશના સાચા સેવકો છે. માટે જો ખરી રીતે કામ કરવું હોય, ઊંચા પ્રકારનું કામ કરવું હોય અને કરોડો લોકોનું જલદી ભલું થાય તેમ કરવું હોય, તો નિરાધાર અંત્યજોને સુધારવાની કોશિશ કરો, નિરાધાર અંત્યજોને સુધારવાની કોશિશ કરો!

૩૬. આ જગતમાં ખરેખરાં મોટાં માણસો કોણ છે

એ તમે જાણો છો ? કુળથી મોટાં ગણાય એ કાંઇ મોટાં નથી. બાપદાદાની મોટાઇથી મોટાં ગણાય તે કાંઇ મોટાં નથી. ધર્મનું ઓઢું આડું ધરીને ગુરુમણાના દંભથી મોટાં ગણાય એ કાંઇ ખરેખરાં મોટાં નથી. પોતાના મનુષ્ય બંધુઓને દારૂગોળાના બળથી મારી શકે તે કાંઈ ખરેખરાં મોટાં નથી, કાંઇ સંજોગોને લીધે તેના બળથી ધન મેળવી લે, તે જ કાંઇ ખરેખરા મહાન પુરુષ નથી. પણ મહાત્માઓ તો એમ કહે છે કે જે ગાય હમણાં દૂધ આપી શકતી નથી, તેને ખૂબ દૂધ આપતી કરે તે જ ખરેખરાં મોટાં છે. જે ઘોડો હમણાં ચાલી શકતો નથી, તેને દોડતો કરી દે તે જ ખરેખરાં મોટાં છે. જે આંબાનાં ફળ હમણાં નાનાં અને રસ વગરનાં થઈ ગયાં છે તે આંબાનાં ફળને મોટાં અને રસવાળાં બનાવે, તે ખરેખરાં મોટાં માણસ છે. બાજરીના જે ડૂંડાંમાં હમણાં થોડા દાણા થાય છે, તે ડૂંડાંમાં હજારો દાણા કરી આપે તે ખરાં મોટાં માણસ છે. વળી જે અનાથ લોકો પહાડની ખીણમાં પડી ગયા છે, તેમને પહાડ ઉપર ચઢાવી આપે તે ખરેખરાં મોટાં માણસો છે. આવું કામ કરવાનું ક્ષેત્ર હમણાં અંત્યજો છે. કારણ કે હમણાં તેઓ રસ વિનાના આંબા જેવાં થઈ ગયેલાં છે, તેઓ વસૂકી ગયેલી ગાય જેવાં છે, તેઓ હમણાં થાકી ગયેલા ઘોડા જેવાં છે, તેઓ હમણાં ઓછા દાણાવાળાં ડૂંડાં જેવાં છે, તેવો હમણાં અધમતાના ખાડામાં પડી ગયેલાં છે, માટે એ ખાડામાંથી તેમને કાઢવાં એ ખરેખરૂં મહાન કામ છે: માટે જે સજ્જનો એ મહાન કામ કરશે, જે પ્રભુના સાચા પરોપકારી ભક્તો એ કામ કરશે અને જે દેશકાળ સમજનારા સાચા કર્મયોગીઓ એ સાચી સેવાનું કામ કરશે,

૮ હીણાયેલાંઓને ખાતર જેઓ પોતાના માનનો ભંગ કરે છે તેઓને ધન્ય છે!

૯ પોતાના અંતઃકરણના માનને ખાતર, સત્યના માનને ખાતર, અને પ્રભુના માનને ખાતર જે પોતાના માનનો ભંગ કરે છે તેઓને ધન્ય છે!

૧૦ દુઃખીઓને ખાતર જે બડેખાંઓનાં અપમાન સહન કરે છે, જ્ઞાતિનાં અપમાન સહન કરે છે અને પોલંપોલવાળા ગુરુઓનાં અપમાન સહન કરે છે તેઓને ધન્ય છે!

૧૧ પોતાનો કોઈ પણ જાતનો સ્વાર્થ ન હોવા છતાં પણ સેવાવૃત્તિથી જ પોતાની મોટાઈનો ત્યાગ કરીને જે મલિન સ્થિતિના લોકોમાં મળે છે, અને તેમને સુધારવાની કોશિશ કરે છે, તેઓને ધન્ય છે, ધન્ય છે! કારણ કે જેઓ તિરસ્કાર સહન કરવાવાળા છે તેઓની ઉપર ઈશ્વરની દયા ઊતરશે, તેઓની ઉપર ગરીબોના આશીર્વાદ ઊતરશે અને તેઓને વધાવી લેવા સારૂ સ્વર્ગની દેવીઓ ફુલની માળા લઈ ઊભેલી છે. કારણ કે ધન તજવું એ સહેલી વાત છે, ઘર તજવું એ સહેલી વાત છે, કુટુંબ તજવું એ સહેલી વાત છે, અને જ્યારે કોઈ પણ જાતના આવેશમાં આવી જાય ત્યારે પાણી તજવું એ પણ સહેલી વાત છે. પણ અનાથોને ખાતર, નીચ ગણાતા લોકોની ખાતર અને જેમનો દેશના વીસ કરોડ માણસો તિરસ્કાર કરે છે તેવા અંત્યજોની ખાતર સમજણપૂર્વક, ઈરાદાપૂર્વક પોતાના માનનો ભંગ કરવો અને લાખો લોકોનો તિરસ્કાર સહન કરવો એ કાંઈ નાનીસૂની વાત નથી. માટે જે સ-

જજનો એવું કઠણ કામ કરે, એવું આકરૂં તપ કરે, તેઓને ધન્ય છે!

૩૮. જેમ કેસ વધારે ખરાબ તેમ સારા ડૉકટરને તેની વધારે ફિકર હોય છે. તેમ જ અંત્યજોની માનસિક સ્થિતિ એટલી બધી ખરાબ છે કે જો આપણે તેમની વાતો સાંભળીએ તો આપણને તેમની દયા આવ્યા વગર રહે નહિ, માટે તેમની તરફની આપણી દયા ઉશ્કેરાય તે સારૂ બહુ જ પડી ગયેલાં અને છેક જ નીચે ઊતરી ગયેલાં અંત્યજોની થોડીક વાતોના નમૂના પણ આપણે જાણવા જોઇએ.

૧ જેમકે, આપણે જ્યારે સ્વરાજ્યની વાતો કરીએ છીએ, ત્યારે તેઓ અંદર અંદર વાતો કરે છે કે પીઢીઓ વેઠે શા માટે ન જાય? એને માથે શું કૂમતું છે? આપણે બધા વેઠ કરી કરીને મરીએ છીએ અને તે હરામખોર દાવમાં આવતો નથી. માટે હવે સિપાઇ વેઠે પકડવા આવે તો પીઢીઆને પકડાવવો છે. એ માટે મેં જમાદારને કહેલું છે કે માબાપ, હવે તો તેને વેઠમાં પકડવો જ જોઇએ.

૨ આપણે ઉત્તમ ખોરાકની વાતો કરીએ છીએ અને મીઠાઈ મેવાની વાતો કરીએ છીએ, ત્યારે તે અધમ સ્થિતિમાં પડેલા લોકોમાંથી કોઇ કોઇને શું કહેવું પડે છે, એ તમને ખબર છે? તેઓ પોતાનાં છોકરાંને કહે છે કે તું અમીરજાદો કયાંથી થયો કે આ માંસ નહિ ખાય? તારે સારૂ રોટલો કયાંથી લાવશે? સડેલું હોય તો શું થયું? જુવારના ભાવ શું છે એ ખબર છે? હમણાં આઠ દિવસ થયાં કામ નથી મળ્યું તે જોતો નથી? જુવાર કયાંથી લાવીએ?

કોઇ વેપારી ઉધાર આપે છે ? ન ખા તો મર ભૂખે. તું એવો જ અકરમી છે.

૩ આપણે ગીતા અને ઉપનિષદ વાંચીએ છીએ અને હિંદુ ધર્મનું તત્ત્વ યુરોપીયન વિદ્વાનોમાં ફેલાતું જાય છે એવી વાતો કરીએ છીએ, ત્યારે એ લોકમાં શું વાતો થાય છે, એ તમને ખબર છે ? રામા મહારે વિઠલ મહારને કહ્યું કે તું ગધેડો છે તે વેઠ કર્યા કરે છે. હું ખ્રિસ્તી થઇ ગયો એટલે વેઠ કરવી મટી ગઇ. તું પણ ખ્રિસ્તી થઈ જાને, એટલે કોઇ નામ ન લે ! એ વિના રાજ્યના સિપાઇઓ આપણને સુખે રહેવા દેશે કે ? વટલાવામાં આપણું શું જાય છે ? પાદરીને કહીએ કે અમે તમારા ધર્મમાં આવવા તૈયાર છીએ, એટલે તુરત જ બધી સગવડ ! વેઠ પણ મટી જાય, સૌને અડી શકાય અને છોકરાંઓ નિશાળમાં બ્રાહ્મણનાં છોકરાંઓની સાથે ભણી શકે ! માટે મારૂં કહ્યું માનતો હોય તો થઇ જા ખ્રિસ્તી ! મફતનો હડધૂત શું કરવા થયા કરે છે ? સિપાઇઓના ગોદા શું કરવા ખમે છે ? રામાની વાત વિઠલ મહારને ગળે ઊતરી. ખ્રિસ્તી થવા તે કબૂલ થયો. પણ હિંદુઓની આંખો ઊઘડે એમ ક્યાં છે ? ધર્માન્ધો આભડછેટના ખાડામાંથી નીકળી શકે એમ ક્યાં છે ?

૪ આપણે દારૂનિષેધ માટે ફાંફાં મારીએ છીએ, ભાષણો આપીએ છીએ અને એ જાતનાં લખાણો
ત્યારે એને બદલે અંત્યજોમાં દારૂ વ
દારૂ માટે તેઓમાં શું વાતો થાય

ભીખલા ભંગિયાને ઘેર લગ્ન હતાં ત્યારે જેઠીઆએ દારૂ પીવાની ના પાડીને કહ્યું કે, દારૂ પીવાથી મને ઊલટી થાય છે ને માથું ફરે છે. ત્યારે ભીખા પટેલે કહ્યું કે નાતનું અપમાન થાય કે ? અહીં તો દારૂ પીવો જ પડશે. પેલાએ ન પીવા માટે ઘણી તાણ કરી પણ હરિયાએ કહ્યું એનો ભાર શું છે કે ના પીએ, લાવો હું એને પરાણે પાઇશ. અંતે તેને દારૂ પીવો જ પડે છે.

૫ આપણે જીવદયાની વાતો કરીએ છીએ અને એ માટે કાંઇ કાંઇ ઉપાયો કરીએ છીએ, ત્યારે કેટલાક અંત્યજોમાં એ સંબંધે શું વાતો થાય છે એ તમે જાણો છો ?

પરબતે કહ્યું, અરજણીઆ ! એણુ તો ચામડાંનો ઇજારો લીધો છે તેમાં માર્યા જઇશું. ઇજારાના પંદરસો રૂપિયા આપ્યા છે અને હજી પાંચસો રૂપિયાનાં પણ ચામડાં થયાં નથી. ઢોરમાં રોગ આવે તો ઠીક થાય, નહિ તો રખડી પડીશું. ત્યારે અરજણીઆએ કહ્યું કે રોગની કાંઇ વાટ જોયા કરાય કે ? એ તો ન પણ આવે. જીવણાએ ચામડાંનો ઇજારો રાખ્યો હતો ત્યારે તે ઢોરને ઝેર દેતો હતો. જંગલમાં ઢોર ચરવા ગયાં હોય ત્યાં કોને ખબર પડે ? રોટલામાં સોમલ નાખીને કોઇની ભેંસને કે કોઇના સારા બળદને ખવરાવી દઇએ તો તે મરી જાય. ભેંસવાળો જાણે કે સાપ કરડયો હશે એટલે તે મરી ગઇ. એમાં કોણ જાણે કે આપણે ઝેર દીધું છે ? એમ કર્યા વિના ઇજારાના રૂપિયા નહિ ભરાય, વગેરે. એ તેમ કરે છે અને લોકોનાં ઢોરને વિના કારણ ઝેર દઇ મારી નાંખે છે.

હે સજ્જનો ! અધમતાની આવી વધારે વાતો કરવાની કાંઈ જરૂર છે ? આટલા નમૂના શું બસ નહિ થાય ? શું આ સ્થિતિ સુધારવાની જરૂર નથી ? આપણા દેશી બંધુઓને આવી સ્થિતિમાં રાખીને શું હિંદનો ઉદય કરી શકાશે ? યાદ રાખજો કે અંત્યજોની આવી અધમ દશા છે માટે જ તેઓને સુધારવાની વધારે જરૂર છે. તેઓની આવી માઠી દશા જોઇને કાંઇ તેઓ પાસેથી ખસી જવાય નહિ અને એ સારૂ જ કાંઇ તેઓથી દૂર દૂર રહેવાય નહિ, પણ જેમ બને તેમ તેઓની સાથે ભળીને તેઓની સ્થિતિ સુધારવાની કોશિશ કરવી જોઇએ.

૩૯. અંત્યજોના ઉદ્ધારની જેઓ વિરૂદ્ધમાં હોય તેઓને પૂછજો કે—

૧ અંત્યજોમાં આત્મા છે કે નહિ ?
૨ અંત્યજો મનુષ્ય છે કે નહિ ?
૩ જેમ જગતના બધાં મનુષ્યો પ્રભુનાં બાળકો છે, તેમ અંત્યજો પણ પ્રભુનાં બાળકો છે કે નહિ ? કે તેઓનો પ્રભુ કોઈ બીજો છે ?
૪ અંત્યજોને સુધારવાની જરૂર છે કે નહિ ?
૫ અંત્યજો સુધરી શકે તેવા છે કે નહિ ?
૬ અંત્યજોમાં પણ સારાં માણસો અને ભકતો હોય ખરાં કે નહિ ?
૭ અંત્યજો પણ પ્રભુના દરબારમાં જઇ શકે કે નહિ ?
૮ અંત્યજોની મદદની દેશને જરૂર છે કે નહિ ?
૯ અંત્યજો આપણા ધર્મમાં રહે તો સારૂં કે વટલી જાય તો સારૂં ?

૧૦ અંત્યજો હિંદના વતની છે કે પરદેશી છે ?
૧૧ કોઇ પણ ગરીબ, નિરાધાર, દુઃખી કે દરિદ્રી માણસને મદદ કરવાની આપણી ફરજ છે કે નહિ ?
૧૨ અંત્યજોને સુધારવાથી ધર્મ થશે કે પાપ થશે ?
૧૩ અંત્યજોને સુધારવાથી દેશની ચઢતી થશે કે પડતી થશે ?
૧૪ હાલના વખતમાં અંત્યજોની સ્થિતિ દયા કરવા યોગ્ય છે કે નહિ ?
૧૫ અંત્યજોને આગળ વધારનારા ઉપર પ્રભુ રાજી થશે કે ગુસ્સે થશે ?
૧૬ જો આપણે અંત્યજોનો તિરસ્કાર કરીએ તો તેનો સત્કાર કરવા માટે બીજા લોકો તૈયાર છે કે નહિ ?
૧૭ અંત્યજોની બાબતમાં જમાનો શું કહે છે ? તેઓનો તિરસ્કાર કરવાનું કે તેમને મદદ કરવાનું ?
૧૮ ઊંચ કોમોના ગણાતા હિંદુઓ સિવાય જગતની બીજી બધી પ્રજા અને નામદાર સરકાર અંત્યજો માટે કેવા વિચારો ધરાવે છે ? તેઓને સુધારવાના કે તેઓ હાલમાં છે તેવાને તેવા રાખી મુકવાના છે ?
૧૯ તમારા વહેમના ઘરમાં આગ લગાડનારો, અંત્યજોની તરફેણનો એક બળવાન પક્ષ ઊભો થતો જાય છે, અને એ પક્ષમાં તમારા ભાઈ, તમારા ભાણેજો, તમારા ભત્રીજા, તમારા કાકા, તમારા સાળા, તમારી બહેનો, તમારા શેઠ, તમારા નોકરો, તમારા દીકરાઓ અને તમારા બ્રાહ્મણો વટલાતા જાય છે. અને તેમનું દિનપ્રતિદિન જોર વધતું જાય છે, એની તમને ખબર છે કે નહિ ?

૩૦ આ બધા સવાલોના તમે સંતોષકારક જવાબ આપી શકો છો? અને એ બધી મુશ્કેલીઓને અટકાવી શકો એવું તમારામાં બળ છે? જો એવું બળ તમારામાં ન હોય તો અંત્યજોની ઉન્નતિ થવાની જ છે. અને તમે આંખો ચોળતા અને મોઢું વિકાસતા રહેવાના જ છો, છૂટછાટ મૂકીને ડહાપણથી કામ લેતા શીખજો એમ અંત્યજસ્તોત્રની તમને ભલામણ છે.

૪૦. આ અંત્યજસ્તોત્ર અંત્યજનો ઉદ્ધાર કરવામાં મદદગાર થાઓ! આ અંત્યજસ્તોત્ર આર્યોનું આર્યત્વ જગાડવામાં મદદગાર થાઓ! આ અંત્યજસ્તોત્ર સત્ય ધર્મ સમજાવવામાં ઉપયોગી થાઓ! અને ઊંચવર્ણપણાના અભિમાનને લીધે જેઓનું મનુષ્યપણું નષ્ટ થયેલું છે, તેઓને અભિમાનની ખાણમાંથી બચાવી મનુષ્યપણું પ્રત્યક્ષ કરાવનારૂં થાઓ!

૧ આ અંત્યજસ્તોત્ર અમને અમારા સત્ય ધર્મનું ભાન કરાવનારૂં થાઓ!

૨ આ સ્તોત્ર અમને અમારી ફરજ બજાવવામાં દૃઢતા આપનારૂં થાઓ!

૩ આ અંત્યજસ્તોત્ર અમને મનુષ્યજાત તરફ ઉદાર વિચાર ધરાવવાનું બળ આપનારૂં થાઓ!

૪ આ અંત્યજસ્તોત્ર હિંદુઓ ઉપરનું કલંક ધોઇ નાખનારૂં થાઓ!

૫ આ અંત્યજસ્તોત્ર વિનાવાંકે તજાયેલાં કરોડો માણસોનો હિંદુદેવીની સેવામાં ઉમેરો કરનારૂં થાઓ!

